પુ. ૧લું ] જાન્યુઆરી ૧૯૩૮ [ અંક ૮ મો

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From A Constructive Point of View



તંત્રી અને પ્રકાશક
જયન્તીલાલ મોગરજી મહેતા
નડીઆદ ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ] [ Annual Subscription Rs 6

# અનુક્રમ






મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ–અમદાવાદ.

મુદ્રકઃ મગનલાલ વિશ્વનાથ પાઠક.

પ્રકાશકઃ જનાર્દનરાય મોરારજી મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લુ ] જાન્યુઆરી : ૧૯૨૮ [ અંક ૪ થો

## કોણ રાજ્ય ચલાવી શકે?

જે માણસ પોતાના દ્રવ્યની દરકાર કરતો નથી તેજ ખરું રાજ્ય ચલાવી શકે છે. આથી એમ સમજવાનું નથી કે તેને દ્રવ્યની જરૂર નથી. પરંતુ દ્રવ્ય પ્રત્યે તે બેદરકાર રહે છે, તેનું મુખ્ય કારણ એ છે, કે તે હમેશાં પોતાના કરતાં બીજાની જ આવશ્યકતાનો પ્રથમ વિચાર કરે છે. જેને જે આવશ્યકતા હોય તે પૂરી પાડે છે. જે રાજ્યશાસકની આવા પ્રકારની વૃત્તિ હોય તે બીજાનું શી રીતે લઇ શકે ? અથવા તેવાની અપેક્ષા પણ કેમ રાખે ? પોતાની બાબતમાં આવા બેદરકાર પુરૂષો બીજાની બાબતમાં વધારેમાં વધારે દરકાર રાખે છે તેનું કારણ પણ એ જ છે, કે તે પોતાના કરતાં બીજાની જરૂરીઆતોને પ્રાધાન્ય આપે છે. એટલા માટે સારી રીતે રાજ્ય ચલાવવાની ઇચ્છા રાખનાર રાજ્યશાસકોએ હંમેશાં પોતાને વિષે બેદરકાર રહેતાં શિખવું અને બીજાની અનુકૂલતા અને જરૂરીઆતોનો વિચાર કરતા થવું. પોતાને વિષે બેદરકાર રાજ્યશાસક હમેશાં આદર્શ શાસક નીવડે છે.

# દેશીરાજ્યો અને નરેંદ્રમંડળ.

દેશી રાજ્યોના પ્રશ્નનો સમાધાન ભર્યો નિર્ણય કરવાનું અત્યારે ઘણાને મુશ્કેલ લાગે છે. એક-બાજુ લોકશાસનના પ્રસરતા જતા વિચારો, દેશી રાજ્યોની સાથેના બ્રિટિશ સરકારે કરેલાં કરારો અને સંધીનામા અને ત્રીજું કેટલાંક દેશીરાજ્યોમાં રાજકર્તાની સત્તાની અતિશયતાને લીધે ઉત્પન્ન થએલી પરિસ્થિતિના પરિણામે વધતી જતી ચર્ચાથી અને પ્રજાના અસંતોષથી આ પ્રશ્નની વિકટતા સ્પષ્ટ થઇ છે. પરંતુ એક રીતે દેશી રાજ્યો નષ્ટ થાય એ ગમતું નથી અને બીજી રીતે એમ લાગે છે, કે જે રીતે અત્યારે દેશી રાજ્યોનો વહીવટ ચાલે છે, તે તેના અસ્તિત્વ માટે હાનિકર્તા છે. આટલા માટે હવે જરૂરનું છે, કે કોઈપણ ભોગે તેનો અંતિમ નિર્ણય કરી નાખવો જોઇએ.

અત્યારે હીંદમાં રાજકર્તાઓના વિચારોનું પ્રતિનિધિત્વ ધરાવનારૂં–પણ સ્થાપિત બંધારણ વગરનું–નરેન્દ્ર મંડળ અને લોક શાસનના સિદ્ધાંતને અનુસરી ચાલનાર હીંદી સરકાર: આ પ્રમાણે બે મુખ્ય તંત્ર પદ્ધતિ છે. હવે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદ વચ્ચેના કેટલાક સામાન્ય પ્રશ્નો એવા છે, કે જે પ્રશ્નોનો ઉભયને અનુકૂલ થઇ શકે એવો-નિર્ણય કરી શકાય એટલા માટે અત્યારે Federal Scheme વગેરેનું ધોરણ અખ્ત્યાર કરવાનું કેટલાક તરફથી સુચવવામાં આવે છે. અર્થાત્ કે Federal Councilનું બંધારણ એવું કરવું કે તેમાં દેશી રાજ્યોના અમુક પ્રતિનિધિઓ અને હીંદી સરકારના અમુક પ્રતિનિધિઓ સાથે બેસી, અત્યારે અસ્તિત્વ ધરાવતા અને હવે પછી ઉત્પન્ન થાય તે પ્રશ્નોનો પરસ્પર સહકાર પૂર્વક ઉકેલ કરે. પરંતુ તેથી તો માત્ર બુદ્ધિના સહકાર અને અતિ પરિચયતાને અંગે મતભેદ ઓછો થવાને બદલે ઉલટી તેમાં વૃદ્ધિ થશે, એટલું જ નહીં પણ મતભેદના મુદાઓ "Points of Controversy" પણ વધતા જશે. આ બધાનું પરિણામ એ આવશે કે આજ નહીં તો ભવિષ્યમાં પચાસ વર્ષે પણ દેશી રાજ્યોના અસ્તિત્વને તે હાનિ-કર્તા નીવડશે. તેમ વખત જતાં દેશી રાજ્યો હમેશને માટે નષ્ટ પામશે.

આવી નહીં ઇચ્છવા જોગ સ્થિતિ ભવિષ્યમાં ન ઉત્પન્ન થાય એટલા માટે સારામાં સારો માર્ગ એ છે, કે જેમ બને તેમ મતભેદના મુદાઓ "Points of Controversy" ઓછા કરી નાંખી, બુદ્ધિના સહકારને બદલે હૃદયનો સહકાર સાધવો. આ માટે અત્યારે દેશી રાજ્યોએ જે ખોટ સહન કરવી પડે તે સહન કરી લઇ છુટાં પડી જવું એ જ શ્રેયસ્કર માર્ગ છે. પચાસ લાખ ગુમાવીને કરોડ બચાવવા એ સારૂં છે, પણ પાંચ લાખ બચાવવા

માટે કરોડ ગુમાવવા એ બરાબર નથી. બાકી જો એકવાર સંયુક્ત ધોરણ "Federal Scheme"થી વાટાઘાટ કરવાનું શરૂ કરવામાં આવશે તો તેનું પરિણામ નિઃસંશય સારૂં નહીં આવે. એટલા માટે અત્યારથી જ મતભેદના મુદ્દાઓ "Points of Controversy" ઓછા કરી નાંખી દેશી રાજ્યોએ માત્ર પોતા પૂરતી જ વિચારણા કરવાનો માર્ગ અખ્ત્યાર કરવો એ હાલની સ્થિતિમાં તેમજ ભવિષ્ય માટે હિતાવહ છે.

આટલી સ્પષ્ટતા કરી નાંખ્યા પછી દેશી રાજ્યો નરેશાધિપત્ય તંત્ર "Monarchical" પ્રમાણે અને બ્રિટિશ હીંદ લોકશાસન "Democracy"ના ધોરણે પોતાની પ્રગતિ ભલે સાધે. આમ થશે એટલે બ્રિટિશ હીંદમાં લોકશાસનના ધોરણે ચાલતો રાજ્યવહીવટ જો સારો હશે તો દેશી રાજ્યોને પણ સ્વેચ્છાથી તેનું અનુકરણ કરવાની અનાયાસે ફરજ પડશે. એટલે કાળ જતાં પરિણામ એ આવશે કે માત્ર રાજાની જ સત્તાથી ચાલતો વહીવટ પણ લોકશાસનના ધોરણે ચાલતા વહીવટનું રૂપ લેશે; અને રાજાની સત્તા રહેવા છતાં તે દ્વારા ચાલતો વહીવટ ક્રમે ક્રમે સર્વાંશે લોકશાસન રૂપ જ બની જશે. અર્થાત્ કે પછી બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો, ઉભયમાં વહીવટનું સમાન ધોરણ પ્રવર્તશે. આવી પરિસ્થિતિ જ્યારે આવશે ત્યારે બ્રિટિશ હીંદની પ્રજા સમજશે કે અનેક પ્રકારના રાગદ્વેષ વધારનારી આ બધી ચુંટણીની ધમાલ અને વિવિધ જવાબદારીવાળા લોકશાસનના ધોરણે ચાલતા વહીવટ કરતાં તો, એ બધી પંચાત વગરનો પણ લોકશાસનના ધોરણ જેવો જ બલ્કે કેટલીક બાબતોમાં તો તે કરતાં પણ સારો રાજાની સત્તાથી ચાલતો વહીવટ લાભપ્રદ અને સ્વીકારવા યોગ્ય છે.

પરંતુ આ પહેલાં નરેંદ્રમંડળને "League of Indian States" ના જેવું રૂપ આપી કાંતો તેને વધારે બળવાન બનાવવું જોઇએ અથવા તો તેને નિમૂંળ કરવું જોઇએ. બન્ને રીતે લાભ છે. બાકી તો અત્યારે નરેંદ્રમંડળમા કશું બળ નથી. કારણ કે ઇન્દોરના રાજકર્તાએ ગાદી ત્યાગ કર્યો અને નિઝામે સરકારની સત્તાનો લગભગ સ્વીકાર કર્યો. આ બન્ને પ્રસંગોએ નરેંદ્ર મંડળે શું કર્યું ? અલબત્ત આ વખતે જ એમ ધારવામાં આવતું હતું કે કોઇક એવો રાજકર્તા નીકળશે કે જે સરકારને સામું આહ્વાન કરશે, અને વસ્તુતઃ ભરતપુરના રાજકર્તાના સંબંધમાં એમ બન્યું પણ ખરૂં! છતાં હવે જોવાનું છે કે નરેંદ્રમંડળ શું કરે છે ? આટલા માટે નરેંદ્ર મંડળને એટલી મર્યાદા સુધી બળવાન સંસ્થા બનાવવી જોઇએ કે પછી તેમાં સરકાર વચ્ચે પડી શકે નહીં; અને તે દેશી રાજ્યો ઉપર સત્તા સમાન થઇ પડે. અત્યારે તો કોઇપણ પ્રકારના બંધારણ રહિત નરેંદ્ર મંડળ એટલું નિર્બળ છે, કે એક રાજકર્તાના વર્તનને અંગે સમગ્ર નરેંદ્રમંડળની પ્રતિષ્ઠાને સહન કરવું પડે છે. નરેંદ્રમંડળનું બંધારણ દેશી રાજ્યો ઉપર નિયમન રૂપ હોય તો આવે પ્રસંગે પેલા રાજાને બધા રાજાઓ કહી શકે કે કાંતો તમે તમારૂં વર્તન સુધારો અથવા અમે તમારો ત્યાગ કરીશું. અર્થાત તમારે નરેંદ્રમંડળમાંથી નીકળવું પડશે.

હવે જો આમ ન બની શકે તો બીજો માર્ગ એ છે, કે નરેંદ્ર મંડળનું અસ્તિત્વ જ મીટાવી દેવું. આમ થાય એટલે દરેક રાજકર્ત્તા પોતાના રાજ્યનો વ્યક્તિગત રીતે વિકાસ કરશે અને નરેંદ્રમંડળ રક્ષણ કરશે એ ભાવના જતી રહેશે એટલે દરેક રાજકર્ત્તા સારી રીતે ચાલશે. અત્યારની સ્થિતિ કરતાં તો આ સ્થિતિ ઘણી સારી છે. કારણકે અત્યારે તો સરકાર એક રાજ્યના પ્રશ્ન સંબંધી બધા રાજકર્ત્તાઓનાં મન નરેંદ્રમંડળ દ્વારા જાણી લઇ પછી નિર્ભય રીતે પોતાનું ધાર્યું કરે છે. પરંતુ જો નરેંદ્રમંડળનું અસ્તિત્વ જ ન હોય તો પછી સરકાર કોઇ રાજ્ય સામે પગલાં લેના પહેલાં વિચાર કરશે. અને પોતાનું પગલું વાસ્તવિક હશે તો પણ બીજાં રાજ્યો પોતાના વિષે શું ખ્યાલ બાંધશે એવા પ્રકારની પ્રતિષ્ઠાના ભયે સરકારને હાથે દેશી રાજ્યોને અન્યાય થવાના પ્રસંગ ભાગ્યે જ આવશે. એટલું જ નહીં પણ ખાલી બંદુક ભરી એક બીજા સામે તાકી ઉભેલા બે શખ્સ જેમ પરસ્પર ભયભીત રહ્યા કરે છે તેમ દેશી રાજ્યો અને સરકારના સંબંધમાં પણ બનશે. એટલે કે સરકાર અને દેશી રાજકર્ત્તાઓ પોતાની મર્યાદાનો ત્યાગ કરતા પહેલાં હજાર ગણો વિચાર કરશે.

ઉપરોક્ત વિચાર માર્ગ કેટલાક રાજકર્ત્તાઓને યોગ્ય લાગે છે, કેટલાકને તેની કશી ઉપયુક્તતા જણાતી નથી, જ્યારે કેટલાક તે સંબંધે ઉદાસીન છે: પરંતુ મોટો ભાગ એવો છે, કે આ વિચારોની વ્યવહારૂતા સ્વીકારે છે. અત્યારે 'States Inquiry Committee' નિમાઇ છે, તે વખતે જો બુદ્ધિના સહકારનો માર્ગ છોડી દઇ ઉપરના વિચારોને અનુકૂલ પોતાના અભિપ્રાય રાજકર્ત્તાઓ, એ કમિટિ આગળ રજુ કરશે તો તેમને અને તેમનાં રાજ્યોને તેથી લાભ જ છે.

એક વૃદ્ધની વિચાર પોથીમાંથી



# હીંદી રાજકીય સુધારા ઉપર એક યાદિ.

## દ્વિવિધ રાજ્ય વહીવટનો વિકલ્પ.

( સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઈ. )

૨૫. દ્વિમુખી શાસન પદ્ધતિની યોજના સાથે સરખાવતાં ૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦મી તારીખે પાર્લામેંટ સમક્ષ જે રાજનીતિ જાહેર કરવામાં આવેલી તે રાજનીતિના મૂળ ભૂત સિદ્ધાંતોને મેં જેની રૂપરેખા દોરી છે તે યોજના કેટલે અંશે પાર પાડી શકે છે, તે કસોટીના આધારે તેની તુલના થવી જોઇએ. દ્વિમુખીશાસન પદ્ધતિ અનુસાર રાજ્યવહીવટના બે વિભાગ પડે છે. જેમાંનો એક પરાયત્ત વિભાગ પ્રધાન કે પ્રધાનોને સુપ્રત કરવામાં આવે છે. પ્રધાનોને ક્યાં ખાતાંઓ સુપ્રત કરવાં અને ક્યાં ખાતાંઓ ન કરવાં એ પ્રશ્ન ઘણો જ વિકટ અને ચર્ચાસ્પદ છે. ફીધમ રિપોર્ટમાં[1] કરવામાં આવેલી દરખાસ્તો સંબંધી "જોઇન્ટ કમિટિ" ગમે તેવો નિર્ણય કરે, છતાં પણ પરાયત્ત ખાતાંઓ ( સુપ્રત વિષયો ) નો જે ખરડો છેવટે માન્ય રાખવામાં આવશે તેની, વિરોધી દષ્ટિબિંદુથી કડવાશ ભરેલી ટીકા થશે, એટલું જ નહીં પણ તેની સખ્ત ઝાટકણી પણ કાઢવામાં આવશે. ખાતાંઓની વહેંચણીની મર્યાદા શી બાંધવી તે વિષે નિરંતર અનિવાર્ય રસાકસી થશે અને તે રસાકસી, યોજના અમલમાં મૂકાયા પછી પણ ચાલુ રહેશે તેમજ જો કે દેખીતી રીતે તો પરાયત્ત ખાતાંઓ સંપૂર્ણ રીતે લોકોને સુપ્રત કરવામાં આવ્યાં તો પણ રાજ્ય કારોભારના સ્વાયત્ત વિભાગમાં ગવર્નરને જે વિશિષ્ટ સત્તા આપવામાં આવી છે તેથી ઘણી બાબતોમાં સ્વાયત્ત વિભાગ, પરાયત્ત વિભાગ ઉપર આપખુદ સત્તા ભોગવશે; તેમ તેથી ફરીઆદ અને અથડામણનું કારણ સદાયે ઉભું જ રહેશે. વસ્તુત : તો પરાયત્ત ખાતાંઓની અંશત : જ સોંપણી કરવામાં આવી છે અને તેને પણ "રી-એન્ટ્રી" ( Re-entry ) ની સત્તાનો ઉપયોગ કરી તદ્દન નકામી કરી શકાય એમ છે. પરંતુ મારી આ વૈકલ્પિક યોજના અનુસાર વડીધારાસભાને હીંદી સરકારના સમગ્ર કારોબારમાં અપૂર્ણ ( partial ) છતાં ચોક્કસ પ્રમાણમાં પોતાના અભિપ્રાય દર્શાવવાની સત્તા મળે છે, તેમજ સુયોગ્ય પ્રમાણમાં જવાબદારી પણ મળે છે. અને એ રીતે વડી ધારાસભા માર્ફત લોકોને પણ તે સત્તા અને જવાબદારી પ્રાપ્ત થાય છે. દ્વિમુખી શાસન પદ્ધતિનો હેતુ ધીરે ધીરે એક પછી એક સ્વાયત્ત ખાતાંઓની સોંપણી કરી સંપૂર્ણ સ્વરાજ્યના ધ્યેયે પહોંચવાનો છે. જ્યારે આ વૈકલ્પિક

---

૧. દ્વિવિધ શાસનતંત્ર પ્રમાણે રાજકાર્યોની વહેંચણી ઉપર

યોજના પણ નીચેના ધોરણે એ હેતુને સિદ્ધ કરશે. તે આ પ્રમાણે:–(૧) ધારાસભાઓમાં નીમેલા અમલદારોનું પ્રમાણ ઘટાડીને; (૨) ઉત્તરોત્તર વધતા પ્રમાણમાં નિશ્ચિત કરેલા વિષયો પરત્વે ધારાસભાના ઠરાવો સરકારને બંધન કર્તા કરીને; (૩) કારોબારી પ્રધાનોની ચુંટણી કરવામાં ધારાસભાના વલણને ઉત્તરોત્તર અનુલ્લંઘનીય બનાવીને.

૨૬. ધારાસભાના સરકારી અને બીન સરકારી સભ્યો વચ્ચેના લગભગ ન સાંધી શકાય એવા મતભેદ માટે જ નહીં, પરંતુ તેઓની મનોવૃત્તિ સંબંધી પણ " જોઇંટ રિપોર્ટ " મા જે દિલગીરી દર્શાવવામાં આવી છે, તે વાજબી છે. તેમ છતાંયે સૂચવવામાં આવેલી દ્વિમુખી શાસનતંત્રની યોજના તો તે શોચનીય અંતરાયને છેક કારોબારી સરકારના આંતર્ગૃહ સુધી લઇ જશે. હાલમાં જેમ રાજ્ય પ્રકરણી બાબતોમાં '' બ્રિટિશ '' અને " હીંદી" ભાવના વચ્ચેનો તફાવત આગળ આવે છે, તે પ્રમાણે વહીવટી બાબતોમાં પણ તેને અગ્રસ્થાન મળે તે પ્રમાણે સરકારી અને બીન સરકારી તત્વો ઉપર એ યોજનામાં ભાર મૂકવામાં આવ્યો છે. દરેક જણ આ વાતની સાથે તો સંમત થશે કે જેઓ હીંદુસ્તાનને સ્વરાજ્યના માર્ગે લઇ જવાની ફરજ બજાવવામાં પોતાનો હીસ્સો આપી રહ્યા છે, તેઓને માટે સાચો આદર્શ તો એજ સંભવે કે સામાન્ય હિતની ખાતર રંગભેદને શમાવી દેવો. જ્યારે દ્વિમુખી શાસન પદ્ધતિના અમલથી રાજ્ય કારોબારમાંનાં બ્રિટિશ અને લોકતત્વો પ્રજાસમક્ષ નિરંતર એક બીજાના વિરોધી તરીકે રહેશે એટલું જ નહીં પણ તેથી જાહેર હિતને ગંભીર હાનિ પહોંચશે. આ વાતને જેટલા ભાર પૂર્વક કહીએ તેટલું ઓછું જ છે. વળી જે જે મતભેદો ઉત્પન્ન થશે. તે તે મતભેદો રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે છે એવી ખરી સમજણને બદલે તે તે મતભેદો સરકારના બ્રિટિશ અમલદારો અને લોકો વચ્ચે છે એવી નિશ્ચિત ભાવના દ્વિમુખીશાસનપદ્ધતિના અમલથી ફેલાશે. અને વસ્તુસ્થિતિ ગમે તે હશે તો પણ કોઇ પણ અપ્રિય કાર્યથી ( કરના વધારા જેવા ) લોકોમાં થએલી કડવાશ લોકદ્રષ્ટિએ કારોબારી મંડળને શીર ઢોળવામાં આવશે. રાજ્યકારોબારનાં કેટલાંક ખાતાંઓ બ્રિટિશ કારોબારીઓએ પોતાને માટે અલાયદાં રાખી તેમાં હીંદીઓને પગપેસારો કરતાં અટકાવેલા છે. આવા ખાતાંઓ બ્રિટિશ કારોબારીઓ પાસેથી પોતાને હસ્તગત કરવાના દ્રષ્ટિબિંદુથી લોકો જેટલો ચાલુ પ્રયત્ન કરશે, તેટલો પ્રયત્ન રાજ્યતંત્ર પોતાને જવાબદાર બનાવવા માટે હરગિજ નહીં કરે. આથી ડગલે ને પગલે તાણખેંચની ભાવના ચાલુ રહેશે અને તેથી પહેલાં કરતાં પણ વધારે કડવાશ ઉત્પન્ન થશે. ના. વાઇસરોયે* પોતાની ખાસ નોંધમાં કારોબારી મંડળોના હીંદી અને બ્રિટિશ સભ્યો સંબંધે ઘણું કહ્યું છે. ( જુઓ જોઇંટ રિપોર્ટ ૧૨૩, ૧૯૧૯ ). મારો અંગત અભિપ્રાય તો એવો છે કે જે જે દરખાસ્તોનો સાર એવો નીકળતો હોય અથવા જેના ઉપરથી એવી અટકળ બાંધી શકાય કે સુધારાનો મમમ પ્રશ્ન '' હીંદીઓ " અને અંગ્રેજો " વચ્ચે છે તે બધી દરખાસ્તોને કહાડી નાંખવી.

* વાઇકાઉંટ ચેમ્સફોર્ડ

હીંદમાં જવાબદાર રાજ્યતંત્રનું ધ્યેય સિદ્ધ કરવાની જે જે યોજના ઘડવામાં આવે તે તે યોજનાનો હેતુ એ જ હોવો જોઇએ કે તે મહાન્ અને ઉમદા કાર્ય સફળ કરવાને હીંદી અને બ્રિટિશ કારોબારીઓ વચ્ચે બને તેટલો વિશેષ સહકાર વધારવો.

૨૭. સનંદી નોકરીઓ ( Pablic services ) સુરક્ષિત કરવા માટે જે ઉપરાઉપરી માગણીઓ ચાલુ રહે છે, એ દ્વિમુખી શાસનપદ્ધતિ હાલના મતભેદોને વધારે તીવ્ર બનાવે છે, એ મારા મુદ્દાને પુષ્ટિ આપે છે. આજ સુધી હીંદી સનંદી નોકરીનું તેમ જ તેના જ જેવી અન્ય નોકરીઓનું સર્વોત્કૃષ્ટ લક્ષણ સુનિયમન ( discipline ) એ હતું, પરંતુ જે ખાતાંઓને માટે હીંદી પ્રધાનો જવાબદાર છે, તે ખાતાંઓ સાથે સંબંધ ધરાવતી નોકરીઓના રક્ષણાર્થે જે ક્ષણે કાયદેસર પગલું લેવાશે તે જ ક્ષણે તે સુનિયમન સાવ શિથિલ થઇ જશે. રાજ્યકારોબારની જવાબદારીમાં પોતાનો હીસ્સો આપી અનુભવી બનેલા હીંદુસ્તાનના લોકપ્રિય આગેવાનો સાથે બ્રિટિશ અને હીંદી જાહેર નોકરો શુદ્ધ હૃદયથી સહકાર કરે એ જ વાતની હીંદુસ્તાનને આવશ્યકતા છે; પરંતુ એ આવશ્યકતા હીંદી સનંદી નોકરોને રક્ષણ આપવાની પદ્ધતિથી પાર પડે એવો સંભવ છે? પરાયત્ત ખાતાંઓના અધિકારીઓને પોતાના ખાતાના વડાની ઉપરવટ થવાની જે અનુકૂળતા કરી આપવામાં આવશે તેનું પરિણામ એ થશે કે સ્વાયત્ત ખાતાના અમલદારોમાં પણ એ અસર બૂરી રીતે ફેલાઇને સર્વત્ર અનિયમન ( Indiscipline )ની વૃત્તિ ફેલાઇ જશે. દ્વિમુખી શાસન પદ્ધતિના ધોરણ પ્રમાણે જરૂરના સામાન્ય રક્ષણની હું ના પાડતો નથી, પરંતુ તેને અંગે જે ગંભીર મુશ્કેલીઓ ઉભી થશે તેને જ માત્ર હું તો દર્શાવું છું. હાલમાં સનંદી નોકરો મુંઝવણ ભરેલી અસ્થિર સ્થિતિમાં છે. અને હજી દ્વિમુખી શાસન પદ્ધતિની વિચારણા ચાલે છે, તેવામાં જ પ્રથમ વહીવટી પગલાં તરીકે કરેલી નોકરીના પ્રમાણમાં પેન્શન લઇ લઇને કેવળ બીતિથી (contemplation) નોકરી છોડી દેવાની તેઓની માગણીઓ સ્વીકારવાનો વિચાર થાય એ બહુ જ કમનસીબ બીના છે, એટલું જરૂર કહી શકાય. પણ અત્રે જે યોજના સુચવવામાં આવી છે, તે યોજનાના ધોરણે એ સર્વ મુશ્કેલીઓનું નિવારણ થઇ જાય છે. કારણ કે આ બધી નોકરીઓને કાબુમાં રાખનાર સુનિયત ( Standard ) ધારાઓને અમલમાં મૂકનારી એક અવિભક્ત સરકાર રહેશે અને વસ્તુત, એક વિભક્ત બનેલી સરકાર,–જેના ઘણા અધિકારીઓને બે ઉપરીઓનાં મન સાચવવાનાં હશે, જેમાંના એક ઉપરીને તે અધિકારીઓ ધિક્કારતા હશે અને બીજાને ચાહતા હશે-તેના હસ્તક એ ધારાઓનો અમલ કરવાનું નહીં રહે.

૨૮. ગત જાનેવારી માસમાં *વાઇસિરોયે પ્રાંતોના વડા સમક્ષ જે ભાષણ કર્યું હતું અને તેમાં અન્ય વૈકલ્પિક યોજનાઓની પરીક્ષા માટે તે સંબંધે જે કસોટીઓ દર્શાવી હતી તે દૃષ્ટિબિંદુથી મારી આ દરખાસ્તોની તુલના થવી જોઇએ. ( સંયુક્ત રીપોર્ટ ૧૨૩,

* વાઇકાઉંટ ચેમ્સફોર્ડ.

૧૯૧૯, પૃ. ૭૯ ). તેમાં પહેલી કસોટી એ હતી કે "રાજ્યનીતિના અમુક પ્રશ્નને અંગે હોદ્દીઓની જવાબદારી મુકરર કરવાનું તદનુસાર-કોઇ પણ વૈકલ્પિક યોજના અનુસાર-શક્ય છે ?

પ્રત્યુત્તરમાં હું ( મારા અંગત અનુભવ ઉપરથી ) કહું છું કે કારોબારી મંડળનો પ્રત્યેક હોદ્દી સભ્ય એમ માને છે કે પોતાના હાથ નીચેના ખાતાની નીતિને માટે તે હોદ્દી-પ્રજાને અને પ્રજામતને જવાબદાર છે. દાખલા તરીકે મુંબઇ સરકારને હાથે જ્યારે કેળવણી કે સ્થાનિક સ્વરાજ્યને લગતું કોઇ પણ પગલું ભરાય છે, ત્યારે સર ઇબ્રાહીમ રહીમતુલ્લા કે જેમના કબજામાં તે ખાતાંઓ છે, તેમનું નામ સ્વાભાવિક રીતે જાહેરમાં તે પગલાં સાથે લેવામાં આવે. એમ તો ન જ કહી શકાય કે કારોબારી મંડળના હોદ્દી સભ્યને હોદ્દી પ્રજામતને માન આપવાની જરૂર નથી; અથવા તો તે પોતે યથેચ્છ વર્તી શકે તેમ છે. જો કે સરકારની એક સામટી જવાબદારી એ જ રાજ્યબંધારણનો પ્રચલિત સિદ્ધાંત ( Working Theory ) છે. જ્યાં વ્યવહારમાં કોઈ ખાતાની અંગીકૃત રાજ્યનીતિને અંગે લેવાયલાં પગલાંથી થતી સ્તુતિ નિંદા તે ખાતાના વડાને જ પ્રાપ્ત થાય છે. ૧૯૧૭ ના ઑગસ્ટની ૨૦ મીએ જાહેર કરેલી રાજ્યનીતિનું જ ધોરણ માત્ર વાઇસરોયે કહેલી કસોટીઓને લાગૂ કરી શકાય અને તે રાજનીતિ તો, સરકારના કોઇ પણ કારોબારી સભ્યને શીર એક સામટી જવાબદારીથી અલગ, કોઇ પણ પ્રકારની વ્યક્તિગત જવાબદારી ન હોવી જોઇએ, એવા પ્રજાતંત્ર ધરાવનાર દેશોએ પોતાના સામાન્ય અનુભવે આટલા લાંબા વખતથી માન્ય રાખેલા રાજ્યબંધારણના સિદ્ધાંતનું જ પ્રતિપાદન કરે છે.

# દેશી રાજ્યો સમક્ષ બે માર્ગ.

## ( એક અનુભવી )

[ મોંટેગ્યૂ-ચેમ્સફર્ડની સુધારાની યોજનામાં દેશી રાજ્યો સંબંધી એક ખાસ પ્રકરણ લખવામાં આવ્યું છે. તેને અંગે રાજદ્વારી વિષયોના-ખાસ કરીને દેશી રાજ્યોના પ્રશ્નોના-એક વિચારશીલ અભ્યાસીને જે વિચારો સુઝ્યા હતા, તે એક અંગ્રેજી પત્રિકાદ્વારા તે વખતે ખાનગી રીતે જણાવવામાં આવ્યા હતા. પત્રિકાના લેખક અભ્યાસી ઉપરાંત દેશી રાજ્યોના કારોબારના પણ અનુભવી છે. એટલે સ્વાભાવિક રીતે તેમના વિચારો હાલની પરિસ્થિતિમાં માર્ગસૂચન કરનારા થઇ પડે. વળી હાલની અનિશ્ચિત સ્થિતિ ચાલુ રાખવા કરતાં પોતાનું સ્થાન અને દરજ્જો સ્પષ્ટતઃ નિશ્ચિત કરી નાંખવાની દેશી રાજ્યોમાં અત્યારે તીવ્ર લાગણી પ્રકટી છે, એટલે આ પત્રિકાના વિચારોની અને તેમાં જે બે માર્ગનું સૂચન કરવામાં આવ્યું છે તેની વિશેષ ઉપયોગિતા છે. એટલા માટે તેમજ તે અત્યાર સુધી અપ્રસિદ્ધ હોઇ અમે આ નીચે તે પ્રસિદ્ધ કરીએ છીએ. **અધિપતિ** ]

મહાન્ યુદ્ધને લીધે હીંદુસ્તાનમાં ઉત્પન્ન થએલી રાજદ્વારી પરિસ્થિતિને અંગે જે નવા રાજદ્વારી સવાલો ઉભા થયા હતા તેની વિચારણા માટે જ્યારે હીંદી પ્રધાન મિ. મોંટેગ્યૂ હીંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેની આગળ કેટલાક દેશી રાજ્કર્તાઓએ પોતાના અભિપ્રાયો રજુ કર્યા હતા. આ અભિપ્રાયોને બરાબર રીતે લક્ષમાં રાખીને જ સુધારાની યોજનામાં દેશી રાજ્યોને લગતું એક ખાસ પ્રકરણ લખવામાં આવ્યું છે; તેમાં દેશી રાજ્યો માટે બે માર્ગ-વૈકલ્પિક માર્ગનું સૂચન કરવામાં આવ્યું છે.

આ પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે કે સુધારાની યોજનાને અંગે જે જે રાજદ્વારી ફેરફારો થશે તેના સ્વાભાવિક વિકાસનું અને બીજું અત્યારે દેશી રાજ્યોની જે સ્થિતિ છે, તે જો ચાલુ રહે તો તેના અંતિમ પરિણામનું રાજકર્તાઓને સંપૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. કારણ કે કોઇ પણ રાજ્ય પ્રકરણી બાબતમાં હમેશા બે દષ્ટિબિંદુ હોય છે. એ બન્નેમાંથી કયો માર્ગ સ્વીકારવો હિતકર છે, તેનો નિર્ણય તો જેને તેની સીધી અસર થતી હોય તેણે જ કરવો જોઇએ. એટલા માટે જ્યાં સુધી વસ્તુસ્થિતિ યથાર્થ રીતે ન ન સમજાય ત્યાં સુધી કોઇપણ પ્રકારનું ચોક્કસ પગલું ભરવું એ શક્ય તેમજ સલાહ કારક નથી. કોઈપણ નવો સુધારો—તે માત્ર નવો છે એટલાજ માટે--પ્રગતિ સાધી શકશે એમ જેમ ખાત્રી પુર્વક ન માની શકાય, તેમ તેથી ઉલટી રીતે રૂઢિ પ્રમાણે ચાલી આવેલી કોઇ પણ પ્રથા બધી રીતે લાભકાર જ છે, એમ પણ ન લેખી શકાય. એટલુંજ નહીં પણ સમાજની જરૂરીઆતોને એ પ્રથા પોષે એવી છે એમ પણ ન કહી શકાય. હવે ઉપર કહ્યું તે પ્રમાણે સુધારાની યોજનામાં દેશી રાજ્યોને માટે જે બે માર્ગનું સૂચન કરવામાં આવ્યું છે, તે આ પ્રમાણેઃ—

૧. અત્યારે છે તેવાં સ્વતંત્ર રાજ્યો તરીકે હાલની સ્થિતિ ચાલુ રાખવી;

અથવા

૨. હીંદ સામ્રાજ્યના બંધારણમાં દેશી રાજ્યોનું યોગ્ય સ્થાન નક્કી કરવું.

આ ઉભય માર્ગ પૈકી ગમે તે એકનો સ્વીકાર કરવાથી ભવિષ્યમાં જે વસ્તુ સ્થિતિ ઉત્પન્ન થશે તે પૂરે પૂરી રીતે સમજવાની જરૂર છે. પહેલી વાત લઇએ.

હાલ છે તે પ્રમાણે સ્વતંત્ર રાજ્યો તરીકે દેશી રાજ્યોની હાલની સ્થિતિ ચાલુ રાખવી, તેનો અર્થ એટલો જ કે આખા દેશનો રાજ્ય વહીવટ સરળતા પૂર્વક થઈ શકે એટલા માટે જે કંઇ વ્યવસ્થા કરવી પડે તે માટે હીંદી સરકાર દેશી રાજ્યો જોડે કરારો દ્વારા કરે. અર્થાત્ કે દેશી રાજ્યો અને હીંદી સરકારઃ બન્નેને કોઈ પણ પ્રશ્ન સમાન રીતે અસર કરતો હોય ત્યારે એવા કરારો કરવાની જરૂર ઉભી થાય. આવા પ્રશ્નો અફીણ, મીઠું, રેલ્વે વગેરેની રાજનીતિને લગતા છે.

આ રીતે એકવાર પોતાના લાભાલાભનો વિચાર કરી લઇ દરેક દેશી રાજ્ય હીંદી સરકાર સાથે જે કરારો કરશે, તે પ્રમાણે જ પછી હીંદી સરકાર સાથે તેનો સંબંધ નક્કી થશે. એટલુંજ નહીં પણ એ દેશી રાજ્યના નક્કી થએલા સ્થાન અને દરજ્જા પ્રમાણે તેનો વહીવટ પણ ચાલશે. પછી તેમાં કોઈ પણ પ્રકારની બહુમતિના અભિપ્રાયની સત્તા ચાલશે નહીં. તેમ હીંદી સરકાર સાથે પણ પછી દરેક પ્રકારની વ્યવસ્થા બંધારણ પૂર્વકના માર્ગે " Constitutional Process " નહીં પરંતુ કરારનામા પ્રમાણેજ થશે.

નવા સુધારાના અમલથી પણ રાજદ્વારી ખાતું તો વાઇસરોયના હસ્તકજ રહેવાથી હીંદી સરકારનો દેશી રાજ્યો સાથેનો સંબંધ છે, તેવો ચાલુ રહેશે; પરંતુ વખત જતાં બ્રિટિશ હીંદમાં જેમ જેમ જવાબદાર રાજ્યતંત્રની પ્રગતિ થશે તેમ તેમ બ્રિટિશ હીંદની આનતરિક રાજનીતિ પણ પ્રજાના વિચાર અનુસાર બદલાતી જશે. આ બધાનું પરિણામ એ આવશે કે દેશી રાજ્યો સાથે પણ સમયાનુકૂળ વ્યક્તિગત ફેરફારો કરવાની જરૂરીઆત ઉભી થશે, અને જે દેશી રાજ્યોને લાગતું વળગતું હશે તે દેશી રાજ્યો સાથે હીંદી સરકારના રાજદ્વારી ખાતા મારફતે વ્યક્તિગત કરારો કરવામાં આવશે. બ્રિટિશ હિંદના રાજ્ય બંધારણમાં નવો ફેરફાર થયા પછી, ત્યાંની જવાબદાર સરકારના હાથમાં રાજદ્વારી ખાતુ આવશે, એવો કેટલાક તરફથી ભય દર્શાવવામાં આવે છે. આમ શી રીતે બને એ સમજવું મુશ્કેલ છે. કારણ કે દેશી રાજકર્તાઓ માત્ર ના. શહેનશાહ પ્રત્યેજ વફાદારી ધરાવે છે, તેમજ સંધીઓ, સનદો અને કરારો પ્રમાણે જે " ઐક્ય અને સહકાર " ના દરજ્જાની તેમને ખાત્રી આપવામાં આવી છે, તે દરજ્જાને પણ બીજી કોઈ સત્તાને અનુલક્ષીને નહીં પરંતુ ના. શહેનશાહની સાર્વભૌમ સત્તાનેજ અનુલક્ષી નક્કી કરવામાં આવ્યો છે. આ પ્રમાણે વસ્તુ સ્થિતિ હોવાથી સાર્વભૌમ સત્તાના પ્રતિનિધિ તરીકે હીંદી પ્રધાનનાજ હાથમાં સંધીઓ વગેરેનો છેવટનો ચુકાદો આપવાની સત્તા હોવી જોઈએ. વળી સુધારાની યોજનાના ૨૯૭મા પૅરેગ્રાફમાં જણાવ્યું છે, કે " ફેરવાતા જતા હીંદ સામ્રાજ્યમાં દેશી રાજ્યોની ભાવિષ્યની સ્થિતિ ધ્યાનમા લેતાં એક બીજાની આંતરિક વ્યવસ્થામાં ડખલ નહીં કરવાની દરેકની ફરજ છે એ ન ભુલાવું જોઇએ. " આવી રીતે સ્પષ્ટ કરવામાં આવ્યું છે તો પછી જવાબદાર રાજ્યતંત્રના ધોરણે વહીવટ કરતી હીંદી સરકારને એક

બાજુ રાજદ્વારી ખાતાની સોંપણી કરવામાં આવે અને બીજી બાજુ દેશી રાજ્યોમાં બીન-દરમ્યાનગીરીની રાજનીતિ ચાલુ રાખવામાં આવે એ શી રીતે બની જ શકે? પરંતુ ખરૂં તો એ છે, કે સુધારાની યોજનામાં હીંદી સરકારને રાજદ્વારી ખાતું સુપ્રત કરવાનો ખ્યાલ સુદ્ધાં કરવામાં નથી આવ્યો. ઉલટી સ્પષ્ટ ખાત્રી આપવામાં આવી છે, કે અત્યારે જે સ્થિતિ છે તેજ ચાલુ રાખવામાં આવશે. અર્થાત્ કે આ સંબંધી જે ભય રાખવામાં આવે એ પાયા વગરનો છે.

હા. એક વાત નોંધવા જેવી છે, કે અત્યારે જેમ બ્રિટિશ હીંદના કારોબારી અધિકારીઓ પોતાના અભિપ્રાયની છાપ હીંદી પ્રધાન ઉપર પાડે છે, તેમ હવે—જવાબદાર રાજ્યતંત્રનું ધોરણ અખ્ત્યાર થયા-પછી પણ પાડશેજ. એટલે બ્રિટિશ હીંદના જવાબદાર રાજ્ય બંધારણથી અલગ રહેવા છતાં અને દેશી રાજ્યોનો છે તેવોજ સંબંધ ચાલુ રહ્યા છતાં, દેશીરાજ્યો તરફની સાર્વભૌમ સત્તાની માનસિક વૃત્તિમાં તો ફેરફાર થયા વગર નહીંજ રહે.

## સુધારાની યોજના પ્રમાણે દેશી રાજ્યોની સ્થિતિ.

૨.

પણ સુધારાની યોજના પ્રમાણે તો દેશીરાજ્યોની સ્થિતિ ધરમૂળથી જ ફેરવાઈ જાય છે. અત્યારે હીંદી સરકારનું રાજદ્વારી ખાતું દેશીરાજ્યોને લગતા ત્રણ પ્રકારના મહત્વના પ્રશ્નો હાથમાં લે છે. તે આ પ્રમાણે:—

૧. જુદાં જુદાં દેશીરાજ્યોને લગતા પ્રશ્નો.

૨. એક સાથે બધાંજ દેશીરાજ્યોને લગતા સવાલો.

૩. બ્રિટિશ હીંદ અને દેશીરાજ્યોને લગતા સામાન્ય પ્રશ્નો.

નરેંદ્રમંડળ:

નરેંદ્રમંડળની સ્થાપના થતાં (૨) જા અને (૩) જા પ્રકારના પ્રશ્નોનો ઉકેલ કરવાની સત્તા તે મંડળના હાથમાં રહેશે. આનું સ્વાભાવિક પરિણામ એ આવશે કે નરેંદ્ર મંડળના સભ્યો સર્વાનુમતે કે બહુમતિથી ના. વાઇસરોયને જે ભલામણો કરશે તે ભલામણોને દેશીરાજ્યોએ વળગી રહેવું પડશે અને તેની સાથે દરેક દેશીરાજ્ય જોડે પરસ્પર ચર્ચા કે કરારો કરી સવાલોનો ઉકેલ કરવાની હાલની પદ્ધતિ બંધ કરવી પડશે; કારણકે એક બાજુ બંધારણ પૂર્વક નરેંદ્ર મંડળની યોજના કરવી અને બીજી બાજુ તે મંડળમાં પ્રતિનિધિત્વ ધરાવતું દરેક દેશી રાજ્ય બહુમતિથી થએલા મંડળના ઠરાવોનો સ્વીકાર કરવો હોય તો કરે કે ન કરે એ માનવું અશક્ય છે.

હવે સુધારાની યોજનામાં જણાવ્યા પ્રમાણે "કૌન્સીલ ઑફ સ્ટેટ" ની સાથે મળીને બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોને લગતા સામાન્ય પ્રશ્નો સંબંધે વિચાર કરવામાં જે ગંભીર પરિણામો રહેલાં છે, તે સંબંધે બે મહત્વના પ્રશ્નો ઉપસ્થિત થાય છે, તે એ કે:—

૧. સાથે મળીને વિચારણા કરવાની જે સૂચના કરવામાં આવી છે તે બંધારણસર રચાયલા મંડળમાં કરવામાં આવશે કે કેમ?

૨. આ મંડળમાં જે ઠરાવો કરવામાં આવશે તે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદને બંધનકર્તા થશે કે કેમ?

હવે પહેલા સવાલના સંબંધમાં જણાવવાનું કે ઉપર કહ્યું તેવું મંડળ જો બંધારણ સર રચવામાં ન આવે તો પછી તે કેવા પ્રકારનું હોઇ શકે? સુધારાની યોજનામાં તો સાથે મળીને વિચારણા કરવા માટે આ મંડળના બંધારણ સંબંધી સંકલ્પ સરખો પણ નથી કરવામાં આવ્યો. પરંતુ એટલી વાત તો સ્પષ્ટ છે, કે સાથે મળીને વિચારણા કરવાની પદ્ધતિ એક વખત શરૂ કરવામાં આવી કે તુરત જ એવી સંયુક્ત સભાનું બંધારણ ઘડવું પડશે, અને તેમાં જે ઠરાવો કરવામાં આવશે તેને કાયદેસર કેટલીક સત્તા પણ આપવી પડશે. હવે સાથે મળીને વિચારણા કરવાનું સૂચન એટલા માટે કરવામાં આવ્યું છે કે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદના સામાન્ય હિતના પ્રશ્નો સંબંધી બન્નેનો એક સામટો અભિપ્રાય હીંદી સરકાર જાણી શકે, તેમ જ તેની અસર માત્ર હીંદી સરકાર ઉપર જ નહીં પરંતુ નરેંદ્ર મંડળ અને સામાન્યતઃ બધા જ દેશી રાજ્યો ઉપર તથા કૌન્સીલ ઑફ સ્ટેટ, તથા તેની માર્ફતે વડી ધારાસભા અને સમગ્ર બ્રિટિશ હીંદ ઉપર પણ પડે. વખત જતાં આ સંયુક્ત સભા " Joint-assembly " સર્વ પક્ષો માટે ઘણી અગત્યની થઇ પડશે. એટલે તેનું બંધારણ ઘડવાની જરૂરીઆત ઉભી થશે; કારણ કે આવું મહત્વનું મંડળ લાંબા વખત સુધી બંધારણ વગરનું રહે એમ માનવું એ ઇતિહાસ અને માનવ સંસ્થાઓના વિકાસનું અજ્ઞાન દર્શાવવા જેવું છે. હવે " આ મંડળમા જે ઠરાવો કરવામાં આવશે તે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદને બંધન કર્તા થશે કે કેમ? " એ બીજો મહત્વનો સવાલ વિચારીએ. " પોતે કે પોતાના કાયદેસર પ્રતિનિધિઓએ સંયુક્ત મંડળમાં કરેલા ઠરાવોનું પાલન કરવા પોતે બંધાયલા નથી એમ કહેવું એ નરેંદ્ર મંડળ કે કૌંસીલ ઑફ સ્ટેટના સભ્યોને માટે શક્ય છે? " આ સામા સવાલથી જ ઉપરના સવાલનો ઉત્તર મળી જાય છે. કારણ કે આવી સામાન્ય સભામાં જેઓ પ્રતિનિધિત્વનો હક ધરાવતા હોય તેઓ જ્યાં સુધી સભાએ કરેલા ઠરાવોને બંધન કારક ન ગણે ત્યાં સુધી સાથે મળીને વિચારણા કરવાનું જ નકામું છે. બેશક, જે જે ઠરાવો કરવામાં આવે તે નામદાર વાઇસરોયને કરેલી ભલામણ રૂપ ભલે ગણાય, પરંતુ તેનો અર્થ એવો તો ન જ કરી શકાય કે જે પક્ષોએ સાથે મળીને ઠરાવો કર્યા છે તે પક્ષોને એ ઠરાવો બંધન કર્તા નથી. એટલે એ ઠરાવોનું પાલન કરવા જો કોઇ બંધાતું ન હોય તો પછી એવા ઠરાવો કરવાની નાહક તસ્દી શા માટે ઉઠાવવી જોઇએ? આટલા માટે આપણે માની લેવું જોઇએ કે એકત્ર સભાએ કરેલા ઠરાવો બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો પોતાને બંધનરૂપ ગણશે તેમજ એ ઠરાવોની અસર જેમ જેમ

વિશેષ પ્રમાણમાં થશે તેમ તેમ સભામાં જે પક્ષના પ્રતિનિધિઓ હશે તે પક્ષના અભિપ્રાયની અસર પણ વિશેષ પ્રમાણમાં થતી જશે.

ત્યારે હવે સવાલ એ ઉભો થાય છે કે આ સ્થિતિનો સ્વાભાવિક વિકાસ કેવી રીતે થશે ? આ ખ્યાલ તો ભવિષ્યનો વિચાર કરીને જ બાંધી શકાય. બેશક રાજ્ય પ્રકરણી બાબતોના અભ્યાસીઓનું કોઈ પણ કાર્ય ભવિષ્ય વિષે તર્ક વિતર્ક કરવાથી મોટે ભાગે નિષ્ફળ નીવડે છે, તેમ છતાં રાજ્ય બંધારણને લગતી જે જે દરખાસ્તો મૂકાય તેનાં સંભવિત પરિણામ તરફ એ અભ્યાસીથી દુર્લક્ષ તો ન જ રાખી શકાય, કારણ કે તેની ફરજ છે કે તે પરિણામોની તેણે ઝીણવટથી તપાસ કરવી.

સુધારાની યોજનાના ૩૦૦ મા પૅરેગ્રાફમાં જણાવ્યું છે કે "છેવટે દરેક પ્રાંત એક સ્વતંત્ર રાજકીય વિભાગ બનશે પરંતુ બધા પ્રાંતોના સામાન્ય હિતની બાબતો તો હીંદી સરકારના હાથમાં જ રહેશે. આવી સામાન્ય બાબતો રક્ષણ, જગાત, વેરા, હુંડીઆમણ, અફીણ, મીઠું, રેલ્વે, ટપાલ તેમજ તારખાતું: આટલી છે. આ બધી બાબતોમાં પ્રાંતોની માફક દેશી રાજ્યોનું પણ સામાન્ય હિત હોય જ એટલે હીંદી સરકારનું લક્ષ આ વિષયો પરત્વે ધીમે ધીમે એકાગ્ર થયા પછી પોતાની આંતરિક સ્વતંત્રતા જાળવી રાખી દેશી રાજ્યો જો ધારે તો આ સંબંધમાં હીંદી સરકાર સાથે સરલતા પૂર્વક સહકાર સાધી શકશે." અર્થાત્ કે એવું ભવિષ્ય કલ્પવામાં આવ્યું છે, કે આગળ જતાં સ્થાનિક પ્રશ્નો પ્રાંતિક સરકાર માટે રહેવા દઈ મધ્યવર્તિ સરકાર સમગ્ર હીંદને લગતા સવાલો તરફ માત્ર લક્ષ આપશે. અને ચોક્સ બાબતોમાં પોતાનું હિત સમાયેલું છે તેમ સમજીને દેશીરાજ્યોની જો ઈચ્છા હશે તો તેમાં હીંદી સહકાર સાથે સરકાર સાધી શકશે. સુધારાની યોજનામાં આ પરિસ્થતિનો સ્વીકાર કરવામાં આવ્યો છે, પરંતુ તે સંબંધી એક બીજું દૃષ્ટિબિંદુ પણ છે. તે એ કે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોના સામાન્ય હિતની બાબતોમાં દેશી રાજ્યોને જો મત આપવાનો અધિકાર આપવામાં આવે તો પછી તેથી ઉલટી રીતે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદના સામાન્ય હિતની જે જે બાબતો હોય તે બાબતોમાં બ્રિટિશ હીંદ મત આપવાનો અધિકાર ભોગવી શકશે કે કેમ ? બીજા વિષયોની વાત જવા દઇએ તો પણ હીંદી સરકારની જગાત નીતિની અસર દેશી રાજ્યો ઉપર તેમ દેશી રાજ્યોનાં જુદા જુદા પ્રકારનાં જગાતનાં ધોરણની અસર બ્રિટિશ હીંદ ઉપર થાય છે, એ નિર્વિવાદ છે.

સાથે સાથે કયા કયા વિષયો બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો: ઉભયને લગતા છે; તે પણ નક્કી કરવાની જરૂર છે. અત્યારે તો "રક્ષણ, જગાત, હુંડીઆમણ, મીઠું, અફીણ, રેલ્વે, ટપાલ અને તારખાતું" એટલા વિષયો સામાન્ય છે, પરંતુ વખત જતાં "પેટંટ્સ કૉપીરાઈટ્સ, કેળવણી, અને દેવાળા" ને લગતા બીજા વિષયો પણ સામાન્ય હિતના જણાય ખરા ! ૧૯૦૭ માં લોર્ડ મીન્ટોની સરકારે એક સરક્યુલર કહાડી કેળવણીને બધાંજ રાજ્યોના સામાન્ય હિતની જણાવી હતી, તેમ સુધારાની યોજનામાં પણ જણાવ્યું છે, કે

"દેશીરાજ્યોની ઇચ્છા" હોય તો જે જે બાબતો બધાને એક સરખી રીતે લાગુ થતી હોય તેમાં તેઓ ભાગ લઈ શકશે. આ ખરું છે, પરંતુ કઇ કઈ બાબતો સામાન્ય છે તે કોણ નક્કી કરશે? માત્ર, દેશીરાજ્યો કે બ્રિટિશ હીંદને પણ તે નક્કી કરવાની છુટ રહેશે? અર્થાત્ જે હકની દેશી રાજ્યો માગણી કરે તેજ હકને માટે જો બ્રિટિશ હીંદ માગણી કરે તો તે શી રીતે અમાન્ય કરી શકાય? કારણકે અમુક વિષયો સમસ્ત હીંદને લગતા છે, એ દલીલ રજુ કરી બ્રિટિશ હીંદને લગતા વિષયો ઉપર દેશીરાજ્યો પોતાના અભિપ્રાય દર્શાવવાની માગણી કરે તો તેજ દલીલ આગળ કરી દેશીરાજ્યોને લગતા છતાં સામાન્ય હિતના પ્રશ્નો ઉપર પોતાનો અભિપ્રાય આપવાની બ્રિટિશ હીંદ પણ માગણી કરે એ સ્વાભાવિક છે.

ટુંકામાં કહીએ તો સુધારાની યોજનામાં જે દરખાસ્તો કરવામાં આવી છે તેનું સ્વાભાવિક પરિણામ એ આવશે કે—

૧. પ્રત્યેક દેશી રાજ્યના આંતરિક રાજ્ય વહીવટને લગતી બાબતોમાં તે તે રાજ્ય સિવાય બીજાને કશી લેવા દેવા રહેશે નહિં.

૨. જે જે બાબતો માત્ર બધાંએ દેશી રાજ્યોને લગતી હશે અને બ્રિટિશ હીંદને લાગુ નહીં પડતી હોય તેનો નિવેડો નરેંદ્રમંડળમાં બહુમતિ પ્રમાણે થશે.

૩. સંયુક્ત સભા "Joint assembly" વિચાર કરી જે જે ઠરાવો કરશે તે તે ઠરાવો તે મંડળમાં પ્રતિનિધિ મોકલનાર પક્ષોને બંધનકર્તા ગણાશે.

૪. જગાત, રક્ષણ, હુંડીઆમણ વગેરે સમગ્ર હીંદને લગતા મહત્વના પ્રશ્નોની ચર્ચા કરનાર આ સંયુક્ત મંડળ કાળક્રમે હીંદ સામ્રાજ્યનું એક ભારેમાં ભારે કાયદેસર મંડળ બનશે; અને ૫. બ્રિટિશ હીંદ તેમજ દેશી રાજ્યોની આર્થિક સ્થિતિ ઉપર આ પ્રશ્નોની સીધી અસર થતી હોવાથી ધીમે ધીમે હીંદના આ બન્ને પક્ષો એવો આગ્રહ કરશે કે તેઓની સંયુક્ત ભલામણો અને ઠરાવો હીંદી સરકાર તેમજ બીજી બધી લાગતી વળગતી સત્તાઓને સરખાજ પ્રમાણમાં બંધનકર્તા થાય.

ચાલુ સ્થિતિને વળગી રહેવું કે સુધારાનો સ્વીકાર કરવો તે સૂચવવાનો ઉપલી નોંધનો હેતુ નથી. પરંતુ દેશી રાજ્યો સમક્ષ જે બે માર્ગો ખુલ્લા છે, તે માર્ગોના સ્વાભાવિક વિકાસના મહત્વના મુદ્દાઓ દર્શાવવાનો અને હાલની પરિસ્થિતિને વધારે સ્ફૂટ કરવાનોજ માત્ર આ નોંધનો હેતુ છે. ઉભય માર્ગોનો બની શકે એટલી વિવિધ દૃષ્ટિથી વિચાર કરી તે પૈકી પોતાના અને સમગ્ર હીંદના હિતને માટે કયો માર્ગ શ્રેષ્ટ છે તે નક્કી કરવાનું કામ તો રાજા મહારાજાઓનું છે. પરંતુ એટલું તો કહેવુંજ જોઇએ કે જે કોઈ એક માર્ગ સ્વીકારવાનું રાજા મહારાજાઓ નક્કી કરે તે માર્ગને પાછળથી ગમે તેમ થાય તો પણ વળગી રહેવું જ જોઇએ. સંપૂર્ણ કાયદેસર સ્થિતિ અથવા તો સંપૂર્ણ બીનદખલનીતિ સિવાય વચગાળેનો કોઇ પણ માર્ગ નથી.

# કેટલાક વિચારો

તમારો નવેંબર ૧૯૨૭ નો અંક હાથમાં આવતાં, એક વૃદ્ધની વિચારપોથીમાંના લેખો વાંચી, કેટલાક વિચારો દર્શાવવાની ઇચ્છા થાય છે.

રાજ્યોની હાલની સર્વ મુશ્કેલીઓનું મૂળ વૃદ્ધે કહેલ એક સૂત્રમાં સમાઇ જાય છે. "આ યુગના શિક્ષણની પ્રથા ભય વિના સ્વાર્થત્યાગ કરવાની વૃત્તિ કેળવતી નથી." હું આશા રાખું છું કે રાજાઓ અને તેમને કેળવવાને માટે સ્થપાએલી રાજકુમાર કૉલેજોના અધિપતિઓ આ સૂત્ર ઉપર હૃદયપૂર્વક ધ્યાન દેશે. પણ આતો માત્ર આશા જ છે. ધ્યાન કોઇ દેવાનું જ નથી. માટે તે વાત જવા દો. પરંતુ રાજ્યો અંગે અમુક "Practical" બાબતો ઉપર લક્ષ દેવાની જરૂર છે.

૧) રાજની બહાર રહેલી સત્તાને પોતાના તખ્તનો ખરો આધાર કરી, તેમ જ ઘણે જ અંશે લશ્કરી તાલીમમાં ઉછરેલાં નરનારીની સોબત અને મિત્રાચારીમાં કેળવાએલ રાજકર્તાઓ, ઉગતાં જુવાન હિંદ બાળકોનાં આશા અને સ્વચ્છ આદર્શોને સમજી તેને સ્વેચ્છાથી પોષી શકે તે તદ્દન અશક્ય છે.

૨) કોઇપણ રાજ્યબાબતોમાં સ્વાર્થત્યાગ કરવાનો સવાલ જ નથી. ખરો સ્વાર્થ શેમાં સમાએલો છે તેનું રહસ્ય સમજવાની જ જરૂર છે. મોક્ષ યા નિર્વાણ શોધકો સ્વાર્થત્યાગીઓ નથી. માત્ર તેઓની સ્વાર્થદ્રષ્ટિમાં જ ફેર છે. મ્હારાં બાળકોને હેરાન કરવાની, તેમને જ્ઞાન મેળવતાં અટકાવવાની, તેમનામાં હોય તે શક્તિઓ મંદ પાડવાની મ્હારામાં શક્તિ હોય-તે પછી રોમની માફક રાજ્યના કાયદાને આધારે કે મ્હારી ભુજાના બળને આધારે-તો તે વાપરવામાં મ્હારો સ્વાર્થ સમાએલો છે કે તેથી વિરૂદ્ધ ધોરણે ચાલવામાં મ્હારૂં સાચું હિત છે ? આ જ સવાલ, આજ આદર્શ.

૩) દરેક સંસ્થાની કીમ્મત લોકોની તે તરફની લાગણી ઉપરથી માપી શકાય. લોકો તેને માટે મરવાને તૈયાર છે કે નહીં તે સવાલના જવાબ ઉપરથી જ રાજ્યબંધારણોની કીમ્મત આંકી શકાય. દાખલા તરીકે હિંદુસ્થાનમાં ૧૯૧૯ નો ધારો; આફ્રીકામાં "એક્ટ ઑફ યુનીઅન"; ઇંગ્લાંડમાં પાર્લામેન્ટની સર્વોપરિ સત્તાની અંગેનો કોઇપણ ધારો. એ પ્રમાણે જાગ્રત પ્રજાવાળા દેશોનું સ્વાતંત્ર્ય ઓછું કરવાને કોઇ પણ પ્રયત્ન થાય તો તેનું રક્ષણ કરવા સર્વ લોકો મરવા તૈયાર થાય તેમાં શંકા નથી. દેશી રાજ્યોનું ન્યાયી બંધારણ પ્રજાને આટલુંજ પ્રિય છે ? જે પ્રજા પોતાના રાજ્યના અન્યાયો સામે થઇ શકતી નથી તેમ જ જે રાજ્ય વહીવટ પ્રજાને થતો અન્યાય અટકાવી શકતો નથી તે પ્રજા અથવા રાજ્યવહીવટ બહારથી થતા પગ પેસારાની સામે તો કેમ જ થઈ શકે ?

૪) દરેક માણસને અમુક બાબતોની જરૂર છે. અને તે (અ) સ્વમાન. (બ) પોતાના જાનમાલની સહીસલામતી અને (ક) ન્યાય. આ ત્રણેયમાં સૃષ્ટિ ઉપરના સ્વર્ગની સ્વમાની અને નિર્ભય સ્થિતિએ પહોંચવાને, ન્યાયી બંધારણ જ અચૂક માર્ગ છે.

૫) રાજ્યની જે પ્રજાના ઉદ્યોગથી રાજાના ખજાનામાં દોલત આવે છે તે પ્રજાની પ્રવૃત્તિ ન્યાયી રાજ્યમાં જ વૃદ્ધિ પામી શકે. તેઓ ન્યાયી રાજ્યવહીવટ તો માગી લેવાના જ. પછી તે રાજકર્તાઓ તરફથી તેમને બક્ષાય કે પછી બહારની સત્તા તરફથી તે ફરમાવાય. રાજ્યોમાં ન્યાયી વહીવટ સ્થપાવાની આ બે પદ્ધતિઓમાંથી કઇ પદ્ધતિમાં રાજાઓનું ખરૂં હિત સમાએલું છે તે સ્પષ્ટ છે.

૬) ખરી મુશ્કેલીઓ તો ખોટી કેળવણીને અંગે છે. રાજાઓ જાણી જોઇને અને ઇચ્છાપૂર્વક પોતાની પ્રજાઓનું અહિત ઇચ્છે એમ હું માનતો જ નથી. અને એમ માની શકાય જ નહીં. મેટ્રીકની પરીક્ષામાં બેઠેલો વિદ્યાર્થી જાણીજોઇને ગણિતના દાખલા ખોટા ગણે તેવું તો બની જ કેમ શકે? પરંતુ ત્રિરાશી આવડતી જ ન હોય તો તે કરે શું? આપણા રાજાઓની કેળવણીને માટે જેટલી બેદરકારી છે તેટલી તો બીજા કોઇની કેળવણી માં નહીં હોય. જહાંગીર બાદશાહે કહ્યું હતું કે "રાજાને સગપણની ગણના નથી." કહેવાય છે કે રાજા ઇશ્વર રૂપ છે, પરંતુ કેળવણીમાં કે ઘરના વાતાવરણથી રાજાઓને દઢ કરાવવામાં આવતું નથી કે ઇશ્વરને નાત, જાત કે સગાંસંબંધી છે જ નહીં. જ્યાં સુધી કેળવણી જ નહીં સુધારવામાં આવે ત્યાં સુધી રાજામાં પોતામાંથી જ ઉત્તમ સુધારાનો પ્રવાહ વહેવા માંડે તેની આશા રાખવી તે તદ્દન ખોટું છે. પ્રખ્યાત સર પ્રતાપના ભત્રીજા જેમને મોટામાં મોટા અંગ્રેજોની સાથે નિકટનો સંબંધ વ્યવહારઃ એવા ઇડર નરેશ પણ ઇડર રાજ્યની વસ્તીમાંના એકપણ શખ્સ ઉપર વિશ્વાસ નહીં રાખવાને માટે જાહેર હુકમ ફરમાવે તો તેનો દોષ ઇડર નરેશને શિરે નથી, પરંતુ તેમના શિક્ષકો, સંબંધીઓ, મિત્રો અને વ્હાલા સોબતીઓને શિરે છે.

૭) ભવિષ્ય, એ કેળવણી અને સોબતને બોળે છે. તે જ્યાં સુધી સુધરશે નહીં, જ્યાં સુધી રાજાઓનું ચારિત્ર્ય પોતાના રાજ્યના કે બહારના સંસ્કારી હિંદીઓ વખાણશે નહીં, ત્યાં સુધી હાલના અધઃપાતનો પથ જ વેઠવાનો છે. સરકારી અમલદારો સલાહ આપશે તે પ્રમાણે અને તેટલા જ સુધારા થશે. ચોપાનીઆમાં ગમે તેવાં લખાણો થશે. ખરા હિંદી હિતેચ્છુઓ અને વૃદ્ધો સલાહ આપી એક બાજુ બેસશે અને હિંદુસ્તાનનું રાજ્યતંત્ર તો જેમ ચાલે છે તેમ જ ચાલતું રહેશે. સર હારકોર્ટ બટલરની કમીટી ગમે તે રિપોર્ટ કરે, પણ રાજ્યોનાં વૃક્ષોનાં મૂળીઆંને તો રાજ્યનાં દેશમાંથી જ પુષ્ટિ લેવાની છે. રાજાઓ અને રાજવંશીઓની સાથે સંબંધ વિનાની પ્રજાઓ વિષે તો વાંચ્યું છે અને જોયું છે, પરંતુ પ્રજા વિનાના રાજાઓ કે રાજવંશીઓ તો સ્વપ્નમાં પણ જોયા નથી. સત્યથી શા માટે ડરવું? પ્રાચીન સવાલ "હમ ન હોંગે તો પીર તુમ ક્યા કરોગે" તે રાજાઓ પ્રજાને કહી શકતા નથી.

૮) આજકાલ "સત્તા" અને "વ્યવસ્થા" શબ્દોને પ્રમુખસ્થાન મળ્યું છે. મારા દેશના જે ઇતિહાસ માટે હું મગરૂર છું, જે કાળની વાતો મ્હારા માના ખોળામાં બેસીને મેં સાંભળેલી અને મારાં છોકરાંઓને હાથ ફેરવીને કહેલી તે ઇતિહાસ અને વાતોના સમયનો

વિચાર કરતાં અહીં કહેવાનું મન થાય છે કે "શું દુર્યોધન કે રાવણમાં વ્યવસ્થા અને શક્તિ ન્હોતાં ? સોનાની લંકા શું વ્યવસ્થા વિના કે ઉદ્યોગ વિના બંધાઇ હતી ? શું અર્જુન પણ કૌરવોની રાજ્યપદ્ધતિ જોઇને શંકા ન્હોતાં પામી ગયા કે એમને જીતશું તોપણ આપણે આવું સરસ રાજ્ય કરી શકશું કે કેમ ? પણ ક્યાં ધર્મરાજા અને ક્યાં દુર્યોધન ? ક્યાં રામ-લક્ષ્મણ અને ક્યાં રાવણ-કુંભકર્ણ ?" જૂનું જુવો કે નવું જુવો. જ્યાં ઇશ્વરી અંશનો ખ્યાલ વધારે ત્યાં પરાજય.

કેટલાક લોકોમાં એક શંકા ઉદ્‌ભવવા માંડી છે. અને તે એ કે રાજ્યોમાં જે સ્થાને રાજ્યપ્રેમ હતો તે સ્થાન હવે પૈસા પ્રેમને મળ્યું છે. તે પણ આજકાલની કેળવણીનું પરિણામ. અને જેવી રાજાની વૃત્તિ તેવી જ વૃત્તિ પ્રજાજનમાં થાય તો કાંઇ નવાઇ નહીં.

૯) આજકાલ રાજાઓની વિરૂદ્ધ જે કહેવાય છે અને મનાય છે તે પ્રવૃત્તિ મને બીલકુલ ગમતી નથી. રાજાઓની ખુશામત કરવા ખાતર હું આ કહેતો નથી. હું રાજામાં પોતામાં તો દોષ દેખતો જ નથી. દોષ સર્વ એમને વીંટી રહેલાં વાતાવરણમાં જ છે. અસંસ્કૃતિ, સંકુચિત કેળવણી, ગમે તેવા અંગ્રેજોનો આદર સત્કાર, ગમે તેવા હિંદીઓનો અનાદર, આ પદ્ધતિથી જૂના સંબંધો તુટવા લાગ્યા છે. બધું રાજાને નામે જ થાય છે. સારૂં તેમ જ ખરાબ રાજાને શિરે જ છે. આ સ્થિતિ જ ખોટી છે.

૧૦) રાજ્યનાં બંધારણમાં જુદાં જુદાં અનેક ખાતાંઓની જરૂર છે. કાયદાઓ ઘડવાનું ખાતું, તે કાયદાઓ પ્રમાણે ન્યાય આપવાનું ખાતું, હિસાબી ખાતું, રાજ્યની રચનાત્મક શક્તિ વિજ્ઞાન દ્રષ્ટિએ વધારવી હોય તો "ઇકોનોમીક"–"Economic"–ખાતું; રોગ મરકીથી પ્રજાને બચાવવી હોય (સ્વાર્થ દ્રષ્ટિએ જોવું હોય તો રોગ અને મૃત્યુથી રાજ્યના વેપાર ઉદ્યોગની થતી અધોગતિ અટકાવવી હોય) તો વૈદક ખાતું. વગેરે અનેક ખાતાંઓની જરૂર છે. શું આ બધી જરૂરીઆતો એક હથ્થુ સત્તાથી સંતોષી શકાય ? હિંદુસ્તાનમાં, ઈંગ્લાંડની ઉત્તમમાં ઉત્તમ કેળવણી મેળવેલા શહેનશાહના વાયસરોય અને ગવર્નરોને પણ "experts" ની જરૂર પડે છે, તો પછી આપણને પણ તેવાઓની જરૂર પડે તેમાં નવાઈ શી ?

પણ એક વાત તો ચોક્કસ કે જાનમાલની સહીસલામતી કાયદેસર સ્થાપિત ન હોય તો ગવર્નર કે વાયસરોયને પણ વિદ્વાનો કે "experts"–મળી શકે નહીં, તેમ સરકારી હદમાં કોઈ વેપાર પ્રવૃત્તિ પણ ઉઘાડે પાયે કરવા મથે નહીં. રાજાઓને જો ખરી કેળવણી મળતી હોત, જો તેમના મિત્રો અને સંબંધીઓ વિદ્વાનો હોત તો તેમને ન્યાયી રાજ સ્થાપવાને માટે કહેવાની જ શી જરૂર ? પ્રજાને આ સવાલ પૂછવાનો હક છે. ન્યાયને માટે માગણી કરવી તે પણ તેમનો હક છે. અને જ્યાં સુધી તે હક પ્રાપ્ત થશે નહીં, તેમ જ જ્યાં સુધી તેમના વ્યાજખી ઉદ્યોગો ઉપરના અંકુશો મટશે નહીં ત્યાં સુધી તેઓ હકો માટે આગ્રહ કરે તો કોઇ પણ સમજુ માણસ પ્રજામાં દોષ લેખશે નહીં.

**એક યુવાનની વિચાર પોથીમાંથી.**

# દેશી રાજ્યોનો અધિકાર પ્રદેશ.

હીંદુસ્તાનમાં દેશી રાજ્યોની પરિસ્થિતિ ઘણી વિલક્ષણ છે. કેટલાંક દેશી રાજ્યો અમુક બાબતોમાં સાવ સ્વતંત્ર તો અમુક બાબતોમાં સાવ પરાધીન છે. એટલું જ નહીં પણ દેશી રાજ્યોની નીતિ પણ એક બીજાથી જુદી પડે છે. નાનાં રાજ્યોનો વિચાર ન કરીએ તો મોટાં મોટાં રાજ્યો વચ્ચે પણ એક પ્રકારનું સમાન ધોરણ અત્યારે પ્રવર્તતું નથી. આથી દેશી રાજ્યોના અધિકાર પ્રદેશને સ્પષ્ટ રીતે દર્શાવવો એ કઠણ છે. વળી અત્યાર સુધીમાં તે નક્કી કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો નથી.

કોઈ પણ રાજ્યના અધિકારનું મૂળ ઉત્પત્તિ સ્થાન પ્રજા છે અને કાળ જતાં પ્રજાની ઇચ્છાથી સ્થાપિત થએલા નિયમો રાજ્યના અધિકારનું લક્ષણ બને છે. દેશી રાજ્યોને પણ એજ નિયમ લાગુ પડે છે. પરંતુ અત્યારે એ સ્થિતિ રહી નથી. કારણ કે જુદાં જુદાં દેશી રાજ્યોની પ્રજાનાં લક્ષણ લગભગ સમાન છતાં રાજ્યોના અધિકારનાં લક્ષણ એક નથી રહ્યાં. પરિણામે દેશી રાજ્ય વહીવટમાં રાજકર્તા અને પ્રજાના વિચારોનું પરસ્પર, વારંવાર ઘર્ષણ થાય છે.

કેટલીક બાબતો—જો કે ઘણી ઓછી—એવી છે કે જેમાં દરેક રાજ્યનો એક સરખો અધિકાર—ધર્મ છે. તે પૈકી (૧) એ કે દરેક રાજકર્તાની ફરજ છે કે તેણે પોતાની પ્રજાને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે એવો પ્રબંધ કરવો, (૨) તેને નિર્મળ ન્યાય આપવો અને (૩) તેના રક્ષણની બરાબર વ્યવસ્થા કરવી. આ બધા અધિકારનું બરાબર રીતે પાલન કરી શકાય એટલા માટે રાજાને કર લેવાનો, નિયમો રચવાનો અને ગુન્હેગારને શિક્ષા કરવાનો અધિકાર છે. મોટે ભાગે આ વિષયમાં બ્રિટિશ સરકાર દેશી રાજ્યોની આડે આવતી નથી પરંતુ કોઈ પણ રાજ્ય સાથે સંધિ—વિગ્રહ કરવાનો દેશી રાજ્યોનો લગાર પણ અધિકાર નથી. આ વિષયમાં તો તેઓ બ્રિટિશ સરકારની જ ઇચ્છાને આધીન છે.

હીંદુસ્તાનમાં પહેલા વર્ગના કેટલાંક રાજ્યો છે, કે જેને દેહાંત દંડ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. તેમજ તે રાજ્યોનો ન્યાયનો નિર્ણય પણ છેવટનો જ ગણાય છે. જ્યારે કેટલાંક રાજ્યો એવાં છે, કે જેને દેહાંત દંડ કરવા બ્રિટિશ અધિકારીની પરવાનગી મેળવવી પડે છે. અને કેટલાકમાં તો આ શિક્ષાને યોગ્ય ગુન્હાની તપાસણી જ બ્રિટિશ અધિકારી કરે છે. અંગ્રેજ સરકારે દેશી રાજ્યોને વચન આપ્યું છે, કે કોઇ પણ દેશી રાજ્યમાં બ્રિટિશ ન્યાય મંદિરની સ્થાપના કરવામાં આવશે નહીં. છતાં એવા બનાવો બન્યા છે, કે દેશી રાજ્યોનો ન્યાય વહીવટ બ્રિટિશ ન્યાયાધીશોના હસ્તક મૂકાયો છે. ન્યાયના સંબંધમાં એક બીજી વાત એ પણ નોંધવા જેવી છે, કે જે દેશી રાજ્યની હદમાં ગુન્હો બને તે ગુન્હાની

શિક્ષા તે દેશી રાજ્યના ન્યાયના ધોરણે કરવામાં આવે છે છતાં જ્યારે દેશી રાજ્યની હદમાં કોઇ બ્રિટિશ પ્રજાજન ગુન્હો કરે છે ત્યારે તે ગુન્હાની શિક્ષા કરવાનો અધિકાર દેશી રાજ્યના ન્યાયાધીશોને હોતો નથી. ફોજદારી ગુન્હાનો અને ખાસ કરીને અંગ્રેજ પ્રજા પરત્વે–જો તે દેશી રાજ્યમાં નોકર ન હોય તો–આ નિયમનું ખાસ પાલન કરવામાં આવે છે. દિવાની બાબતોમાં તો મોટે ભાગે દેશી રાજ્યોની અદાલતોમાં કામ લેવાય છે. એમ કહેવાય છે કે આ પ્રકારની વ્યવસ્થાથી વ્યાપાર વગેરે પ્રવૃત્તિને ઘણી અનુકૂળતા પડે છે તેમ દેશી રાજ્યોની અદાલતોને પણ તેથી લાભ જ છે. આ ખરૂં નથી. દેશી રાજ્યમાં એક જ પ્રકારનો ગુન્હો કરવામાં આવે, છતાં દેશી રાજ્યની પ્રજાને અને બ્રિટિશ પ્રજાને એજ ગુન્હા માટે વધતી ઓછી શિક્ષા થાય એ દેશી રાજ્યની અદાલતોની ન્યાયી પ્રતિષ્ઠાને હાનિકર્તા છે. ખરૂં તો એ છે, કે કોઇ પણ બ્રિટિશ પ્રજાજન, પછી તે હીંદી હોય કે અંગ્રેજ, પણ તે દેશી રાજ્યમા વસવાટ કરે તો તેણે દેશી રાજ્યના કાયદા પ્રમાણે જ ચાલવું જોઇએ. નહીં તો તેની શિક્ષા ખમવી જોઇએ.

મોટાં મોટાં દેશી રાજ્યોમાં બ્રિટિશ રેસીડેન્ટ રહે છે. રેસીડેન્ટ જે જગાએ રહે છે, તે જગાએ એક નાનું સરખું સીવીલ સ્ટેશન થઈ જાય છે અને તેનો વહીવટ બ્રિટિશ કાનુન પ્રમાણે ચાલે છે. દેશી રાજ્યોની હદમાં બ્રિટિશ લશ્કર રાખવામાં આવે છે. ઘણી રેલ્વે લાઇનો દેશી રાજ્યોની હદમાં છે. કયાંક કયાંક તો બસેં ત્રણસેં માઇલ સુધી આ હદ સળંગ વિસ્તરેલી છે. તેમાં આવતાં રેલ્વે સ્ટેશનો, પૂલો અને નક્કી કરેલી હદ બ્રિટિશ હકુમતમાં ગણાય છે. નહેરોના સંબંધે પણ આવા જ પ્રકારનો નિયમ છે. આ બધામાં દેશી રાજ્યોનો કશો અધિકાર નથી.

સાધારણ રીતે અત્યારે લગભગ બધા જ રાજ્યોમા ગુહનેગારોની સોંપણી ( Extradition of Criminals )ના સંબંધી એવો નિયમ છે, કે એક રાજ્યનો ગુહનેગાર જો તે રાજ્દ્વારી ગુહનેગાર ન હોય તો બીજા રાજ્યને સુપ્રત કરી દેવો. આ સામાન્ય નિયમ દેશીરાજ્યો અને બ્રિટિશ હીંદ વચ્ચે પણ પ્રવર્તે છે. બ્રિટિશહીંદનો ગુહનેગાર જો દેશીરાજ્યમાં નાસી આવે તો દેશીરાજ્યોએ બ્રિટિશહીંદની પોલીસને તેની સોંપણી કરી દેવી જોઇએ, તેમ દેશીરાજ્યના ગુહનેગારની સોંપણી બ્રિટિશહીંદની પોલીસે કરી- દેવી જોઇએ. પરંતુ આ નિયમને એક અપવાદ છે; અને તે એકે જો કોઈ અંગ્રેજ, દેશીરાજ્યમાં ગુહનો કરે તો તેને સુપ્રત કરવાની બ્રિટિશહીંદની સરકારની જવાબદારી નથી. નાસી આવેલા સૈનિકોના સંબંધમાં પણ આવું ઉલટું ધોરણ છે. એ ઉપરથી જણાય છે, કે ગુહનેગારોને શિક્ષા કરવાના સંબંધમાં દેશીરાજ્યોનો અધિકાર ઘણે અંશે મર્યાદિત છે. નાનાં નાનાં રાજ્યોના સંબંધમાં આવો મર્યાદિત અધિકાર હોય એ સમજી શકાય એવી બાબત છે પણ જ્યારે મોટાં મોટાં દેશી-રાજ્યોને પણ એ જ ધોરણ લાગુ પાડવામાં આવે ત્યારે તો જરૂર તેના અધિકારને હાનિ પહોંચે.

# દેશી રાજ્યોનો અધિકાર પ્રદેશ.

હીંદુસ્તાનમાં દેશી રાજ્યોની પરિસ્થિતિ ઘણી વિલક્ષણ છે. કેટલાંક દેશી રાજ્યો અમુક બાબતોમાં સાવ સ્વતંત્ર તો અમુક બાબતોમાં સાવ પરાધીન છે. એટલું જ નહીં પણ દેશી રાજ્યોની નીતિ પણ એક બીજાથી જુદી પડે છે. નાનાં રાજ્યોનો વિચાર ન કરીએ તો મોટાં મોટાં રાજ્યો વચ્ચે પણ એક પ્રકારનું સમાન ધોરણ અત્યારે પ્રવર્તતું નથી. આથી દેશી રાજ્યોના અધિકાર પ્રદેશને સ્પષ્ટ રીતે દર્શાવવો એ કઠણ છે. વળી અત્યાર સુધીમાં તે નક્કી કરવાનો પ્રયત્ન પણ કરવામાં આવ્યો નથી.

કોઈ પણ રાજ્યના અધિકારનું મૂળ ઉત્પત્તિ સ્થાન પ્રજા છે અને કાળ જતાં પ્રજાની પ્રજ્ઞાથી સ્થાપિત થએલા નિયમો રાજ્યના અધિકારનું લક્ષણ બને છે. દેશી રાજ્યોને પણ એજ નિયમ લાગુ પડે છે. પરંતુ અત્યારે એ સ્થિતિ રહી નથી. કારણ કે જુદાં જુદાં દેશી રાજ્યોની પ્રજાનાં લક્ષણ લગભગ સમાન છતાં રાજ્યોના અધિકારનાં લક્ષણ એક નથી રહ્યાં. પરિણામે દેશી રાજ્ય વહીવટમાં રાજકર્ત્તા અને પ્રજાના વિચારોનું પરસ્પર, વારંવાર ઘર્ષણ થાય છે.

કેટલીક બાબતો—જો કે ઘણી ઓછી—એવી છે કે જેમાં દરેક રાજ્યનો એક સરખો અધિકાર—ધર્મ છે. તે પૈકી (૧) એ કે દરેક રાજકર્ત્તાની ફરજ છે કે તેણે પોતાની પ્રજાને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળે એવો પ્રબંધ કરવો, (૨) તેને નિર્મળ ન્યાય આપવો અને (૩) તેના રક્ષણની બરાબર વ્યવસ્થા કરવી. આ બધા અધિકારનું બરાબર રીતે પાલન કરી શકાય એટલા માટે રાજાને કર લેવાનો, નિયમો રચવાનો અને ગુન્હેગારને શિક્ષા કરવાનો અધિકાર છે. મોટે ભાગે આ વિષયમાં બ્રિટિશ સરકાર દેશી રાજ્યોની આડે આવતી નથી પરંતુ કોઇ પણ રાજ્ય સાથે સંધિ-વિગ્રહ કરવાનો દેશી રાજ્યોનો લગાર પણ અધિકાર નથી. આ વિષયમાં તો તેઓ બ્રિટિશ સરકારની જ ઇચ્છાને અધીન છે.

હીંદુસ્તાનમાં પહેલા વર્ગના કેટલાક રાજ્યો છે, કે જેને દેહાંત દંડ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. તેમજ તે રાજ્યોનો ન્યાયનો નિર્ણય પણ છેવટનો જ ગણાય છે. જ્યારે કેટલાંક રાજ્યો એવાં છે, કે જેને દેહાંત દંડ કરવા બ્રિટિશ અધિકારીની પરવાનગી મેળવવી પડે છે. અને કેટલાકમાં તો આ શિક્ષાને યોગ્ય ગુન્હાની તપાસણી જ બ્રિટિશ અધિકારી કરે છે. અંગ્રેજ સરકારે દેશી રાજ્યોને વચન આપ્યું છે, કે કોઇ પણ દેશી રાજ્યમાં બ્રિટિશ ન્યાય મંદિરની સ્થાપના કરવામાં આવશે નહીં. છતાં એવા બનાવો બન્યા છે, કે દેશી રાજ્યોનો ન્યાય વહીવટ બ્રિટિશ ન્યાયાધીશોના હસ્તક મૂકાયો છે. ન્યાયના સંબંધમાં એક બીજી વાત એ પણ નોંધવા જેવી છે, કે જે દેશી રાજ્યની હદમાં ગુન્હો બને તે ગુન્હાની

# મહુંમ મહારાજા સીંધીઆના દેશી રાજ્ય વહીવટ સંબંધે વિચારો.

(મુળ લેખકઃ—કર્નલ એકફેર્ડ લાર્ડ સી. આઇ. ઇ.)

મહુંમ મહારાજા સીંધીઆનાં ભાષણો, વહીવટી રિપોર્ટો, નોંધો અને તેમની રાજ્ય વહીવટને લગતી નીતિને સાધનભૂત ગણીને મેં આ લેખ લખ્યો છે. ૧૮૪૯ થી ૧૯૨૪ સુધી મેં મધ્ય હીંદમાં નોકરી કરેલી હોવાથી, મને એ વિભાગનો ઘણો અનુભવ છે. ત્યાં જુદા જુદા વિભાગનાં ત્રણ દેશી રાજ્યો ઉત્પન્ન થયાં છે. ૧. રજપુત, ૨. મરાઠા, અને ૩. મુસલમાન રાજ્યો. આ ત્રણે પ્રકારનાં રાજ્યો ઉપર ચાલુ જમાનાની અસર થઇ છે છતાં કેટલાક પ્રાચીન અંશો તેમાં ટકી રહ્યા છે. મોગલ બાદશાહોના સમયમાં બક્ષીસ અને સનંદો મળવાને લીધે કેટલાંક ઉત્તમ કુળના રાજપુતરાજ્યો બંધાયાં. પરંતુ આ રાજ્યોના રાજકર્તાઓ પોતાના બહોળા કુટુંબોના આગેવાન જેવા જ હતા. અને નાના નાના જાગીરદારો ઉપર તેમની માત્ર મર્યાદિત સત્તા હતી. અર્થાત્ કે આ રજપુત રાજ્યોની રાજસત્તા કુટુંબી અને સગપણના વ્યવહારથી ગુંથાએલી હતી. જ્યારે એ સત્તા નીચે જે ખંડીઆ જાગીરદારો હતા તેઓની જવાબદારી માત્ર આગેવાન રાજકર્તાને યોગ્ય માન આપવાની તથા યુદ્ધના કે સામાન્ય ખર્ચમાં યોગ્ય ફાળો આપવાની હતી. સિવાય તેઓ પોતાના આંતરિક વહીવટમાં સાવ સ્વતંત્ર હતા. ત્યારબાદ મરેઠાઓની ચડાઇ અને વખતના જવા સાથે આ સ્થિતિમા ફેરફાર થયો અને તે વખતમાં ખંડિયાં રાજ્યો અત્યારે પોતાને પોતાના જ વંશના રાજકર્તાના સંયુક્ત ભાગદાર તથા જમીનના માલીક ગણે છે.

પરંતુ મધ્યહીંદનાં મરાઠા રાજ્યોની સ્થિતિ આ કરતા જુદી છે શરૂઆતમાં મરાઠાઓનો આ પ્રદેશનો કબજો માત્ર લશ્કરી જ હતો. મરાઠા સરદારો પેશ્વાના સેનાપતિ તરીકે પોતાના લશ્કરને નીભાવવા માળવામાંથી કર ઉઘરાવવાનું કામ કરતા હતા. આ સેનાપતિઓની નીચે બીજા સરદારોની નાની નાની ટુકડીઓ હતી પણ તેઓ સેનાપતિની સાથે જાતીય કે કુટુંબી સંબંધથી જોડાયલા ન હતા. પરિણામે બીજાઓ કરતાં વિશેષ લશ્કરી કુશળતા અને પ્રારબ્ધ-યોગે આ સરદારોમાંથી સીંધીઆ, હોલ્કર અને પોનવાર મરાઠા લશ્કરના આગેવાનો બન્યા. તેઓનું વતન મહારાષ્ટ્રમાં હોવાથી શરૂઆતમાં તો તેમને માળવામાં રહેવાનો વિચાર નહતો, પરંતુ પછીથી તેમને પોતાનો વિચાર ફેરવવો પડયો. છતાં પણ અત્યારે પણ તેઓ પોતાની જન્મભૂમિ તો મહારાષ્ટ્ર જ ગણે છે. દોલતરાવ સીંધીઆએ પોતાના અવસાન પ્રસંગે ગ્વાલીયરનું રાજ્ય તો પોતની માત્ર **સરંજામી** જાગીર છે અને પોતાનો હમેશનો દરજ્જો

તો મહારાષ્ટ્રમાં પાટીલનો છે એમ કહી ગ્વાલીઅરના રાજ્ય માટે દત્તકપુત્ર લેવાની ના કહી હતી. વળી મર્હુમ મહારાજા શીવાજીરાવે પણ ૧૯૨૨માં પુના ખાતે ભરાયેલી પાટીલોની સભામાં પ્રમુખસ્થાનેથી પોતાને પાટીલ બંધુઓએ જે માન આપ્યું તે માટે હર્ષ પ્રદર્શિત કરી જણાવ્યું હતું કે મહાદજી સીંધીઆ પોતાને મહારાજા કહેવરાવવાને બદલે " પાટીલ બુવા " કહેવરાવવાનું વિશેષ પસંદ કરતા હતા.

જ્યારે છેલ્લી વખત મરાઠી રાજ્યોની પુનઃવ્યવસ્થા કરવામાં આવી ત્યારે પેશ્વાના લશ્કરમાં જે જે મરાઠા કુટુંબોએ સેવા કરેલી હતી તે પૈકી સીંધીઆ, હોલ્કર અને પોનવારને જ રાજકર્તાઓ તરીકે નિયત કર્યા હતા. આ માત્ર આકસ્મિક સંયોગ હતો. તાત્પર્ય કે મરાઠા સરદારોની પોતાના રાજ્ય ઉપરની સત્તા મુખ્યત્વે લશ્કરી સેનાપતિ તરીકે જ હતી. તેમજ તેઓનો બીજા સરદારો સાથેનો સંબંધ રાજકર્તાની માફક ગાઢ નહીં પણ માત્ર ઉપર છલ્લો, તથા સત્તા અને અમલદારી તત્વના આધારે રચાયલો હતો.

જ્યારે મુસલમાન રાજકર્તાઓ પ્રદેશના જીતનાર હતા અને તેઓ વાસ્તવિક રીતે જીતનાર તરીકે જ રાજ્ય કરતા હતા. આ ત્રણે પ્રકારનાં રાજ્યોમાં અગાઉ કરતાં ઘણા ઓછા ભેદો રહ્યા છે. અને આગળ જતાં તેમની રાજ્ય પદ્ધતિમાં સમાનતા જ આવશે. બ્રિટિશ પદ્ધતિની અસર છતાં દેશી રાજ્યોનો વહીવટ અદ્યાપિ અંગત જવાબદારીથી ચલાવવામાં આવે છે. જો કે કેટલાંક રાજ્યોમાં બ્રિટિશ ધોરણનું અનુકરણ કરવામાં આવ્યું છે જ્યાં કાઉન્સીલો અને મ્યુનિ. જેવી અર્ધ પ્રજાકીય સંસ્થાઓના અસ્તિત્વથી વસ્તુતઃ રાજસત્તામાં કશો ફેરફાર થયો જણાતો નથી.

અંગત સત્તાની દેખીતી ખામીઓ છે. છતાં હીંદની પ્રજા તે સ્વરૂપને અંતઃકરણપૂર્વક પસંદ કરે છે. મર્હુમ મહારાજા સીંધીઆનો એવો મત હતો કે જે દેશનો વહીવટ તેની ચાલી આવેલી પ્રથા પ્રમાણે નથી થતો તે દેશ ક્રમે ક્રમે ખરાબ સ્થિતિએ પહોંચે છે. અને જો હીંદુસ્તાન આ બાબતમાં યુરોપનું અનુકરણ કરશે તો તે મુશ્કેલીમાં આવી પડશે.

વળી તેઓ કહેતા કે "દેશી રાજ્યોમાં હીંદી સરકાર એટલી બધી અસાધારણ સત્તા ધરાવે છે, કે દેશી રાજકર્તાઓ સરકારના હાથમાં બાની માટીના લોંદા જેવા છે. સરકારની ઇચ્છા પ્રમાણે તેઓને વર્તવું પડે છે. પરંતુ રાજકર્તાઓ ભાગ્યે જ સત્ય વસ્તુસ્થિતિ લક્ષમાં રાખે છે. તેઓનો એવો અભિપ્રાય હતો કે અંગત સમસ્ત દેશી રાજકર્તાઓની ઇજ્જત સરકારે જાળવવી જોઇએ. આ ઇજ્જતમાં ઘણી વખત ઘટાડો થયો છે. તેનો નાશ પણ થયો છે. અજાણતાં આમ થયું હશે પરંતુ દેશી રાજ્યોની આબરૂનો નાશ માત્ર દેશી રાજ્યોને નુકસાનકર્તા નથી પણ હીંદ સરકારને પણ હાનિ કારક છે. આવી ભૂલો થવાનું મુખ્ય કારણ એ છે કે દેશી રાજ્યો સંબંધે જે નિર્ણય કરવામાં આવે છે, તે કાંતો અંગત ખ્યાલને લઇને અથવા તો વર્તમાન રાજકર્તાની અંગત બાબતોને મોટું રૂપ આપીને કરવામાં આવે છે. આમ કરતાં જે દેશી રાજ્ય બંધારણ કાયમનું છે, તેના ઉપર શું અસર થશે તે ન

વિચારતાં રાજકર્તા જે પોતાના જીવન પૂરતો જ અધિકાર ભોગવનાર હોય છે તેના ગુણ દોષ ઉપરથી નિર્ણય કરવામાં આવે છે. પરંતુ દેશી રાજ્ય બંધારણની પ્રતિષ્ઠા સાચવી રાખવી જોઇએ અને તે બંધારણને લગતા હકો અને છુટોમાં ન્યૂનતા ન થવી જોઇએ, એ વાત લક્ષમાં લીધા વગર રાજાઓ વિરૂદ્ધ વ્યક્તિગત હુકમો કરવામાં આવે છે. આવા હુકમોથી વર્ષો સુધી અને કેટલીક વાર તો કાયમને માટે દેશી રાજ્યને નુકસાન થાય છે." આ વિચારના સમર્થનમાં મહારાજા સીંધીઆ, મહારાજા હોલ્કર શીવાજીરાવની ઇચ્છા વિરૂદ્ધના ગાદી ત્યાગનો દાખલો આપતા. મહારાજા શીવાજીરાવ વિચિત્ર રાજકર્તા હતા. એક આદર્શ રાજકર્તા જેટલી તેમનામાં યોગ્યતા ન હતી એ સ્પષ્ટ હતું. પરંતુ તેમના ઉપર કાંઈ ખાસ તહોમત મૂકવામાં આવ્યું ન હતું. તેથી તેમનો ગાદી ત્યાગ દેશી રાજ્યોની આબરૂ ઉપર એક સખ્ત પ્રહાર તરીકે બધાની નજરે લેખાયો હતો. આવો અભિપ્રાય બ્રિટિશ હીંદની પ્રજાનો પણ હતો. અને જે જે સ્ટેશનોએ આ મહારાજાની ગાડી ઉભી રહેતી હતી ત્યાં સેંકડો લોકો તેમને અભિવંદન આપવા આવતા હતા. એ ઉપરથી ઉપરોક્ત સત્ય જણાય છે.

૧૯૧૬-૧૭ ના ગ્વાલીઅર રાજ્યના વહીવટી રિપોર્ટમાં મર્હુમ મહારાજા સીંધીઆ કહે છે કે "ધારો કે અમુક રાજાઓ થોડા વખતને માટે સંતોષ આપનારા ન જણાય તો લોકોએ તેમને શિખામણથી સુમાર્ગે દોરવવા જોઇએ. બાકી તો વારંવાર રાજકર્તા પાસે ગાદી ત્યાગ કરાવવાથી, બીજો રાજકર્તા ગાદી ઉપર આવે તે દરમિયાન રાજ્યમાં અનેક ખટપટો જાગે છે. માટે હું કહું છું કે કોઇ પણ રાજા વંશપરંપરાગત નૈસર્ગિક દોષને લીધે, નઠારી સોબતથી, નિરંકુશ સત્તા લોભથી અથવા ગમે તે કારણથી ખોટી રીતે ચાલે તો પણ તેનો સંપૂર્ણ મોભો જાળવી રાખવો જોઇએ. બેશક રાજ્યના અગ્રેસરોની ઘણીવાર ગંભીર ભૂલો થાય છે, તેની ના નથી પરંતુ સખ્ત પગલાં લીધા સિવાય તે બધામાં સુધારણા થઇ શકે એમ હોય છે."

નાભા પ્રકરણને અંગે મર્હુમ મહારાજા સીંધીઆનો એવો મત હતો કે તેમાં જ્યુડીશીઅલ કમીશન નીમવાની જરૂર ન હતી. પણ બીજા રાજકર્તાઓ સાથે ચર્ચા કરી તેઓની આ બાબતમાં માત્ર સલાહ લીધી હોત તો સારૂં હતું. રાજાઓમાં સરકારનો વિશ્વાસ હોવાનું વારંવાર જણાવવામાં આવે છે પરંતુ વર્તનમાં તો તે કરતાં ઉલટું જોવામાં આવે છે. અને તે પણ મહત્વની બાબતોમાં. ગ્વાલીઅર રાજ્યમાંથી સરકારમાં મોકલવામાં આવતાં પત્રકોની સંખ્યા ૧૮૮૬ માં માત્ર ૧૯ હતી જે વધીને ૧૯૦૯ માં ૫૨ જેટલી થઈ. પત્રકો મંગાવવા જેથી ક્ષુદ્ર બાબતોમાં પણ છિદ્રો શોધવાની દૃષ્ટિએ કામ લેવામાં આવે છે." આટલા માટે રાજદ્વારી અમલદારોના અભિપ્રાય માટે રાજ્યનો વહીવટી રિપોર્ટ સીંધીઆ મહારાજાને મોકલવાનું કહેતાં તેમને રીસ ચઢી હતી અને ૧૯૧૦ માં મોકલવાની તેમણે સ્પષ્ટ ના કહી હતી. જ્યારે નિયમનું બંધન સ્વીકાર્યા વગર મોકલવાનું તેમને કહેવામાં આવ્યું ત્યારે જ પછી તેમણે તે વાત કબુલ કરી.

# મર્હુમ મહારાજા સીંધીઆના દેશી રાજ્ય વહીવટ સંબંધે વિચારો

બાળક મહારાજાના વખતમાં ચલાવવામાં આવતો રાજ્ય વહીવટ અને બાળક મહારાજાની કેળવણી આ બન્ને બાબતો ઘણી અગત્યની છે. આ સંબંધમાં મહારાજાના ચોક્કસ વિચારો હતા. નામ૦ વાઇસરોયને મોકલેલા ખરીતામાં જે વિચારો તેમણે જણાવ્યા હતા. તેના મુદ્દા આ પ્રમાણે છે.

૧. મર્હુમ મહારાજાએ પ્રકટ કરેલા મત પ્રમાણે જ આ વિષયમાં વર્તવું જોઇએ.

૨. ચાલુ પ્રથા, ખાસ હકો અને ગોભાનું બરાબર બરાબર રીતે પાલન કરવું જોઇએ.

૩. રાજ્ય વહીવટમાં ફેરફાર કરી નાંખે એવા અને રૂઢિ વિરૂદ્ધ જતા હોય એવા મોટા ફેરફાર Sweeping Reforms રાજ્યમાં દાખલ ન કરવા જોઇએ.

મહારાજા સીંધીઆ માનતા હતા કે દેશી રાજ્યોમાં સગીર રાજ્ય વહીવટ દરમિયાન રસ્તાઓ તથા ભારે ખર્ચનાં મકાનો પાછળ નાણાં ખર્ચી રાજ્યનો ખજાનો ખાલી કરવાની રાજદ્વારી અમલદારોની પ્રચલિત રૂઢિ છે. જ્યારે સગીર રાજ્યવહીવટનો તો એ ઉદ્દેશ હોવો જોઇએ કે દેશી રાજ્યના વહીવટને બ્રિટિશ હીંદના વહીવટ જેવો કરવાને બદલે તે વહીવટમાં રહેલા વાંધાઓ અને ગંભીર ખામીઓ દૂર કરી, દ્રવ્ય બચાવવું. તેમજ રાજ્યવહીવટની સારી યોજનાના લાભોની અને બાળરાજાએ ભવિષ્યમાં જે જે સુધારા કરવા જોઇએ તે બધાની તેને સમજણ આપવી જોઇએ. આટલાથી સગીર રાજાને રાજ્ય વહીવટનો જરૂરનો ખ્યાલ મળી રહે છે અને પછી જો તેનામાં શક્તિ હોય છે, તો તેને રાજ્ય વહીવટમાં પૂરતો રસ રહે છે. પરંતુ આથી ઉલટી રીતે સગીર રાજાને રાજ્યવહીવટ સુપ્રત કરવામા આવે તે દરમિયાન રાજ્યનો વહીવટ બધો ફેરવાઈ જાય એટલા બધા સુધારા કરી નાંખવામાં આવ્યા હોય તો પછી તેને માટે કાંઇ જ કરવાનું બાકી રહેતું નથી. સગીર રાજ્યકર્તાને રાજ્ય વહીવટ સોંપવામાં આવે તે દરમિયાન રાજ્યનો વહીવટ બધો ફેરવાઈ જાય એટલા બધા સુધારા કરી નાંખવામાં આવ્યા હોય તો પછી તેને માટે શું કરવાનું બાકી રહે ? વળી ખજાનામાંથી સીલીક ખુટી જવાથી પોતાને સુધારા વધારા કરવાનો અવકાશ ચાલ્યો જતાં સગીર રાજકર્તા જ્યારે ગાદી ઉપર આવે છે ત્યારે તેને અત્યંત દુઃખ થાય છે.

૪. રાજ્યના પ્રદેશની બીજાં રાજ્યો સાથે અદલા બદલી ન કરવી જોઇએ.

૫. રાજા અને તેના જાગીરદારોના સંબંધમાં કાંઇપણ ફેરફાર ન થવો જોઇએ-આ સંબંધમાં ગ્વાલીયર રાજ્યનો Guaranted Estatesના કેસનો ગંભીર દાખલો છે.

૬. નવા મહેસુલ ન [illegible]વા જોઇએ. કારણકે તે નવા રાજકર્તાને અનુકુળ આવતા નથી.

૭. બધા સુધારા[illegible] [illegible]ક રૂઢીઓને અનુકુળ ધીમે ધીમે થવા જોઇએ.

વળી બાળ [illegible] નથી પણ [illegible]કેળવણીના સંબંધમાં લક્ષમાં લેવા યોગ્ય એ બાબત છે, કે તેને રાજ્યમાં જ [illegible] છે કે દેશી [illegible]જોઇએ. આથી સ્થાનિક અને રાજ્યવંશી પરંપરાથી ચાલતી [illegible] અથવા તો વર્તમ[illegible]રાબર ખ્યાલ રહે. યુરોપીઅનો સાથેના સહવાસમાં રહેવા છતાં તેણે [illegible] કરતાં જે દેશ[illegible]ની પ્રજા વચ્ચે તેણે કેવી રીતે રહેવાનું છે. અત્યારે

જે ધોરણે રાજકુમાર કૉલેજો ચાલે છે તે ધોરણને મર્હુમ સીંધીઆ મહારાજા સખ્ત રીતે વખોડી કહાડતા હતા; કારણકે (૧) આ કૉલેજોમાં જે કુમારો કેળવણી લે છે, તેના વહીવટમાં રાજકર્તાઓની ખરેખરી સત્તા નથી તેમજ તેઓના અભિપ્રાયોને કાંઇ વજન પણ નથી અપાતું-આ કારણથી જ સીંધીઆ મહારાજાએ રાજકુમાર કૉલેજની વ્યવસ્થાપક સમિતિમાંથી રાજીનામું-આપ્યું હતું. (૨) કૉલેજોમાં કેળવણીનું ધોરણ હલકી પાયરીનું હોય છે. (૩) ઈટનની શાળાને અનુસરી વધારે કેળવણી અપાય છે, જ્યારે હીંદી સંસ્કૃતિ અને હીંદી આદર્શો ઉપર ઘણું ઓછું ધ્યાન અપાય છે. આને બદલે રમતગમતને વધારે પ્રાધાન્ય આપવામાં આવે છે. મહારાજાનો મત એવો હતો કે અંગ્રેજોની માફક હીંદીઓ રમતગમત અને વહીવટમાં એકી વખતે હોશિઆર ન થઈ શકે અને તેમાંય રાજાએ તો પ્રથમ રાજ્યવહીવટનું જ શિક્ષણ મેળવવું જોઇએ.

કોલ્હાપુરના મર્હુમ મહારાજા જેઓ લગભગ દરેક બાબતમાં સીંધીઆ મહારાજાથી ભિન્ન અભિપ્રાય ધરાવતા હતા, તેઓ પણ રાજકુમાર કૉલેજોના શિક્ષણ અને વહીવટ સંબંધી સીંધીઆ મહારાજા સાથે એકમત હતા. તેમણે પોતે રાજકોટની રાજકુમાર કૉલેજ માં અભ્યાસ કર્યો હતો અને તેનો તેમણે અંગત અનુભવ મેળવ્યો હતો. તેમણે આ સંબંધમાં એક વખત કહ્યું હતું કે "રાજકુમારોની કેળવણી સંપૂર્ણ રીતે રાજાઓનાજ હાથમાં રહેવી જોઇએ. આ બાબતમાં બહારથી સીધી કે આડકતરી ડખલગીરી ન જોઇએ. જો રાજાઓ રાજ્ય વહીવટ કરવાને માટે લાયક ગણાય તો તેઓ પોતાના કુમારોને કેળવણી આપી શકશે, એટલો તેમનામાં વિશ્વાસ શા માટે ન મૂકવો જોઇએ? રાજકર્તાઓની ઇચ્છા વિરૂદ્ધ ડખલગીરી કરવાથી લાભ કરતાં નુકસાન વધારે છે." કારણ કે આથી રાજદ્વારી અધિકારી અને રાજકર્તાઓ વચ્ચે મતભેદ થતાં પરિણામે કુમારોને શોષવું પડે છે.

અપૂર્ણ.

# આપણાં દેશી રાજ્યો.

## તારંગા તીર્થને લગતું કરારનામું.

ગયા ઓક્ટોબર માસની ૧૦ મી તારીખે મુંબાઇ ખાતે સેક્રેટરીએટમાં મેજરભીકના પ્રમુખ પણા નીચે તારંગાતીર્થના સમાધાન માટે એક કોન્ફરન્સ મળી હતી, તેમાં ટીંબાના તાલુકદાર અને જૈનો (શ્વેતાંબર અને દીગંબર) વચ્ચે નીચેની મતલબનું કરારનામું કરવામાં આવ્યું હતું:-

૧ તારંગાની ટેકરી ટીંબા તાલુકામાં આવેલી છે, અને મહીકાંઠા એજન્સીની સત્તા નીચે ( Jurisdiction ) છે. ગઢ, અને ગઢની અંદર આવેલો સર્વ પ્રદેશ, તે ઉપરનાં દહેરાં અને બીજાં મકાનો સિવાયની તારંગા ટેકરીનો સર્વ ભાગ ટીંબાતાલુકાની માલીકીનો

છે. પણ ગઢ, તેની દિવાલ, ગઢની અંદરની જમીન, દહેરાં અને અન્ય દેવળો જૈનોની માલીકીનાં છે.

૨ હાલમાં ગઢની દીવાલ પડી ભાગેલી સ્થિતિમાં હોવાથી મેજરમીક આ માસમાં તેની તપાસ કરશે અને ગઢની દીવાલની જગ્યાના ઠામ ઠેકાણાનો ચોક્કસ તોડ કરી આપશે.

૩ ગઢની અંદર જૈનોને પોતાની માલીકીની વસ્તુઓનો ઇચ્છાનુસાર ઉપયોગ કરવાનો કુલ અખત્યાર રહેશે.

૪ ગઢની બહાર આવેલાં તારણમાતા અને ધારણમાતાનાં દેવળ, તેમજ જે જે મકાનો, કુંડો, દહેરીઓ વગેરે મેજરમીક જૈનોની માલીકીનાં ઠરાવે, તે પણ જૈન કોમની માલીકીનાં રહેશે. પરંતુ આથી કરીને તારણમાતા આગળ કોઇપણ મેળાના પ્રસંગે લેવાના વેરા ઉપરના ટીંબા તાલુકાના ચાલુ હક્કને હાનિ પહોચશે નહિ. જે વખતે મેજરમીક તારંગા ટેકરીની મુલાકાત લેશે તે વખતે તાલુકાના ચાલુ હક્કો વિષેની તપાસ અને તેને લગતો નિર્ણય કરશે.

૫ ટેકરી ઉપરનાં દહેરાંઓને અંગે રખાતાં ઢોરઢાંખરને ગઢ બહાર ટેકરી ઉપર ચરાવવા સામે ટીંબા તાલુકો કોઇપણ જાતનો વાંધો ઉઠાવશે નહિ. જે જે બળતણ, પત્થર, મોરમ ( મેટલ ) રેતી, અને કાંકર જૈનોને ટેકરી ઉપર રહીને પોતાના ઉપયોગ માટે તેમજ ગઢ લગી લઇ જતા રસ્તાઓને સમારવાને જોઇએ તેની સામે તાલુકો વાંધો ઉઠાવશે નહિ.

૬ ગઢ બહારના ગઢ તરફ જતા રસ્તાઓને સમારીને સારી સ્થિતિમાં રાખવામાં જૈનો સામે ટીંબા તાલુકો વાંધો ઉઠાવશે નહિ.

૭ ગઢ બહારના ભાગમાં મેજરમીક અમૂક મર્યાદા બાંધી આપશે જેની અંદર રહીને જૈનોની ધાર્મિક લાગણી દુભાવનારૂં કાંઇ પણ કૃત્ય ન કરવા માટે તાલુકો બંધાય છે.

૮ આ કરારનામાને અંગે કે તારંગા ટેકરીને લગતી અન્ય બાબત પરત્વે જે કંઈ તકરાર જૈનો અને ટીંબા તાલુકા વચ્ચે ઉઠે તેને એજન્સી આગળ ફૈસલા માટે રજુ કરવામાં આવશે.

૯ આજ લગી ભાગદારોએ ગઢની અંદરના ભાગમાં જે પ્રમાણે ચોકી પહેરાની વ્યવસ્થા કરેલી છે તે પ્રમાણે કર્યા કરશે. અને તેના બદલામાં તેમને જૈનો તરફથી બાંધી આપેલી ઉચક રકમ ચાલુ પદ્ધતિ પ્રમાણે મળ્યે જશે આ બાબત આપસ આપસની સમજુતીને અવલંબીને રહેલી છે. અને ગમે તે પક્ષ તરફથી એક વર્ષની મુદતની કાયદેસર લેખી નોટીસ આપ્યેથી તેનો અંત આવી શકશે.

૧૦ તારંગા ટેકરી ઉપરના અને તેના અંગના સર્વ હક્કોના બદલામાં ટીંબા તાલુકાને દર વર્ષે રૂા. ૩૧૨૫) અંકે રૂપીઆ ત્રણ હજાર એકસો પચીસ આપવામાં આવશે અને તેથી જૈનો ઉપર કોઇપણ જાતનો વેરો લેવાનો તેમને અખત્યાર રહેશે નહિ. ઉપરોક્ત રકમ બે સરખે હપ્તે ભરી દેવામાં આવશે. પહેલો હપ્તો વર્ષના જાન્યુઆરીની પાંચમીએ અને બીજો જુલાઇની પાંચમીએ. આ કરારનામું યાવચ્ચંદ્ર દિવાકરૌ કાયમ રહેશે.

## અત્યારના યુગને અનુકુલ રાજ્યતંત્ર ઘડવાની જરૂર.

બુંદીના ના૦ મહારાવ ઇશ્વિરીસિંહજીને ખરીતાનું અર્પણ કરવાની ક્રિયા પ્રસંગે દેશી રાજ્યોએ અત્યારના યુગને અનુકુળ રાજ્યતંત્ર રચવાની જરૂર વિષે ઓન. મિ. રેનોલ્ડકે પોતાના વિચારો જણાવતાં કહ્યું હતું કેઃ—

" જે રાજકર્તા જુના કાળની પ્રણાલિને દુરાગ્રહ પૂર્વક વળગી રહે છે, તેના ઉપર અવશ્ય સર્વનાશ ઉતરવાનો જ. અત્યારે તો જ્યાં ત્યાં દેશી રાજ્યોના રાજાઓના વર્તન સામે આક્ષેપો થઇ રહ્યા છે. આપના પૂર્વજો એ આક્ષેપોથી મુક્ત હતા પરંતુ આપ હવે મુક્ત નહીં રહી શકો. બુંદી રાજ્યમાં સુધારાને ઘણો અવકાશ છે. આપ નામદાર કાંઇ બીન અનુભવી યુવાન તરીકે રાજ્યગાદી ઉપર આવતા નથી પરંતુ પુખ્તવયે આવો છો. હવે બુંદી રાજ્યનું સંપૂર્ણ ભવિષ્ય આપના જ હાથમાં છે, તેને સુવ્યવસ્થિત કરી પુનઃ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાની છે. અને જુનું જેટલું સારૂં હોય તેને લઇ અત્યારના યુગને અનુકુળ રાજ્યતંત્ર રચવાનું છે, જે સુધારા તાત્કાલિક આવશ્યક છે તે માટે આપની પાસે વિશાળ કાર્યક્ષેત્ર છે. બેશક, તેમાં સફળતા મેળવવા પ્રયત્નની જરૂર છે પરંતુ તેને માટે આપનામાં હોય તેટલો આગ્રહ અને ઉત્સાહ તેમાં હોમી દેવાં પડશે. આપનાં રાજ્યનાં રૂઢિપૂજક તત્વો કે જેમને અંધાધુંધીવાળો કારભાર પોતાનાં ઘર ભરવાની તક આપે છે, તે તત્વો તમે જે સુધારા કરશો તેનો વિરોધ કરશે તેમજ આપને એશઆરામી જીવન ગાળવાનું કહેનાર અને તે માટે હમેશાં ઉત્તેજન આપનાર ખુશામદીઆ પણ મળી આવશે પરંતુ આપ નામદાર ખાત્રીથી માનજો કે આપનું કાર્ય જેમ મુશ્કેલ છે તેમ તેની સફળતાનું ફળ પણ અમૂલ્ય છે. આપ અધિકારીઓની પસંદગી કરવામાં ખૂબ કાળજી રાખશો અને અન્યાય તેમજ લાંચ સામે કડકપણું દર્શાવશો. પરિણામે આપની પ્રજાનાં સુખ, સરળ રાજતંત્ર, વ્યવહારનાં સાધનો, કેળવણીનો ફેલાવો, પ્રજાનું આરોગ્ય, શાંતિ અને એવી બીજી પ્રવૃત્તિદ્વારા આપને આપના પરિશ્રમનો બદલો અવશ્ય મળી રહેશે. અને જેમ જેમ વર્ષો જશે તેમ તેમ આપને ઉંડો આત્મ સંતોષ મળશે, જે આત્મસંતોષ, સાચા કે ખોટા મોજશોખથી કે વિલાસી જીવનથી કદિ ન મળી શક્યો હોત. આપ આપના રાજ્યમાં સુધારણા અર્થે કેટલીક બાબતોનો વિચાર કરી રહ્યા છો, તો આ પ્રસંગે મને બે બોલ કહેવા દેશો. મારી સૂચના છે, કે આપનું પ્રથમ કાર્ય નાણાંની પુનઃ વ્યવસ્થા અને ન્યાયતંત્રની પુનર્ઘટના કરવાનું છે. આપ ખાત્રીથી માનજો કે જે રાજતંત્રમાં આર્થિક સદ્દરતા અને નિર્મળ ન્યાય નથી તે રાજ્યતંત્ર કદિ સફળ થઇ શકશે નહીં. તેમ સલામત પણ રહી શકશે નહીં."

## સર હરિસિંહજીનું કેળવણી સંબંધે મંતવ્ય

શ્રી પ્રતાપ કોલેજના મેળાવડા પ્રસંગે કાશ્મીરના મહારાજા સર હરિસિંહે કેળવણી સંબંધે પોતાના વિચારો પ્રદર્શિત કરતાં જણાવ્યું કેઃ—

કેલવણીના સંબંધી ઉપયોગિતા અને સંસ્કૃતિનો પ્રશ્ન અત્રે ચર્ચવામાં આવ્યો છે અને ખરૂં છે, કે કેળવણીને જીવનની આવશ્યક્તા અને જીવનના પ્રસંગો સાથે ખાસ સંબંધ હોવો જોઇએ. દરેક મનુષ્યને જગતમાં પોતાનું સ્થાન પ્રાપ્ત કરવાનું છે, અને તે સ્થાનને પોતે શોભાવી શકે એવી કેલવણી પ્રાપ્ત કરવાની માગણી કરવાનો તેને હક છે. બીજી રીતે કહીએ તો આ ઉભય દૃષ્ટિબિંદુને સમતોલ રાખવાની જરૂર છે. આપણે બે કૉલેજ અને ઘણી હાઇસ્કૂલો નીભાવીએ છીએ એટલે એમ તો નજ કહેવાય કે આપણે માધ્યમિક કે ઉચ્ચ કેળવણી પ્રતિ ઉપેક્ષા રાખીએ છીએ. કાશ્મીરમાં કેળવણી પાછળનો ખર્ચ દિવસે દિવસે વૃદ્ધિ પામતો જાય છે અને છેલ્લાં પાંચ વર્ષમાં તેમાં ૫૦ ટકાનો વધારો થયો છે. પરંતુ અત્યારે યોગ્યતાવાળા ઘણા યુવાનોને ધંધાની શોધમાં ભટકવું પડે છે. એ શોચનીય સ્થિતિ દર્શાવે છે, કે આવશ્યક્તા કરતાં વધારે માણસો છે. ગયા વર્ષમાં કહ્યું હતું કે રાજ્યના મોટા હોદ્દાઓ પ્રજાનાં માણસોને આપવાની મારી ઈચ્છા છે. આ માટે મેં એક નિષ્પક્ષપાત સ્કોલરશીપ સીલેકશન બોર્ડની સ્થાપના કરી છે અને તેને માટે નાણાંની છુટથી મદદ આપી છે. પરંતુ બીન ધંધાદારીને ધંધે લગાડવાના પ્રશ્નનો ઉકેલ કરવા વ્યાપારી કેળવણી તેમજ વ્યાપારી પ્રગતિની આવશ્યક્તા છે. કાશ્મીરના વ્યાપાર ખાતાના પ્રધાન આ માટે એક યોજના તૈયાર કરે છે, પરંતુ જ્યારે પ્રત્યેક ગરીબમાં ગરીબ શહેરીને મળી શકે તેવી કેળવણી ફેલાતાં તેમજ વ્યાપારી અને ખનિજનાં કુદરતી સાધનોનો વિકાસ થતાં હું માનું છું કે બીન ધંધાદારીનો પ્રશ્ન, એ એક ભૂતકાળનું સ્મરણ માત્ર જ રહેશે.

## વહીવટના નિયમો

પોતાના રાજ્ય વહીવટની સફળતાનો મુખ્ય આધાર પોતાના પૂર્વજો અને શિક્ષકોએ વહીવટના જે નિયમોનું શિક્ષણ આપ્યું હતું તેના અમલથી છે, એમ કપુરથલાના ના૦ મહારાજાએ પોતાના સુવર્ણ જ્યુબીલી મહોત્સવના ભોજન સમારંભ પ્રસંગે ભાષણ આપતાં લૉર્ડ ઇરવીન સમક્ષ વિદિત કર્યું હતું. તે નિયમો આ પ્રમાણે છેઃ—

૧ ભિન્ન ભિન્ન જ્ઞાતિ અને ધર્મ પ્રતિ સંપૂર્ણ અપક્ષપાત અને ન્યાયનું સમાતોલન.
૨ કોઇના ઉપર કોઇ પણ પ્રકારની ખાસ મહેરબાની નહીં.
૩ રાજ્યમાં બધા પ્રકારની ખટપટને દબાવી દેવી.
૪ પ્રજાના જાન-માલ માટે માન અને રક્ષણ.
૫ રાજ્કર્તાઓ સાથે મૈત્રી ભર્યો સંબંધ.
૬ રાજ્યની પ્રજા અને અધિકારીઓનાં બાળકોને તેમની યોગ્યતા પ્રમાણે બને ત્યાં સુધી રાજ્યની નોકરીમાં રાખવાનો વહીવટ.
૭ રાજ્યમાં એકાએક અસાધારણ અને સ્વચ્છંદી ફેરફાર ન કરવા. તેમ રાજ્યને ખર્ચે યુરોપમાં ખાસ કેળવણી પામેલા ઘણા ખરા અધિકારીઓની મદદથી સ્થાપિત ધોરણે વહીવટ નિભાવવો.

## ધરમપુર રાજ્યનો વહીવટ.

ચાલુ વર્ષમાં થએલી પ્રગતિ અને ભવિષ્યને માટે સારી આશા આપનારો ધરમપુર રાજ્યનો વાર્ષિક અહેવાલ પ્રસિદ્ધ થયો છે એ ઉપરથી જણાય છે, કે છેલ્લા વર્ષમાં અતિ વૃષ્ટિને સબબે બાર આની વર્ષ પાકયું હતું. વહીવટી વર્ષમાં એકંદર આવક ૧૨ લાખ ૫૩ હજાર અને એકંદર ખર્ચ ૧૧ લાખ ૯૫ હજારનો થયો હતો. નામદાર મહારાજા પોતે રાજ્યમાં કલા અને વ્યાપારી પ્રગતિ સંબંધે તેમજ પોતાની પ્રજા જેનો મોટો ભાગ કાલી પરજનો છે, તેના કલ્યાણના પ્રશ્નોમાં ઉંડો રસ લે છે. આ કાલીપરજ કોમ જુનાં વિચારની છે. તેના વિરોધ છતાં મહારાજાએ રાજ્યમાં સુધારા દાખલ કર્યા છે. રાજ્ય તરફથી કૃષિના વહીવટ પ્રતિ ખાસ-લક્ષ આપવામાં આવે છે. ખેતીવાડીના નિષ્ણાતોને રાજ્ય તરફથી જમીનના ટુકડાઓ આપવામાં આવે છે એટલે બીજાઓ તેનું સ્વાભાવિક રીતે અનુકરણ કરશે. ખેડુતોમાં ઉત્તમ પ્રતિનાં બીની વહેંચણી કરવાથી ખેતી-વાડીમાં ઘણો સુધારો થશે એવી મહારાજાની ખાત્રી છે. વળી રાજ્યનાં કીંમતી જંગલોનો વિકાસ કરવા પણ પ્રયત્ન થાય છે. વલસાડથી ધરમપુર સુધીની રેલ્વેનો પ્રશ્ન અત્યારે રેલ્વે બોર્ડ આગળ વિચારણા માટે છે, તે રેલ્વે થશે એટલે જંગલની આવકમાં જાણવા જોગ વધારો થશે. સિવાય લોકોનું આરોગ્ય, રસ્તાઓ, અને પાણીનાં સાધનો માટે કાળજીપૂર્વક લક્ષ આપવામાં આવે છે એમ રિપોર્ટ ઉપરથી જણાય છે.

## રાજપુત સમાજનું સંમેલન.

પાલીતાણા ખાતે મળેલી બીજી રાજપુત સમાજના પ્રમુખપદેથી મેજર જોરાવરસિંહ-જીને અભિનંદન આપતાં પાલીતાણાના નાο ઠાકોર સાહેબે જણાવ્યું હતું કેઃ—

"આજના અસાધારણ પ્રસંગે પ્રમુખ તરીકે મારી પસંદગી કરીને મને આપે માન આપ્યું છે, તે માટે આભારી છું. મારા અંગત વિચાર પ્રમાણે આપણા ગોહિલ કુળના અગ્રણી,–ભાવનગરના નામદાર મહારાજા સાહેબ પધારીને પ્રમુખસ્થાન લેઇ પોતાના એક વફાદાર અધિકારી અને ભાયાત તરફ તેમના જ્ઞાતિબંધુઓ કેટલું ઉંચુ માન ધરાવે છે, તે પોતે જોઇ શકે ત્યાં સુધી આ ક્રીયા મુલતવી રહી હત તો વધારે સારૂં ગણાત." ત્યારબાદ તે નામદારે મેજર જોરાવરસિંહજીની સ્કીન કમિટિમાં થએલી નિમનોક, તેમની ભાવનગર રાજ્યની સેવા, તેમને મળેલા "મીલટરી ક્રોસ" સંબંધી તેમજ ગોહેલવાડ સમાજના પ્રેસીડેન્ટ તરીકે ગોહિલવંશીય સમસ્ત ભાયાતોની તેમણે જે સેવા બજાવી તેનો ઉલ્લેખ કરતાં જણાવ્યું કેઃ—"એકજ લોહીમાંથી ઉતરી આવેલી આટલી બધી મુખાકૃતિઓ જોતાં હું મારી લાગણીઓ બહાર કહાડું છું. તે માટે મને આશા છે કે મને ક્ષમા મળશેઃ હું ધારૂં છું કે ગોહિલવાડમાં રાજાઓ અને તેમના ભાયાતો વચ્ચેનો જે સંબંધ હયાતી ભોગવે છે તે સંબંધથી વધારે સારો સંબંધ આખા હિંદુસ્તાનમાં બીજી કોઇ પણ જગાએ હોવો મુશ્કેલ

છે. વિશ્વંભર આ સંબંધને હંમેશાં કાયમ રાખો એ પ્રાર્થના છે." ત્યારબાદ મેજર જોરાવરસિંહજીને ઉદ્દેશી તે નામદારે જણાવ્યું કે આપના રાજ્યની, આપના બાંધવોની, અને આપણી માતૃભૂમિની, હવે પછીનાં ઘણાં વર્ષો સુધી સેવા કરવાને પ્રભુ આપને લાંબું આયુષ્ય આપો."

## દરબારશ્રી રાવતવાળાના વિચારો.

બીલખાની કાંથડવાળાની જાગીર દરબારશ્રી રાવતવાળાને સુપ્રત કરવાની ક્રિયા પ્રસંગે દરબારશ્રી રાવતવાળાએ ખરીતાનો સ્વીકાર કરતાં કાંથડવાળા જાગીરનો સંતોષકારક નિર્ણય આવ્યો તે માટે આભારની લાગણી દર્શાવતાં "પ્રાઇમોજેનીચર" ધારાસંબંધી વિવેચન કરતાં જણાવ્યું કે "૧૮૮૪ માં સરકારે "પ્રાઇમોજેનીચર" ધારા સંબંધી કાઠી ભાગદારોનો અભિપ્રાય માગ્યો હતો તે વખતે મર્હુમ કાંથડવાળાના દાદા કાળા દેવદાને તે ધારાની સ્પષ્ટ રીતે હીમાયત કરી હતી. અને પોતાના મરણ પહેલાં ૭ માસ અગાઉ ૧૯૨૨ માં મર્હુમ કાંથડવાળાએ પો. એ. ને એક પત્રદ્વારા પોતાની જાગીરને એ ધારો લાગુ પાડવા પોતાની ઇચ્છા જણાવી હતી." ત્યારબાદ પોતાના પિતા, કાંથડવાળા જાગીરની પ્રજા અને જોઠી દીધેલી એ ત્રણ જાગીરોના રાજકર્તાઓ પણ આ ધારાના હીમાયતી હતા એમ જણાવતાં કહ્યું કે "હું મર્હુમ કાંથડવાળાનો સીધો વારસ નથી. તેમ જાગીરના ભાગ પાડવાના હાનિકારક રિવાજ પ્રમાણે ભાઈ ભાગદાર પણ નથી. એ જાણીતી વાત છે. પણ ભાગલા પાડી નાખી વહેંચી નાંખવામાં આવતી કાઠી જાગીરોના હિતની ખાતર ૧૮૮૦ થી દરેક હીંદી પ્રધાન અને સરકારે જે રાજનીતિ જાહેર કરી છે તે રાજનીતિ અનુસાર હું આ જાગીરનો ખાસ વારસ છું. છેલ્લા પચાસ વર્ષોમાં કાઠી રાજ્યો અને જાગીરોને આ ધારો પહેલો ક્યારે લાગુ પાડવામાં આવ્યો અને તેમાં શું પ્રગતિ થઈ, તે ઉપર હું લંબાણથી વિવેચન નથી કરવા ઇચ્છતો પરંતુ આ દાખલામાં તો ઉપરોક્ત ધારાનો વાસ્તવિક અર્થ કરવામાં આવ્યો છે એમ કોઈ પણ નિષ્પક્ષ જોનાર–પછી તે કાઠી હોય કે ન હોય–તેને લાગ્યા વિના નહીં રહે." ત્યારબાદ દરબારશ્રી રાવતવાળાએ પોતાને છેલ્લાં પાંચ વર્ષમાં નડેલી મુશ્કેલીઓનું વર્ણન કરી ઓન. મી. વોટસનનો આભાર માન્યો હતો. તથા પોતાની જવાબદારીનો ખ્યાલ કરતાં "રાજ્યનું હિત પ્રજાના હિતમાં જ રહેલું છે" એમ જણાવ્યું હતું. બ્રિટિશ હીંદમાં થતી પ્રગતિ સાથે એજન્સિમાં પણ પ્રગતિ કરવાનો તેમણે અભિલાષ દર્શાવ્યો હતો અને પોતાના તાલુકામાં રૂ. ૩૫ ને બદલે ૩૦ રૂ. નો સાંતી વેરો, પાંચ વર્ષ સુધી લેવાનું તેમ જ ગુજરાતમાંથી એક બાહેશ વસુલાતી અધિકારી મેળવી નવેસરથી પોતાના તાલુકાની માપણી કરવાનું જણાવ્યું હતું. અંતે ઓન મિ. કેલીનો આભાર માની આ તકરારી સવાલમાં પોતાની સામે જે પોતાના કાકા અને પીતરાઇઓ હતા તેમને આ ધર્મયુદ્ધ ગણી અંતઃકરણની અનિષ્ટ લાગણીઓ દૂર કરવાની વિનતિ કરી હતી. અમે ઇચ્છીએ છીએ કે દરબારશ્રી રાવતવાળાએ જેવી રીતે આ ધર્મયુદ્ધ ગણ્યું છે, તેવી રીતે ધર્મના નિયમે હવે પોતાની જાગીરનો વહીવટ ચલાવે.

# માસિક નોંધ

## મ્હૈસોર રાજ્યની એક પ્રવૃત્તિ.

મધ્યમ વર્ગનાં માણસો પોતે જે કમાય તેમાંથી કાંઇક બચાવી શકે એટલા માટે મ્હૈસોર રાજ્યે " Collecting Savings Bank "ની યોજનાની પ્રવૃત્તિ હાથ ધરી છે. ૧૯૧૬ માં આ યોજનાને રાજ્ય તરફથી મંજુર કરવામાં આવી હતી, જ્યારે અત્યારે બેંગલોર અને મ્હૈસોરમાં આવા પ્રકારની બે બેંકો છે. આ બેંકોના અધિકારીઓ નિયમિત રીતે લોકોને આંગણે ફરીને બેંકમાં મૂકવાનાં નાણાં ઉઘરાવે છે, જેથી સ્વાભાવિક રીતે પ્રજામાં કરકસરની ભાવના જાગૃત થાય. આ યોજના અત્યાર સુધીમાં ઉપરોક્ત બે સ્થળે સફળ થઈ છે અને તેથી મ્હૈસોર સરકારે રાજ્યના બીજા વિભાગોનાં મુખ્ય મથકોએ પ્રયોગ રૂપે બીજી ત્રણ બેંકો ઉઘાડવાની બહાલી આપી છે. મધ્યમ વર્ગના લોકો બહુધા સરાફોને ત્યાં નાણાં મૂકે છે. બેશક કેટલીક વખત તેમાં સદ્ધરપણું ઓછું હોય છે, પરંતુ તે સાથે તેનો મોટો લાભ એ છે કે થાપણ મૂકનાર જ્યારે જોઇએ ત્યારે અને ઘણી વાર તો થાપણ હોય તે કરતાં પણ વધારે નાણાં સહેલાઇથી મેળવી શકે છે.

બેંકોમાં આવી વ્યવસ્થા હોય છે, પરંતુ તેનો લાભ મધ્યમ-વર્ગને બહુ ઓછો મળે છે. " Collecting Savings Bank "માં આવા પ્રકારની વ્યવસ્થા હશે-હોવી જ જોઇએ-તો તેને જરૂર સફળતા મળશે અને તે અનુકરણીય થઇ પડશે. હીંદનાં દેશી રાજ્યોમાં મ્હૈસોર રાજ્ય નવી યોજના, આકર્ષક પ્રવૃત્તિ અને પાશ્ચાત્ય ધોરણે રાજ્યવહીવટની પ્રણાલિકા બાંધવા માટે જાણીતું છે એટલું જ નહીં પણ કોઈ પણ નાની મોટી યોજના કે પ્રવૃત્તિમાં રાજ્યનું પ્રધાન દૃષ્ટિબિંદુ લોકહિતનું હોય છે. અને એ જ તેની સફળતાનું કારણ છે.

---

## બંદરોનો સવાલ.

કાઠીઆવાડનાં દેશી રાજ્યો પોતાનાં બંદરોનો વિકાસ કરે તે સંબંધે બે મત નથી. બંદરોના વિકાસમાં કુદરતી અનુકૂલતાને ઘણું અગત્યનું સ્થાન છે. પરંતુ પ્રાથમિક સાધનોની સાહાય્ય વગર માત્ર કુદરતી અનુકૂલતા નિરર્થક થઇ પડે છે. વિઝાગાપટ્ટણનું બંદર ઘણી કુદરતી અનુકૂલતા ધરાવે છે, છતાં તેના વિકાસ માટે કૃત્રિમઆર્થિક પ્રયત્નો કરવા પડે છે. મુંબઇના બંદરનો વિકાસ કરવા પણ શરૂઆતમાં બે કરોડ કરતાં પણ વધારે ખર્ચ કરવામાં આવ્યો હતો. પરંતુ આવા આર્થિક પ્રયત્નો બંદરોનો વિકાસ કુદરતી અનુકૂલતાને બરાબર તો કરવા પૂરતા જ છે. અને એટલા જ માટે કોઇ પણ પ્રકારનાં કૃત્રિમ સાધનોથી હમેશને માટે બંદરોનો વિકાસ ન જ થઈ શકે. હવે દેશી

રાજ્યો પોતાનાં બંદરોનો વિકાસ કરવા જે માર્ગ લે અને પોતાનાં આર્થિક સાધનોનો ઉપયોગ કરે તેથી સ્વાભાવિક રીતે બ્રિટિશ બંદરોને સહન કરવું પડે. આથી ઉભય વચ્ચે આર્થિક સંઘર્ષણ થાય. તેમાંથી રક્ષણ મેળવવાનો એક માર્ગ જગાતનાં નાકાંનો છે. કાઠીઆવાડનાં બંદરોથી બ્રિટિશ બંદરોને રક્ષણ મળે એ હેતુથી વીરમગામ વગેરે સ્થળે જગાતનાં નાકાંઓ બેસાડવામાં આવ્યાં છે. માત્ર કસ્ટમ્સ પૂરતો તેના વાજબીપણા વિષે ભાગ્યે જ વાંધો ઉઠાવી શકાય એમ છે. પરંતુ સરકારનું કોઇપણ કાર્ય પ્રજાહિતની આડે ન આવવું જોઇએ એ પ્રધાન દૃષ્ટિ જગાતનાં નાકાંઓથી અત્યારની માફક ભવિષ્યમાંપણ સચવાઈ રહેશે કે કેમ એ શંકા ભર્યું છે. એટલા માટે સરકાર અને દેશી રાજ્યોઃ ઉભયને માટે જરૂરનું છે, કે જેમ બને તેમ આ સવાલનો સત્વર નિર્ણય કરી નાંખવો. અલબત્ત છેલ્લા બે ત્રણ મહીનાથી કશો જાહેરમાં આ સંબંધમા ઉહાપોહ નથી કરવામાં આવ્યો પરંતુ તેથી એ સવાલનો ગુંચવારો ઓછો થયો છે એમ ન કહેવાય. તાજેતરમાં કાઠીઆવાડ રાજકીય પરિષદે કસ્ટમ્સનાં નાકાં ઉઠાવી લેવા સંબંધી ઠરાવ કર્યો છે.એટલા માટે આ બાબત ગોળ ગોળ ન રાખતાં કાંતો સરકારે તેને સમૂળગી છોડી દેવી અથવા તો ગમે તે રીતે તેનો છેવટનો ફડચો કરી નાંખવો. દેશી રાજ્યોના હકોની તપાસ માટે અત્યારે કમીશન નિમાયું છે તેના છેવટના અભિપ્રાયો ઉપર શું આ પ્રશ્નનો નિર્ણય થાય એ સંભવિત છે? બાકી તો તેના નિર્ણયમાં જેટલી દીર્ઘસૂત્રતા કરવામાં આવશે તેથી પરિણામ ઇષ્ટજ આવશે એ ખરૂં નથી. પરસ્પરની ગોઠવણથી થએલું ૧૯૧૭ નું કરારનામુ ધારવા કરતાં વધારે વિષમ છે. તેમાં તો સરકારનું "જગાતી હિત ભારે જોખમમાં" ન આવી પડે તેવી રીતે જેમ બંદરી રાજ્યોએ પોતાનાં બંદરોનો સંભાળ ભર્યો વહીવટ કરવાનો છે તેમ એ વહીવટ કરવાની સાથે "ગંભીર ગેર વહીવટ" નું લેશ પણ કારણ ન ઉત્પન્ન થાય તેની પણ સંભાળ રાખવાની છે. આવી નાજુક સ્થિતિ લાંબો વખત ચાલુ રહે તે કરતાં દેશી રાજ્યો અને સરકાર ઉભયને માટે સારામાં સારો માર્ગ એ છે, કે આ સવાલનો સત્વર નિર્ણય કરી નાંખવો, કારણ કે બંદરોનો વિકાસ કરતાં કરતાં કે તે કરી રહ્યા પછી પહેલા કારણમાંથી બીજા કારણનો પ્રશ્ન ઉત્પન્ન થવાનું એટલું બધું સ્વાભાવિક છે કે હાલની સંદિગ્ધ સ્થિતિ ચાલુ રાખવામાં કશી વ્યવહારૂતા નથી. વળી ૧૯૧૭ ના કરાર નામાના પરિણામે કાઠીઆવાડનાં રાજ્યો વચ્ચે તીવ્ર મતફેરી જામી ગઈ છે. અને તેનાં ફળ પ્રજાને પણ સહન કરવાં પડે છે. એટલું જ નહીં પણ આથી રાજ્યોને આર્થિક તેમજ નૈતિક નુકશાન પણ થયું છે.

પરંતુ સૈકડો વર્ષોથી એક બીજા સાથે મીઠાશ ભર્યો સંબંધ જાળવી કાઠીઆવાડનાં દેશી રાજ્યો આ પ્રશ્નનો એક સંપીથી નિર્ણય નહીં લાવે? અને પોતાની પ્રજાને આંતરિક હાડમારીમાંથી નહીં બચાવી લે?

---

## કાઠીઆવાડ રાજકીય પરિષદ્

શ્રીયુત અમૃતલાલ ઠક્કરના પ્રમુખ પદે પોરબંદર ખાતે કાઠીઆવાડ રાજકીય પરિષદની ચોથી બેઠક મળી હતી. પ્રમુખ પદેથી

શ્રીયુત ઠક્કરે એક કુશળ કાર્યકર્તાને છાજે તેવી રીતે મધ્યમ સર, સંયમપૂર્વક પોતાના વિચારો પ્રદર્શિત કર્યા હતા. તેમના ભાષણમાં ઉપરછલ્લા તનગનાટ કરતાં સંયમ, ટીકા કરતાં સુધારણા અને આંકડા બાજી કરતાં હૃદયનો ભાવ વિશેષ છે. અને તેનું એજ કારણુ છે, કે શ્રીયુત ઠક્કર મુત્સદ્દી નથી. પણુ લોક સેવક છે. તેમનું સમગ્ર ભાષણ સાદાઈ ભર્યું છતાં દેશી રાજ્યોમાં હાલની પરિસ્થિતિમાં જે જે સુધારણા આવશ્યક છે તેનો સ્પષ્ટ ઉલ્લેખ કરનારૂં છે. શ્રીયુત ઠક્કર કહે છે કે દેશી રાજ્ય-કર્તાઓએ સ્થાનિક સ્વરાજ્યને માર્ગે આગળ વધવું જોઇએ, નવાણો, વૃક્ષારોપણ, કેળવણી વગેરે દ્વારા ગ્રામ્ય સુધારણા કરવી જોઇએ. તેમણે વિઘોટી અને ભાગ બટાઈની પદ્ધતિના લાભાલાભ જણાવી "લુચ્ચા અને જુલ્મગાર અમલદારોથી ખેડુતોને બચાવવા" વિઘોટીની પદ્ધતિની ભલામણ કરી છે. તેમના ભાષણનો મહત્વનો ભાગ ખેડુતોને જમીનના ગીરો કે વેચાણ હક આપવાની ચર્ચાનો છે. કાઠીઆ-વાડની ૧૦૨૮ માઈલની રેલ્વેનો સંયુક્ત વહી-વટ કરવાની શ્રીયુત ઠક્કરે સૂચના કરી છે, તે દેશી રાજ્યોએ અવશ્ય વિચારવા જેવી છે. ઓન. મિ. શ્રી નિવાસ શાસ્ત્રીના શબ્દોનું અવતરણ કરી શ્રીયુત ઠક્કર જણાવે છે કે "આજે કેટલાએ રાજાઓ તેમના રાજ્યમાં બીલકુલ દેખાતા જ નથી. રૈયતના પૈસાથી પૃથ્વીમાંથી જ્યાં જ્યાં ભોગ વિલાસ ખરીદી શકાય ત્યાં જ તેઓ ભટકતા દેખાય છે." અને આટલા માટે શ્રીયુત ઠક્કરે રાજકર્તા-ઓનું વાર્ષિક સાલીઆણું નક્કી કરવાની ભલામણ કરી છે. પ્રમુખ પોતે કાઠીઆવાડનું ભવિષ્ય કલ્પે છે કે ગઈ સદીમાં જાપાનના "ડેમીઓ" એકત્ર થવાથી જેવી રીતે જાપાની સામ્રાજ્ય થયું તેવી રીતે કાઠીઆવાડનાં ૭૦ રાજ્યો શું ૧૯૫૦ સુધીમાં એકત્ર નહીં થાય? દેશી રાજ્યોના બંધારણને લગતા અને તેના બ્રિટિશ હીંદ સાથેના સંબંધને લગતા પ્રશ્નની, તેમજ રૉયલ કમીશન કે બટલર કમિટિને લગતા પ્રશ્નની શ્રીયુત ઠક્કરે ચર્ચા જ નથી કરી. છતાં કાઠીઆવાડના લોક જીવનને અત્યારે જે પ્રશ્નો સ્પર્શી રહ્યા છે, તે પ્રશ્નોને તેમણે પોતાના ભાષણમાં સ્થિર બુદ્ધિ પૂર્વક ચર્ચ્યા છે. આમ શ્રીયુત ઠક્કરનું ભાષણ સર્વ દર્શી અને સમાધાન ભર્યું છે એની કોઈથી ના નહીં કહી શકાય.

---

## લૉર્ડ ઇરવીનનું પર્યટન.

સામાન્યતઃ ના. શહેનશાહના પ્રતિનિધિ તરીકે હીંદુસ્તાનના ગવર્નર જનરલો પોતાના હોદ્દાની મુદતની સમાપ્તિના થોડા વખત પહેલાં દેશી રાજ્યોના પર્યટને નીકળે છે. અત્યાર સુધી લગભગ આ રૂઢિ જ હતી. તેમજ ભૂત-કાળમાં વાઇસરોયો દેશી રાજ્યોના કારોબારમાં પણ ઘણો ઓછો અંગત રસ લેતા હતા અને રાજકર્તાઓ તથા વાઇસરોયો કે તેના એજંટો પરસ્પર એકબીજાની પ્રશંસા કરીને છુટા પડતા, પરંતુ લૉર્ડ ઇરવીને એ પ્રથાનો સર્વથા ત્યાગ કર્યો છે. એટલું જ નહીં પણ હીંદી સરકારના વડાનો ચાર્જ લીધા પછી બીજા જ વર્ષથી તેણે દેશી રાજ્યોની મુલાકાત લેવાનો પ્રારંભ કર્યો છે. વળી તે વિધિપૂરતી જ નહીં પણ હેતુપૂર્વક લેવાય છે. અત્યાર સુધીમાં લૉર્ડ ઇરવીને હીંદુસ્તાનનાં ઘણાં દેશી રાજ્યોની મુલાકાત લઇ લીધી છે. પોતાની આ મુલાકાતમાં લગભગ બધી જ

જ્યારે તેણે સ્થાનિક બાબતો ઉપરાંત દેશી રાજ કર્તાઓએ લક્ષમાં લેવા યોગ્ય કેટલીક સામાન્ય મુખ્ય બાબતો ઉપર ખાસ ભાર મૂક્યો છે. કાશ્મીર, બીકાનેર, કાઠીઆવાડ, કપુરથલા, રેવા, જોધપુર વગેરે સ્થળે લોર્ડ ઇરવીને રાજકર્તાઓને સંબોધી જે કહ્યું છે તેનો મુખ્ય સાર એ નીકળે છે, કે (૧) રાજકર્તાઓએ વહીવટમાં અંગત રસ લેવો જોઇએ. (૨) પોતાની પ્રજા સાથે સહકાર સાધવો. (૩) રાજ્યમાં ઉત્તમ અધિકારીઓ રાખવા. (૪) નવા યુગને અનુકૂલ રાજતંત્ર રચવું અને (૫) ખર્ચો ઉપર નિયમન રાખવું. લોર્ડ ઇર્વીને આ બધી બાબતો ગોળ ગોળ નહીં પરંતુ ઘણી જ સ્પષ્ટતાપૂર્વક રાજકર્તાઓ સમક્ષ રજુ કરી છે. આ ઉપરથી સુચિત થાય છે, કે દેશી રાજ્યોના વહીવટના સંબંધમાં હીંદી સરકારનું વલણ કયા પ્રકારનું છે. જો કે દેશી રાજકર્તાઓ તરફથી રાજ્યોના આંતરિક વહીવટમાં બહારની સત્તાની દરમિયાનગીરી નહીં કરવા દેવા સામે વારંવાર કહેવામાં આવે છે, પરંતુ હવે હીંદી સરકાર ખરેખરી રીતે એમ માને છે કે દેશી રાજ્યોનો સુયોગ્ય વહીવટ ચાલે તેની પોતાના ઉપર પણ જવાબદારી છે. આ સિદ્ધાંત પરોક્ષ રીતે લોર્ડ ઇરવીને પોતાની દેશી રાજ્યોની મુલાકાતોમાં વધારે સ્પષ્ટ કર્યો છે. અને સુયોગ્ય વહીવટમાં જ દેશી રાજ્યોનું અખંડિતપણું સમાયલું છે એમ જણાવ્યું છે. બ્રિટિશ રાજનીતિનું સ્વરૂપ પ્રથમ વિચારોની આપ લે અને છેવટ કાયદાથી ઘડાય છે. અર્થાત્ કે અત્યારે દેશી રાજ્યોને ઉદ્દેશી લોર્ડ ઇરવીન જે કહે છે, તે અંગત રીતે નહીં પણ શાહી સરકારના પ્રતિનિધિ તરીકે કહે છે એ જરૂર લક્ષમાં રાખવું જોઇએ. એટલું ખરૂં છે, કે દેશી રાજ્ય વહીવટ પદ્ધતિ સ્વયમેય અનિષ્ટ નથી પરંતુ જે પ્રકારે એ પદ્ધતિનો અમલ કરવામાં આવે છે, એ પ્રકાર અનિષ્ટ અને લોકભાવનાને પ્રતિકૂલ છે. અને જ્યાં જ્યાં એવો અનિષ્ટ પ્રકાર જોવામાં આવે છે, ત્યાં ત્યાં સરકારને હસ્તક્ષેપ નાંખવાની ફરજ પડે છે અને રાજદ્વારી અધિકારીઓ પછી તેના વાજબીપણા માટે એ અનિષ્ટ પ્રકારની વાત આગળ કરી રાજકર્તાઓને મૂક કરી મૂકે છે. અત્યારે જો કે આ નાની સરખી બાબત કેટલીકને જણાતી હશે પરંતુ જો તેની સામે આંખમીંચામણાં કરવામાં આવશે તો ભવિષ્ય ઇષ્ટ નથી.

---

## ધરમપુર રાજ્યની કેળવણી પ્રગતિ.

ગયા માસમાં ધરમપુર ખાતે હાઇસ્કૂલ માટે નવા મકાનનો પાયો નાંખવાની ક્રિયા થઇ હતી ત્યારે રાજ્યના કેળવણી અધિકારીએ જે અહેવાલ રજુ કર્યો હતો એ ઉપરથી જણાય છે, કે મહારાણાશ્રીએ રાજ્યની લગામ હાથમાં લીધા પછી ૭ સાત વર્ષમાં રાજ્યની પ્રાથમિક, માધ્યમિક અને કન્યા કેળવણીના સંબંધમાં પ્રમાણમાં અસરકારક પ્રગતિ થવા પામી છે. પ્રાથમિક કેળવણી લેતા વિદ્યાર્થીઓની સંખ્યામાં આ વર્ષો દરમિયાન ૫૦ ટકા ઉપરાંત વધારો થયો છે એટલું જ નહિ પણ ખર્ચમાં પણ તે પ્રમાણે ઉદારતાથી કામ લેવામાં આવ્યું છે. રાજ્યની મહેસુલ તો જો કે તેર ટકા જ વધવા પામી છે છતાં છેલ્લાં ૭ સાત વર્ષમાં કેળવણી પાછળના ખર્ચમાં લગભગ ૬૬ ટકાનો વધારો કરવામાં આવ્યો છે. હાલના મહારાણાશ્રી "નિરોગી શરીર અને નિરોગી મન" એ પ્રાચીન સૂત્રમાં દૃઢ વિશ્વાસ ધરાવે છે અને તેથી જ તેઓ પોતાની પ્રજામાં-જેનો ૯૯ ટકા

લાગતો રતીપરજનો છે-કેળવણીનો ફેલાવો થાય એ માટે બનતા પ્રયત્ન કરે છે એટલું જ નહીં પણ રાજ્યમાં કેળવણી પ્રાપ્ત કરી પરદેશોમાં ધંધાદારી શિક્ષણ લઇ શકાય તે માટે પણ તે નામદારે પ્રબંધ કર્યો છે. અમે ઇચ્છીએ છીએ કે મહારાણાશ્રી વિજય દેવજીની કારકીર્દિમાં રાજ્ય કેળવણી વિષયક આગળ વધતું રહે અને તે એવી રીતે કે પ્રજાની એક પણ વ્યક્તિ બીન કેળવાયેલ ન રહે.

## કચ્છની પ્રજાકીય પરિષદ્.

કચ્છી પ્રજાકીય પરિષદ્‌નું બીજું અધિવેશન માંડવી ખાતે ગયા માસની આખરે મુંબઇવાસી જાણીતા દેશસેવક શ્રીયુત તેરશીના પ્રમુખપદે થયું હતું. પ્રમુખસ્થાનેથી શ્રીયુત તેરશીએ જે કહ્યું તે પ્રામાણિક આશય યુક્ત, ઘણું જ નિખાલસ અને "હૈયે હતું તે હોઠે" એવું હતું અને પોતાના કથનથી "સ્પષ્ટવક્તા" તરીકેની જગજાહેર છાપ તેમણે કચ્છીઓને બેસાડી હતી. એક હથ્થુ સત્તા અને પ્રજાતંત્રની સરખામણી કરતાં શ્રીયુત તેરશીએ પ્રમુખ સ્થાનેથી જણાવ્યું છે, કે "એક હથ્થુ સત્તા ઉત્તમોત્તમ હોય ત્યારે પણ તેમાં આટલો દોષ તો ન છુટકે આવી જાય છે, કે તેને અંગે એક જ વ્યક્તિની ખૂબી ખુમારી પર હજારો બલ્કે લાખ્ખો લોકોનાં સુખ દુ:ખનો આધાર રહે છે. પ્રજાકીય રાજતંત્ર કનિષ્ટમાં કનિષ્ટ હોય તો પણ તેમાં આટલા ગુણ તો અવશ્ય આવવાના જ કે જુદા જુદા દષ્ટિબિંદુવાળી, વિધ વિધ આશય ઉમેદવાળી અનેક વ્યક્તિની બુદ્ધિ જ્યારે એકમત થાય ત્યારે જ તેમાં કાર્ય સાધી શકાય." આ તુલના અમને અર્થપૂર્ણ જણાતી નથી. પરંતુ શ્રીયુત તેરશીએ પોતાના ભાષણમાં રાજકર્તાનું અંગત ખર્ચ નિશ્ચિત કરવાની ભલામણ કરી છે, તે બરાબર છે અને જો એટલું થાય તો મોટે ભાગે એક હથ્થુ સત્તામાં રહેલી અનિષ્ટતા દૂર થઇ જાય. શ્રીયુત તેરશી પોતાના ભાષણમાં ના. મહારાવશ્રીની બુદ્ધિમત્તા સંસ્કારિતા, વિચારશીલતા, તીવ્ર સમજશક્તિ, તુલાશક્તિ અને સભ્યતાનાં વખાણ કરે છે પણ સાથે સાથે તેઓની મોટામાં મોટી ફરીઆદ "રાજના એકાદ બે માનીતા સામે છે." પરિષદે હુંડીઆમણ અને રાજ્યના કારોબારી વહીવટને લગતા સંખ્યાબંધ ઠરાવો કર્યા છે. પરંતુ તેમાં રચનાત્મક અંશો ઘણા ઓછા છે, કે જેથી રાજ્ય સાથે સહકાર સાધી શકાય. તેને બદલે ઉત્સાહ અને છેવટે રોષમાં આવી જઈ ઠરાવો મૂકનારાઓ જાણ્યે અજાણ્યે પોતાની જવાબદારીની મર્યાદાનો ત્યાગ કરે ત્યારે ખરેખર, વિષમ સંયોગો ઉભા થાય, અને એમ થાય ત્યારે તો શ્રીયુત તેરશીના શબ્દોમાં શ્રદ્ધા રાખવી જ પડે કે "છઠ્ઠીના લેખ સમ, વિધાતાની કૃતિ માફક, સંયોગોના પ્રાબલ્ય સામે આપણાથી લઢી શકાય જ નહીં"

## ગ્રાહકોને વિનતિ.

અત્યાર સુધી ઘણા રાજકર્તાઓએ, અધિકારીઓએ, ગૃહસ્થોએ, લાયબ્રેરીઓએ "દેશી રાજ્ય" માસિકનો સત્કાર કર્યો છે. આ સર્વને નમ્ર ભાવે વિનતિ કરવામાં આવે છે, કે કૃપા કરી "દેશી રાજ્ય"ના લવાજમનાં નાણાં અમને સત્વર મળે એવો પ્રબંધ કરવો. "દેશી રાજ્ય" સંબંધી વર્તમાનપત્રોએ જ નહીં પણ રાજદ્વારી વિષયના અભ્યાસી ગૃહસ્થોએ ઉચ્ચ અભિપ્રાય આપી તેની ઉપયોગિતા સ્વીકારી છે. પરંતુ તે બરાબર રીતે જાળવી શકવાનો એક જ માર્ગ આપની શુભેચ્છા અને સાહાય્ય છે, તો કૃપા કરી આપનું લવાજમ અનુકૂળતાએ મોકલાવી આભારી કરશોજી. અગાઉથી ખબર આપ્યા સિવાય "દેશી રાજ્ય" કોઇના ઉપર વી. પી. થી મોકલવામાં નથી આવતું તેની મે. કરી નોંધ લેશો.

---

# રોજનિશી

૨ જી ડીસેં. ગ્વાલીયર. પંડિત વિષ્ણુ દિગંબરના પ્રમુખ પદે સંગીત પરિષદ્.
૫ મી ડીસેં. મ્હૈસોર. ધારાસભાની બેઠક.
૭ મી ડીસેં. મુંબઇ. સાવંતવાડી પ્રજા પરિષદ્‌ની બેઠક.
૮ મી ડીસેં. બારેયા. લૉર્ડ ઇરવીનની મુલાકાત.
૯ મી ડીસેં. મ્હૈસોર. મ્હૈસોર રાજ્યની બીજી સ્ત્રી પરિષદ્.
૯ મી ડીસેં બનારસ. હીંદુ યુનિ. એ બીકાનેરના મહારાજાને "ડૉક્ટર ઑફ્ લૉઝ" માનદ પદવી આપી.
૧૧ મી ડીસેં. મુંબઇ. સમગ્ર હીંદ સ્કાઉટ્સ રેલી.
૧૨ મી ડીસેં. દિલ્હી. નરેંદ્રમંડળની સ્ટેન્ડીંગ કમિટિની બેઠક.
૧૨ મી ડીસેં. ડેરીનેશન ડે.
૧૪ મી ડીસેં. મુંબઇ. કાબુલના અમીર ના૦ અમાનુલ્લાખાનનું આગમન
૧૭ મી ડીસેં. ના. અમીરે યુરોપની મુસાફરી માટે મુંબઇ છોડયું
૧૭ મી ડીસેં. મુંબઇ. દક્ષિણ સંસ્થાન પ્રજા પરિષદ્‌ની સાતમી બેઠક.
૧૯ મી ડીસેં. કોલ્હાપુર. કર્નલ ઓગ્રાયને ખેતીવાડી પ્રદર્શન ખુલ્લું મુકયું.
૧૯ મી ડીસેં. ના. ગાયકવાડના પ્રમુખ પદે ભારત વર્ષ તત્વજ્ઞાન પરિષદ્. ( ના. ગાયકવાડની ગેરહાજરીમાં તેનું ભાષણ દી. બા. કૃષ્ણમાચાર્યે વાંચ્યું. )
૧૯ મી ડીસેં. મુંબઇ. અખિલ ભારતીય સાંસ્થાનિક પરિષદ્.
૨૦ મી ડીસેં. ઔંધ. પ્રતિનિધિ સભાની બેઠક.
૨૫ મી ડીસેં. અમદાવાદ. બીજી પત્રકાર પરિષદ્. ગુજરાતી પત્રના તંત્રી મણિલાલ ઇ. દેસાઇના પ્રમુખપદે.
૨૬ ડીસેં. ધરમપુર મોહન દેવજી હાઇસ્કૂલના નવા મકાનનો પાયો, પોલી એજંટ મિ. હાર્ટશોર્ને નાંખ્યો.
૨૬ મી ડીસેં. મદ્રાસ. ડૉ. અન્સારીના પ્રમુખ પદે ૪૨ મી કોંગ્રેસની બેઠક.
૨૬ મી ડીસેં. મદ્રાસ. અખિલ ભારતીય સાંસ્થાનિક પરિષદ્.
૨૬ મી ડીસેં. કલકત્તા. નેપાલના વડા પ્રધાન સર ચંદ્ર શમશેર જંગ બહાદૂરની હીંદની મુલાકાત.
૨૭ મી ડીસેં. મુંબઇ. સર તેજબહાદૂર સપ્રુના પ્રમુખપદે ૧૦ મી લીબરલ કોન્ફરંસ.
૨૭ મી ડીસેં. રંગુન. સમગ્ર યુવક હીંદનું ત્રીજું અધિવેશન.
૨૮ મી ડીસેં. માંડવી. લક્ષ્મીદાસ રવજી તેરશીના પ્રમુખ પદે બીજી-કચ્છી પરિષદની બેઠક.
૨૮ મી ડીસેં. રામપુર. હકીમ અજમલખાનનું અવસાન.
૩૦ મી ડીસેં. ઇન્દોર. રાજા દુર્જન શાહના પ્રમુખપદે રાજપુત મહાસભાની બેઠક.
૩૧ મી ડીસેં. કલંબો. ઇન્દોરના માજી મહારાજા સર તુકોજીરાવ હોલકરનું હીંદમાં આગમન.
૩૧ મી ડીસેં. સમગ્ર હીંદ ખ્રીસ્તી કોન્ફરંસ.

પુ. ૧ લું ]  ફેબ્રુઆરી ૧૯૨૮  [ અંક ૫ મો

# દેશી રાજ્ય

## "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From A Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ]  [ Annual Subscription Rs 6

# અનુક્રમ






મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ–અમદાવાદ.

મુદ્રક: મણનન વિશ્વનાથ પાઠક.

પ્રકાશક: જયંતીલાલ મોરારજી મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લું ] ફેબ્રુઆરી : ૧૯૨૮ [ અંક ૫ મો

## દેશીરાજ્યોની સુધારણા અને દરમિયાનગીરીનો પ્રશ્ન.

૧

**દેશી રાજ્યોની ઉન્નતિનો આધાર.**

કોઈપણ દેશી રાજ્યની સ્થિતિનો આધાર તેમાં વસતા લોકોની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક કેળવણી ઉપર છે; એટલે એ ત્રણે જાતની કેળવણીના પ્રચાર માટે પ્રયત્નો થવા જોઈએ. આ તરફ પ્રથમ રાજ્યની, બીજે દરજ્જે કુટુંબના વડાની અને ત્રીજે દરજ્જે લોકસંસ્થાની નજરની જરૂર છે. બાકી તો જગત અત્યારે પ્રગતિને માર્ગે ચાલ્યું જાય છે. અને એ રીતે દેશી રાજ્યોના ભાવિ માટે પણ સારી આશા છે.

વળી આપણે આપણા જીવનના પરિચયમાં ભૂતકાળની ઘણી ત્રુટીઓ સુધરેલી અને સુધરતી જતી જોઈએ છીએ એટલે દેશી રાજ્યોમાં હાલ જે ઉણપો હશે તે ધીમે ધીમે સુધરતી જશે તે વિષે શંકા જેવું નથી.

**રાજસંસ્થાઓ કેવી જોઇએ ?**

પરંતુ એટલામાટે દેશીરાજ્યો સંબંધી વિચાર, ભવિષ્ય ઉપર ન મૂકી શકાય. આપણે રાજસંસ્થાઓની જરૂર છે ખરી પરંતુ એવી રાજસંસ્થાઓની જરૂર છે, કે જેના સંચાલક રાજકર્તાઓ એમ માનતા હોય, કે રાજ્ય, એ રાજાને વારસામાં મળેલી મીલ્કત નહીં પણ વારસામાં મળેલી મોટી જવાબદારી છે. અને રાજ્યનો ખજાનો એ રાજાની ઇચ્છાનુસાર ખર્ચવાનો ખાનગી ખજાનો નહીં પણ જનસમાજની સાથે સૌ સૌની યોગ્યતા

પ્રમાણે ભોગવવાની વસ્તુ છે. આ જ માન્યતા સાચી છે. ખજાનાનો માત્ર સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ થાય, એ ગેરસમજણ કહેવાય. કારણ કે રાજ્ય એ એક પ્રકારનું ગૃહ છે અને રાજ્યમાં, રાજાની સ્થિતિ ઘરમાં પિતાના જેવી છે. જ્યારે કુટુંબનાં માણસોને જેટલે દરજ્જે કૌટુંબિક વ્યવહારમાં સ્થાન છે, એટલે દરજ્જે પ્રજાને પણ રાજ્યમાં સ્થાન છે.

**ઇશ્વરાંશપણાની ખોટી આશા અને માન્યતા.**

હવે રાજાઓમાં ઇશ્વરાંશપણાની ભાવનાનો યુગ ગયો છે. છતાં ઇશ્વરના જેવા રાજાઓ હોય તો તેમનો ઈશ્વરીઅધિકાર પ્રજા ખુશીથી સ્વીકારે. પ્રભુ સાર્વભૌમ ઇશ્વર છતાં દરેક વ્યક્તિને સ્વતંત્ર રહેવા દે છે, તેમ શિક્ષા પણ કરે છે. આ શિક્ષા અનિવાર્ય છતાં પાપના પ્રમાણમાં હોય છે. ઇશ્વરની આ અધિકારપદ્ધતિ અને શાસનપદ્ધતિ આખા જનસમૂહને સર્વમાન્ય છે. અને આ રીતે પ્રભુના આ ગુણને અનુસરી વર્તનાર નરેશની સત્તા પણ ઇશ્વરી અધિકાર જેવી જ છે. એ પદથી જેટલે દરજ્જે રાજા વિમુખ હોય તેટલે દરજ્જે તેનો ઇશ્વરી અધિકાર નહીં. પ્રભુથી વિમુખ થઇ પતન થએલા પહેલા ફીરસ્તાની સત્તા ઇશ્વરદત્ત છતાં જેમ તે ઇશ્વરીય નથી તેમ. ટુંકામાં ઇશ્વરી અંશ માનનારાળા રાજાઓએ પ્રથમ ગુણમાં ઇશ્વરાંશની ઇચ્છા રાખવી જોઇએ. પરંતુ મનુષ્યસ્વભાવ જોતાં આ આદર્શની સફળતા ઘણાં વર્ષોને અનુભવે અસંભવિત સાબીત થઈ છે. એટલે રાજાની સત્તા ઇશ્વરાંશ ગણવાની ખોટી આશા અને માન્યતા હવે છોડી દેવી જોઇએ.

**નરેશતંત્રની સફળતા કઈ રીતે થાય ?**

તેમ છતાંય દેશીરાજ્યોના શુભ અર્થે નરેશાધિપત્ય તંત્ર ( monarchical )જ પસંદ કરવા યોગ્ય છે. આ તંત્રની સફળતા માટે જે પ્રાથમિક પ્રવૃત્તિની જરૂર છે તે એ છે કે પ્રજાપાલનને માટે જે ગુણો જોઇએ તે દરેક રાજપુત્રમાં આવે, એવી રીતે રાજાઓનું શિક્ષણ ગોઠવાવું જોઇએ. તેમ પ્રજાકીય કેળવણી પણ એજ ધોરણ ઉપર રચાવી જોઇએ કે જે વ્યક્તિ સ્વાતંત્ર્યના વિચારની સાથે સારાસાર વિચારશક્તિ ખીલવે, શુદ્ધ અને સદાધિકાર તરફ વિવેકબુદ્ધિ ખીલવે અને બીજાઓની ફરજ તરફ ધ્યાન ખેંચવાની વૃત્તિ પહેલાં પોતાની ફરજો તરફ વધારે સદ્દષ્ટિ ખીલવે.

**સારૂં રાજ્ય તંત્ર ચલાવવાનો ખ્યાલ.**

ઉપરોક્ત દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખી સારૂં રાજ્ય શી રીતે ચલાવી શકાય એ ખ્યાલ સર્વ રાજાઓએ એક સરખી રીતે માન્ય કરવો જોઇએ અને એ પ્રકારનું ધોરણ માન્ય થયા પછી તે પ્રમાણે રાજ્યનીતિ ઘડાવી જોઇએ. આ રીતે દરેક રાજ્ય પોતાનું શુભ કરી શકે છે. હવે જો નાનાં મોટાં બધાં રાજ્યો, ઉપર કહ્યા તેવા વિચારવાળાં થાય તો તેઓ સાથે મળીને સમગ્ર દેશીરાજ્ય સંસ્થાનું એકંદર શુભ શી રીતે થાય તે સહેજે વિચારી શકે. પરંતુ આવા પ્રકારનો સુધારો થવામાં મુશ્કેલીઓ હોવાથીજ માત્ર, આપણી પરિચિત, એવી રાજ્યસંસ્થાને તોડી પાડી, તેને બદલે નવી ઈંટ મૂકવાના પ્રયત્નની સફળતા

ઉતાવળે માની લેવા જેવી નથી. એક શહેરમાં વસતાં ઘણાં કુટુંબો એ ઘણાંજ નાનાં પણ અંશ રૂપ સ્વતંત્ર ગૃહરાજ્યો છે. અને છતાં મોટાં શહેરો એ ગૃહોથી બંધાઈ, એક વિશેષ નામ ધારણ કરે છે. આવાજ માર્ગનો સ્વીકાર જુદાં જુદાં રાજ્યો–કાઠીઆવાડનાં રાજ્યોને અંગે પણ તેઓની એકત્રતા માટે કરી શકાય.

**પ્રજાપ્રવૃત્તિ અને અધિકાર.**

આ રાજ્યતંત્રમાં પણ જેમ પ્રજાપ્રવૃત્તિને સ્થાન છે, તેમ રાજાની માફક પ્રજાનો પણ મર્યાદિત અધિકાર છે; તે એ કે દરેક રાજ્યની પ્રજાને જેમ રાજ્યની સાથે ભક્તિ અને સન્નિષ્ઠાથી વર્તવાની ફરજ છે તેમ તેનું અંતર પ્રકટ કરવા અને પોતાની માગણી જાહેર કરવાનો તેને જન્મ સિદ્ધ હક છે. એટલા માટે રાજા પ્રજાના કલ્યાણની શુભેચ્છાના પાયા ઉપર જન્મેલી કે જન્મતી કોઈ પણ રાજ્યની પ્રજાકીય સંસ્થાને રાજ્યમાં માનનીય સ્થાન હોવું જોઇએ. પરંતુ જ્યાં સુધી જુદાં જુદાં રાજ્યોની એક સંસ્થા બંધાશે નહીં, ત્યાં સુધી એક રાજ્યની કે બધાં રાજ્યોની પ્રજાની–પ્રજાકીય–સંસ્થાની સફળતા માટે શંકા છે. તેમ છતાં એ સફળતા મેળવવા માટે રાજ્યમાં બહારની પ્રજાની દરમિયાનગીરી, એ જોખમ વગરની દરમિયાનગીરી જેવી થાય. વળી આ રીતની દરમિયાનગીરી ઈરાદાપૂર્વક ભલે નહીં, પરંતુ અજાણ્યે પણ રાજ્યની અંદરની પ્રજાના મોટા ભાગને અનિચ્છનીય રસ્તાઓ પર ઘસડી જાય. જે અત્યારે જોવામાં આવે છે. આમાં રાજા પ્રજા બંન્નેને જોખમ છે.

**કેટલી ખાસ બાબતોઃ– કેળવણી.**

પોતાના રાજ્યનો વહીવટ સારી રીતે ચલાવવા માટે કેટલીક વિશેષ બાબતો ઉપર રાજકર્તાએ ખાસ લક્ષ આપવું જોઇએ. પહેલું એ કે માણસ પોતાનું પોષણ પોતે કરી શકે એવો તેને શક્તિમાન્ કરવાની માબાપની જેમ રાજ્યની પણ ફરજ છે. માબાપ પોતાની શક્તિ હોય ત્યાં સુધી કેળવણી આપે, પણ પછી તે ઉપરાંત રાજ્યે કેળવણીમાં મદદ કરવી જોઇએ. અને એ રીતે તૈયાર થએલામાંથી બની શકે તેટલાને રાજ્યસેવા માટે દાખલ કરવા જોઇએ. આ સિવાયના બીજાઓને રાજ્યે હુન્નર ઉદ્યોગ અને વેપાર ધંધામાં મદદ કરવી જોઇએ. ટુંકામાં દેશી રાજ્યોની પ્રજાની સ્થિતિ સુધારવાનો ઉપાય વ્યક્તિગત કેળવણી જ છે. તે માટે પ્રથમ વ્યક્તિએ પ્રયત્ન કરવો જોઇએ અને પછી રાજ્યે મદદ કરવી.

**ખેડુતોની સ્થિતિ સુધારવી.**

બીજી બાબત ખેડુતોની સ્થિતિ સુધારણાની છે. દેશીરાજ્યનો ખેડુત કંગાળ હોવાનું મુખ્ય કારણ ૧:–ખેતીની કળાનું અજ્ઞાન. ૨. કેળવણીની ખામીને લીધે પૈસા ધીરનારનું દબાણ. ૩. સાધનો પૂરાં પાડવાની અશક્તિ અને ૪. કેટલેક દરજ્જે આબોહવા છે. પ્રથમનાં બે કારણોનો ઉપાય કેળવણી છે. અને ત્રીજાનો ઉપાય રાજ્યની મદદ છે.

ત્રીજી બાબત ગામડાના પુનરૂદ્ધારની છે. આ માટે જુની પદ્ધતિએ ગ્રામ્ય પંચાયતની યોજના દાખલ કરવી એ જરૂરી છે. આવી ગ્રામ્યપંચાયત જો દાખલ કરવામાં આવી હોય તો દરેક ગામડાંમાં પ્રાથમિક શાળા કહાડી તેની વ્યવસ્થા ગ્રામ્ય પંચાયતને સોંપી શકાય. જેથી પોતાને હાથે ચાલતી શાળાના અભિમાનને લીધે ગામડાના લોકો પોતાનાં છોકરાંઓને શાળામાં મોકલવા પ્રેરાય–અને ગામડાંઓમાં કેળવણીનો સત્વર પ્રચાર થાય. તેમજ લોકોને જ્યાં અણગમાવાળું મહેસુલી ધોરણ લાગતું હોય તે પણ દૂર થાય. અલબત્ત મહેસુલી ધોરણ તરીકે ભાગ બટાઈની પદ્ધતિ વધારે પસંદ કરવા જોગ છે; કારણકે લેનાર દેનાર બેયને સારા નરસા બન્ને વખતમાં તેથી યોગ્ય ન્યાય મળે છે. પણ ક્રિયામાં વિઘોટી એટલા માટે પસંદ થએલી લાગે છે, કે વિઘોટીનો વહીવટ સહેલો છે અને અપ્રામાણિકતાને એમાં ઓછો અવકાશ છે. પરંતુ દરેક ગામે જો ગ્રામ્ય પંચાયત થઈ ગઈ હોય અને ગામ પોતે પોતાનો વહીવટ કરી રાજ્યને વિઘોટી ભરીદે તથા પોતાનો બીજો બધો ગ્રામ્ય વહીવટ વગર દરમિયાનગીરીએ કરી લે એની કોઈ પદ્ધતિ લોકોને સમજાવી તેની સહાનુભૂતિથી થઈ શકે તો તે કરવા જેવું છે. આ કાર્ય ગ્રામ્ય પંચાયતની મારફતે સહેલાઈથી થઇ શકે.

**ગામડાંનો પુનરૂદ્ધાર અને મહેસુલી ધોરણ.**

ચોથી બાબત ગામડાંઓને સ્વચ્છ પાણી, ખોરાક અને આરોગ્યની છે. સ્વચ્છ પાણી મેળવવા માટેના લોકોના પ્રયત્નને રાજ્યે ટેકો આપી,પાણીનું સાધન કરી આપવું જોઇએ. ખાવા માટે પૂરતો અને સારો ખોરાક મળે તે માટે તો દરેક કુટુંબે યોગક્ષેમ યોજવાનો પ્રયત્ન કરવો જોઇએ, અને ખેડુતે સામાન્ય રીતે જરૂરીઆત છે તેવી કરકસરની ટેવ–પાડવી જોઇએ. ફરજીઆત ગરીબી એ કાંઇ કરકસર નથી. આરોગ્ય જાળવવા ગામડાંઓમાં દવા–દારૂ અને બની શકયા પ્રમાણે ફરતી દવાશાળાની ગોઠવણ કરવી. સિવાય ગામડામાં સામાન્ય જ્ઞાનના પ્રચાર માટે વર્તમાનપત્રો પણ સાધન છે. દરેક ખેડુતને આ માટે વ્યક્તિગત શૉખ ઉત્પન્ન થવાને તો હજી વર્ષો જોઇશે; પણ ગ્રામ્ય પંચાયત હશે ત્યાં ચોરે વર્તમાનપત્રો વાંચી શકાય. સિવાય સ્કૂલોમાં ખેતીના જ્ઞાનના પદાર્થપાઠો શિખવવા જોઈએ.

**સ્વચ્છ પાણી, ખોરાક અને આરોગ્ય.**

૨

હવે એક મહત્વનો પ્રશ્ન દેશી રાજ્યોમાં સરકારની દરમિયાનગીરીને લગતો છે. આ સવાલ બહુ ઝીણી નજરે જોવાનો છે. એટલા માટે તે અત્રે વધારે સ્પષ્ટતાથી મૂકયો છે. રાજ્યમાં, રાજ્યના પિતા જેવી રાજાની સ્થિતિ છે, એ માન્યતા ચાલુ રહે ત્યાં સુધી તંત્ર બરાબર ચાલે છે. પરંતુ મનુષ્ય સ્વભાવ જોતાં આજ સુધી એવી કોઇ સત્તા જોવામાં આવી નથી કે જે બહારની કોઇ પણ દરમિયાનગીરી ન હોય તો નિષ્પક્ષપાતપણે વર્તી શકે. આ ભયને લીધે જ ધર્મગુરુઓએ

**સરકારની દરમિયાનગીરીનો જન્મ.**

## દેશી રાજ્યોની સુધારણા અને દરમિયાનગીરીનો પ્રશ્ન

ઇશ્વરનો ભય રાજા ઉપર રાખેલો પણ રાજાઓમાં જ્યારે ધર્મવૃત્તિઓ ઓછી થઇ ત્યારે વ્હાના પ્યાલામાં ઝેરનું ટીપું અને રાજદ્રોહીની કટાર જન્મ પામ્યાં; અન્યાયની સામે બ્હારવટાનો ઉપાય દાખલ થયો અને બ્હારવટાના ત્રાસને અટકાવવાની જરૂર જણાઇ ત્યારે સરકારે બાંહેધરી આપી કે અન્યાયથી મુંઝાએલાઓએ અરજ કરવાથી ન્યાય મળશે. એ બાંહેધરીએ દરમિયાનગીરીનું રૂપ પકડયું. એટલે કેટલીક જગ્યાએ અન્યાયો અટકાવવાને અને ક્યાંક ક્યાંક વગર અન્યાયે પણ દખલગીરી થવા લાગી. અને તેના પરિણામે હાલ છે, તેમ બીન દરમિયાનગીરીનું તંત્ર માન્ય રહ્યું. દેશી રાજ્યમાં સરકારની દરમિયાનગીરી ઇષ્ટ નથી. તેમ સરકારે પણ હાલ એ વાત જાહેર કરી છે.

**પ્રજાનો હક.**

પરંતુ રાજા જ્યારે એવી દરમિયાનગીરી ન હોવી જોઇએ એમ માને છે, ત્યારે તેણે એવી દરમિયાનગીરી માગવી અને સરકારે આપવી એ ખોટું છે; કારણ કે જો રાજાને તે માગવાની છૂટ હોય, તો પ્રજાને તે માગવાની છુટ ઉભી થાય છે. એટલા માટે ઉપર કહ્યું તેમ દરમિયાનગીરીનો સવાલ બહુ ઝીણી નજરથી જોવા જેવો છે.

**બહારના ભયની આવશ્યક્તાઃ કાંતો સમ્રાટની સત્તાનો અથવા પ્રજાનો.**

મુશ્કેલીઓ ઉભી થાય છે, તેમ તેમ મનુષ્ય સ્વભાવ તેના ઉપાયો શોધે છે અને યોજે છે. પણ મૂળ રોગ તરફ ધ્યાન રહેતું નથી. મૂળ રોગ તો એ છે, કે ઉપરના કે બહારના કોઇ ભય સિવાય સ્વતંત્ર સત્તા સીધી ચાલી શકતી નથી, એવો એનો પ્રકૃતિ જન્ય ગુણ છે. આ કેલવણીના જમાનામાં બહારનો એ ભય બેજ રીતે મેળવી શકાય એમ છે. યા તો પ્રજામતનું ( સત્તાનું નહીં ) પ્રાબલ્ય, અથવા તો સાર્વભૌમ નરેશની સલાહ પદ્ધતિ. જ્યાં આ બેમાંથી એકેયનો સ્વીકાર થાય નહીં ત્યાં બહારવટું કે તોફાન થવાનો સંભવ છે. રાજ્યક્રાંતિઓ ઇતિહાસમાં આજ પ્રમાણે થઇ છે. અર્થાત્ રાજાઓ પાસે પસંદગી માટે બેજ રસ્તા છે. યા તો પ્રજામાં પોતે પોતાને માટે ઉત્પન્ન કરેલું માન ખોવાનો ભય અથવા તો થયેલી ભૂલને સુધારવાને અપાએલી સમ્રાટની સલ્લાહનો ભય. આ બેમાં પહેલી પદ્ધતિ રાજાઓએ પસંદ કરવા જેવી છે; કારણ કે એ ભયમાં પ્રેમ અને ભક્તિનો અંશ છે. જ્યારે બીજા પ્રકારના ભયમાં સમ્રાટની મોટી સત્તાનું અભિમાન અને એટલે દરજ્જે ભૂલ થવાનો સંભવ છે. પ્રભુના ભયને ન માનનારને પોતાની પ્રજાનો ભય ઉત્તમ કસોટી રૂપ છે. જેમ એક બાપને પોતાના કુટુંબનાં સંપ અને શાન્તિ માટે કુટુંબના દરેક જણને યોગ્ય રીતે રાજી રાખવાનો ભય રહે છે તેમ. અર્થાત્ કે રાજા અને પ્રજા પરસ્પર પોતાનું પનાવી લે એવા પ્રકારની બીન દરમિયાનગીરીની નીતિ ઉત્તમ છે.

-એક વૃદ્ધની વિચારપોથીમાંથી.

# હીંદી રાજકીય સુધારા ઉપર એક યાદિ

## દ્વિવિધ રાજ્યવહીવટનો વિકલ્પ

### ( સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, કે–સી–આઈ–ઈ. )

ગતાંક પૃષ્ઠ ૧૨૮ થી.

૨૯. આ કસોટીને અંગે જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે, તેનો મુદ્દો એટલો જ છે, કે પોતાના પ્રતિનિધિઓદ્વારા લોકોને પોતાનો અભિપ્રાય સચોટ રીતે રજુ કરવાની જેટલે અંશે દ્વિમુખી શાસન પદ્ધતિના ધોરણે સત્તા મળે છે, તેટલે કે તેથી વધારે અંશે એ પદ્ધતિના વિકલ્પમાં રજૂ થએલી બીજી કોઇ યોજનાથી (લોકોને સત્તા) મળે છે કે નહીં? હું ખાત્રીથી કહું છું કે મારી યોજના તે મુદ્દાને સફળતાપૂર્વક પાર પાડે છે. અને એથી, આજસુધી જેટલા પ્રમાણમાં રહેલ છે તેના કરતાં વધારે પ્રમાણમાં સરકારનું અમુક અંગ જ નહીં પણ સમગ્ર સરકાર હિન્દી પ્રજામતને જવાબદાર બનશે.

જોઈંટ રિપોર્ટની યોજના અનુસાર ધારાસભામાં તેમ જ કારોબારી મંડળમાં અધિકારી-વર્ગ હીંદી પ્રજામત પ્રત્યે પોતાની જે જવાબદારી સમજશે તે કરતાં વધારે સ્પષ્ટતાથી આ યોજના અનુસાર સમજશે. અત્યારે હીંદુસ્તાનમાં એવી ભાવના ફેલાયલી છે, કે સ્વાયત્ત ખાતાના અમલદારો જોઈંટ રિપોર્ટથી એવી સ્થિતિમાં મૂકાય છે, કે તેઓ હંમેશાં નિઃશંકપણે પોતાના ખાતાને " શરણે થાઓ " એમ પ્રધાનોને કહી શકે. વળી જોઈંટ રિપોર્ટ અનુસાર સુપ્રત થયેલાં ખાતાંઓની નીતિ મુકરર કરવાનું કાર્ય પણ પ્રધાનોનું નથી રહેતું કેમકે તે વિશેની છેવટની સત્તા તો ૨૧૯, ૨૨૧, અને ૨૪૦મા પૅરેગ્રાફ પ્રમાણે ગવર્નરની રહે છે.[1]

" રી–એન્ટ્રી "ને માટે કરેલી ખાસ વ્યવસ્થા અનુસાર પ્રધાનને અમુક કાર્ય કરવા કે ન કરવાનું ગવર્નર ફરમાવી શકે તેમ જ તેને હોદ્દા ઉપરથી ઉતારી શકે એમ છે; એટલા ઉપરથી જ સિદ્ધ થાય છે, કે ખાતાંઓની સોંપણી સંપૂર્ણ તેમ જ છેવટની નથી. વળી પોતાના ખાતાની " નીતિ વિશે "ની પ્રધાનની જવાબદારી આથી એટલી બધી ઓછી થઈ જાય છે, કે તેથી તે ના૦ વાઈસરોયે ઠરાવેલી કસોટીમાં પાર ઉતરતી નથી એમ મને જણાય છે.

૩૦. મારી યોજનામાં ધારાસભા પ્રત્યે કારોબારી મંડળની જવાબદારી વધારે નિશ્ચિત છે. એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે કે કારોબારી સભ્યો ઉપર અવિશ્વાસનો ઠરાવ પસાર કરી, તેઓને પોતાની જગા ખાલી કરાવવાની ધારાસભાને જે સત્તા આપવામાં આવે છે, તેથી તે વધારે પડતી પ્રબળ થઈ ગવર્નરની સ્થિતિ ઘણી મુશ્કેલ કરી મૂકે છે. પરંતુ ધારા-

---

૧ સરકાર તરફથી પ્રત્યેક ગવર્નરને સૂચનાપત્ર મોકલાયો છે તેમાં પણ આ સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

સભાનું બંધારણ અને પ્રધાનોની નીમનોકની શરતોનો વિચાર કરતાં આવી ધારતી રાખવાની કશી જરૂર નથી. સૌથી પહેલું તો એ છે, કે ધારાસભાના બે સરકારી અધિકારી અને ચુંટાયલા સભ્યો પૈકીના ત્રણ, એ રીતે પાંચ સભ્યો કારોબારી મંડળમાં હશે. ધારાસભાના વધારે પડતા ઉત્સાહી પણ બીન અનુભવી સભ્યો—જેઓ બધી ધારાસભાઓમાં હોય છે તેઓ—જો અવિશ્વાસનો ઠરાવ પસાર કરવાની હિમાયત કરશે તો કારોબારી મંડળના પાંચે સભ્યોને ચુંટી કાઢનાર સરકારી તેમજ બીન સરકારી સભ્યો એકત્ર થઈ એવા ઠરાવનો પ્રતિકાર કરશે. છતાં જ્યારે કારોબારી મંડળ એવી રીતે વર્તે કે જેથી ધારાસભાની બહુમતિનો પણ તે વિશ્વાસ ગુમાવી બેસે, તો તેવી સ્થિતિમાં કારોબારી મંડળ પુનઃ રચાય એજ ઠીક છે. જો તેમ કરવામાં ન આવે તો કારોબારી મંડળના પોતાના સહચારી સભ્યો માર્ફતે, ગવર્નર લોકોના ખરા અભિપ્રાયને નહીં જાણી શકે, કે જે અભિપ્રાયને લઇને જ તે સારામાં સારો કારોબાર ચલાવી શકે. પરંતુ જો પોતાની જગા ખાલી કરવાનો કારોબારી સભ્યોને વિકટ પ્રસંગ આવે તો તેવે પ્રસંગે પણ જો સંયોગોને આધીન થઇને ગવર્નરને "રી-એન્ટ્રી"નું પગલું ભરવાની ફરજ પડે અને પરિણામે એવા સંયોગોની પૂરતી માહેતી ન ધરાવનાર જાહેર પ્રજાનો રોષ અને તિરસ્કાર વહોરવાનો પ્રસંગ ઉત્પન્ન થાય, તો તે રોષ અને તિરસ્કાર આ યોજના પ્રમાણે નહીં ઉત્પન્ન થાય. આ તો માત્ર, આ યોજના પ્રમાણે રાજ્યવહીવટની એક સામટી જવાબદારીવાળી યોજનાના ધોરણે ગવર્નર જે અનેક આંટીઘુંટી વાળા પ્રશ્નોમાંથી બચી જશે તેમાંનો માત્ર એકજ દાખલો છે, જ્યારે દ્વિરાજ્ય તંત્રના ધોરણે ગવર્નરને રોજનું રાજ્યવહીવટી કામ કરવાને તથા જે સંયોગોની માત્ર અટકળ કરી શકાય, તે સંયોગોને લક્ષમાં રાખી ઈંગ્લેંડથી અગાઉથી નિશ્ચિત કરી રાખેલ સૂચનાઓના ધોરણે, નડતી મુસ્કેલીઓનું નિવારણ કરવામાં ગવર્નરને પોતામાં અસાધારણ ગુણ-બળ જોઇશે.

૩૨. વાઇસરોયે બીજી જે બે કસોટીઓ દર્શાવી છે, તે એક બીજા સાથે-પરસ્પર-સંબંધ ધરાવે છે; અને તેથી તે ઉભયને સાથે સાથે જ લઇ શકાય. દ્વિમુખી શાસનપદ્ધતિના વિકલ્પરૂપે રજુ થએલી યોજના સંબંધે ના. વાઇસરોય પૂછે છે, કે (૧) "આગળ જતાં વધારેને વધારે જવાબદારી સોંપી શકાય તે માટે આવી યોજનામાં કશો પ્રબન્ધ કરવામાં આવ્યો છે"? અને (૨) "પ્રાંતિક કારોબારમાં હીંદીઓ સંપૂર્ણ જવાબદારી પ્રાપ્ત કરી શકે તેવી સ્થિતિએ તે ક્રમશઃ લઈ જાય છે?"

આ બન્ને પ્રશ્નોનો ઉત્તર હા માં છે. કારણ કે મારી આ યોજના અનુસાર, નવી યોજનાની પ્રગતિ વિષે તપાસ કરવાને આંતરે આંતરે જે કમીશનો નીમાશે તેને એ જોવું પડશે કે:—

૧. મતદાર મંડળોની રચના કેવી રીતે પુનઃ કરી શકાય તથા તેને વિસ્તૃત કરી શકાય;
૨. પ્રાંતિક ધારાસભાઓ ઉપરનો હીંદીસરકાર અને હીંદી પ્રધાનનો કાબૂ ઓછો કરવાની દિશામાં શું વિશેષ પ્રગતિ થઈ શકે;

૩. "ગ્રાન્ડ કમિટિઝ"ના બંધારણમાં, તેની કાર્યપદ્ધતિમાં તેમજ સામાન્ય રીતે આવશ્યક કાયદાઓ સંબંધી પાકો પ્રબંધ કરવાની પદ્ધતિમાં શું ફેરફાર થઈ શકે:

(૪) ધારાસભાના ઠરાવો–ખાસ કરીને અંદાજપત્રમાં ખાતાંઓ પ્રમાણે વહેંચી આપેલી રકમોને લગતા ઠરાવો–કારોબારી મંડળ પર કેવી રીતે વધારે પ્રમાણમાં બંધનકર્તા થઇ શકે; ગવર્નરની અસાધારણ સત્તા (Veto) તો રહેશે પરંતુ વખત જતાં તે સાવચેતી માટેની સત્તા ધીરે ધીરે સ્વશાસિત સંસ્થાનોના જેટલી રહેશે.

(૫) પ્રસંગાનુસાર પોતાના કારોબારી મંડળની ઉપરવટ થઇને હીંદી સરકાર હીંદી પ્રધાનના નિર્ણય માટે કોઇપણ બાબત મુલતવી રાખવાની ગવર્નરની સત્તામાં કેટલા પ્રમાણમાં ફેરફાર થઇ શકે, તેમજ તેને અમુક સુનિશ્ચિત વિષયોમાં વાપરવાનું કેવી રીતે મર્યાદિત કરી શકાય;

(૬.) પ્રાંતિક ધારાસભાઓમાં ચુંટેલા સભ્યોની સંખ્યા કેટલા પ્રમાણમાં વધારી શકાય અને નીમેલા સરકારી સભ્યોની સંખ્યા કેટલા પ્રમાણમાં ઘટાડી શકાય; -

૨૫ મા પૅરેગ્રાફમાં પ્રગતિ થઇ શકે એવી જે પદ્ધતિ દર્શાવવામાં આવી છે તે ઉપર લક્ષ આપવા હું વિનતિ કરૂં છું. મારી મક્કમ માન્યતા છે, કે પ્રાંતિક ધારાસભાઓમાં ચુંટેલા તત્વની વૃદ્ધિ અને ઉપરી સત્તાના કાબુમાં ધીમે ધીમે કરવામાં આવતો ઘટાડો તથા અત્રે સૂચવ્યા મુજબ પ્રાંતિક કારોબારી મંડળો અને ધારાસભાઓની રચનાઃ "બ્રિટિશ સામ્રાજ્યના અવિભિન્ન અંગ તરીકે હીંદુસ્તાનમાં ક્રમશઃ જવાબદાર રાજ્યતંત્રની સિદ્ધિ" ની રાજનીતિને અનુરૂપ પ્રાંતિક કારોબારના ક્ષેત્રમાં બરાબર બંધબેસતી થઈ પડશે. (અને ના. વાઇસરોયે સૂચવેલી કસોટી પણ એજ પરત્વે છે.)

૩૨. હું વધારામાં એમ પણ કહું છું કે મારી આ દરખાસ્તોના પરિણામે (૧) લોકો સમજી શકે તેવું શાસનતંત્ર થશે. (૨) સરકારી અને બીનસરકારી સભ્યો તથા કારોબારી મંડળ અને ધારાસભા વચ્ચે મેળ જામશે અને (૩) કારોબારીમંડળોને જે સત્તા સુપ્રત કરવી આવશ્યક છે તેનું પ્રજા અને પ્રજાના આગેવાનોને જ્ઞાન થશે. જે જે દેશમાં પૂરેપૂરી રીતે જવાબદાર રાજ્યતંત્ર વિકસિત થએલ છે, તે તે દેશના કારોબારી મંડળને બહુ જ વિસ્તૃત સત્તા આપવામાં આવે છે. એ સંબંધી હીંદુસ્તાનમાં હજુ પૂરતું જ્ઞાન ફેલાયું નથી. વિધવિધ રીતે વિકસિત થએલા વિશાળ ભરતખંડના ભિન્નભિન્ન પ્રાંતોની ધારાસભાઓએ પોતાની જરૂરીઆતોના પ્રમાણમાં પોતાનાં કારોબારી મંડળોને વત્તીઓછી સત્તા આપવી જ જોઇએ.

હીંદના ભાષાઓ પ્રમાણે વિભાગ થાય, અમલદારોનું ધ્યાન સ્થાનિક જરૂરીઆતો અને ભાવના ઉપર એકાગ્ર થાય તથા ચુંટાઇ આવેલાં સભ્ય મંડળો ધારાસભામાં બહુમતિ મેળવવા પ્રયત્ન કરે એ સર્વ તો પૂર્વની પરિસ્થિતિને અનુકૂળ વાતાવરણ જ, પણ તે ઉપરાંત હીંન્દમાં અને જગતમાં પ્રગતિમાન વિચારકોને જે પક્ષ અત્યે સહાનુભૂતિ અને પક્ષનું ચિન્તન આવશ્યક લાગ્યાં છે, તે લોકશાસનનું તત્ત પણ આ યોજનાથી ધીમે ધીમે ધીમે દાખલ થઇ શકશે.

૩૩. તાત્કાલિક તપાસની અનુકુળતા સારૂ પાર્લામેંટના બીલમાં જે યોજના રજુ કરવામાં આવી છે, તેની અંદર આ યોજના પ્રમાણે સૂચવવામાં આવેલા ફેરફારનું તારણ આ નીચે આપવામાં આવ્યું છે.

૧ સાઉથબરો કમિટિની ભલામણુ પ્રમાણે પ્રાંતિક ધારાસભાનું બંધારણ રચવું જોઇએ. પરંતુ તેમાં અપવાદ એટલો કે અધિકારી સભ્યોનીજ નીમનોક કરવાનું રાખી બીન અધિકારી સભ્યોની નીમનોક કરવાનું બંધ કરવું. (પૅરે. ૭)

૨ સામાન્ય ચુંટણીનું પરિણામ જાહેર થયા બાદ કોમી ભેદ રાખ્યા સિવાય ચુંટાયલા સભ્યો પૈકીના એકને ગવર્નરે પોતાના મુખ્ય પ્રધાન તરીકે પસંદ કરવો. (પૅરે. ૧૦)

૩ પોતાના મુખ્ય પ્રધાન સાથે મંત્રણા કરી ગવર્નરે ધારાસભામાં અધિકારી સભ્યોની નીમનોક કરવી. (મુખ્ય પ્રધાનની સાથે મંત્રણા કરવાનો) ઉદ્દેશ એ છે કે તેથી કાર્યદક્ષ અને સહાનુભૂતિ ભર્યો વહીવટ કરનારા અધિકારીઓની પસંદગી થાય. (પૅરે. ૧૦)

૪ આ પ્રમાણે રચાયલી ધારાસભામાંથી પોતાના મુખ્ય પ્રધાનનો અભિપ્રાય લઇ ગવર્નર પોતાના કારભારી મંડળમાં બે સરકારી અને બે ચુંટાયલા સભ્યો નીમે જેથી કારભારી મંડળમાં કુલ સભ્યોની સંખ્યા છની થાય. (પૅરે. ૧૧)

૫ જે સરકારી અને ચુંટેલા સભ્યોની કારોબારી સરકાર બને, તેના પ્રત્યેક સભ્યનો દરજ્જો અને સત્તા સમાન રહેવાં જોઇએ. (પૅરે. ૧૧)

૬ નીમનોક કરનાર સત્તાધીશ તરીકે ગવર્નરને કારોબારી મંડળના એક કે સર્વ સભ્યોને રજા આપવાની સત્તા હોવી જોઇએ. (પૅરે. ૧૨)

૭ ધારાસભાને તાત્કાલિક સંપૂર્ણ જવાબદારી ન આપી દેવી, પરંતુ જો સમગ્ર ધારાસભા બહુમતિથી કારોબારી મંડળના સભ્યો સામે અવિશ્વાસનો સીધો ઠરાવ પસાર કરે તો કારોબારી મંડળના પાંચે સભ્યોએ પોતાનું સ્થાન છોડવું પડશે. (પૅરે. ૧૨)

૮ ગવર્નર છાજતા વિધિથી ધારાસભા ખુલ્લી મૂકશે અને બંધ કરશે, તથા ખાસ પ્રસંગોએ અથવા તો કોઇ અતિ મહત્વનો પ્રસ્તાવ નિવેદન કરવા ધારાસભામાં હાજરી આપશે. પરંતુ સાધારણ રીતે તે ધારાસભાની ચર્ચામાં કે વાદવિવાદમાં ભાગ નહીં લે; તેમ તેમાં હાજર પણ નહીં રહે. (પૅરે. ૧૬)

૯ ધારાસભાના પ્રમુખસ્થાને એક નિયામક કે અધિષ્ટાતા રહેશે. અને તેની નીમનોક ગવર્નર કરશે પરંતુ આગળ જતાં પોતાને યોગ્ય જણાતાં અધિષ્ટાતાની પસંદગીનું કાર્ય ગવર્નર ધારાસભાને સુપ્રત કરશે.

(પૅરે. ૧૭)

૧૦ અંદાજપત્ર સમગ્ર કારોબારી મંડળે ઘડવું, અને સંપૂર્ણ ચર્ચા માટે ધારાસભા સન્મુખ મૂકવું પરંતુ પોતાની ફરજ અદા કરવા માટે જો આવશ્યક જણાય તો પોતાના કારોબારી મંડળ સાથે મળી ગવર્નરને અંદાજપત્રનો મૂળનો આંકડો કાયમ રાખવાની સત્તા રહેશે. (પૅરે. ૧૭)

૧૧ બીલમાં સૂચવેલા ધોરણે વડીધારાસભાનું બંધારણ ઘડવું, પણ કૌંસીલ ઑફ સ્ટેટ" નું બંધારણ જુદી રીતે રચવું. ગવર્નર જનરલ અને તેના કારોબારી મંડળના સભ્યો, એક અધિકારી અને એક બીન અધિકારી પ્રધાનઃ એ પ્રમાણે દરેક પ્રાંતમાથી બબ્બે સભ્યોઃ તથા વાઇસરૉયે નીમેલા પાંચ અધિકારી તજ્જ્ઞો (Expert) મળી "કૌંસીલ ઓફ સ્ટેટ" માં ૨૯ સભ્યો થાય. "કૌંસીલ ઓફ સ્ટેટ" ની મુદત ત્રણ ધારાસભાની મુદત જેટલી અર્થાત્ ત્રણ વર્ષની રાખવી. (પૅરે. ૨૧)

૧૨. કૌંસીલ ઓફ સ્ટેટનું બીન અધિકારી પ્રમાણ વધારવાની અને પ્રાંતિક અસ્મિતા વિકસાવવાની સારી રીત એ છે, કે બની શકે ત્યાં સુધી "એક પ્રાંતમાં એક ભાષા" એ ધોરણે પ્રાંતોની પુનરૂરચના કરવી. એવો શુમાર બાંધવામાં આવ્યો છે, કે એક પ્રાંતમાં એક અથવા બહુતો બે મુખ્ય પ્રાતિક ભાષાઓ રાખી, વીશ પ્રાંતો થાય એવો વિશાળ હીંદુસ્થાન છે. પરંતુ પ્રાંતોની પુનર્ યોજનાની તપાસ થાય, ત્યાં સુધી રાહ જોઇ થોભી જવું ઇષ્ટ કે શક્ય નથી. એટલે કાયદો પસાર થાય તે પહેલાં નહીં, પણ તે પછી આ તપાસ કરવી. (પૅરે. ૫-૬)

૩૪ આ યોજનામાંના સુધારાઓને અમલમાં મૂકવા માટે ખરડામાં (Bill) કરવા જેવા ફેરફારો સરળ અને યોગ્ય છે, તથા મોટે ભાગે કેટલીક ગુંચવણ ભરેલી કલમો દૂર કરવામાં સાહાય્યભૂત થાય એવા છે. બીલની જે કલમોમાં સુધારા વધારા થશે તે પણ બહુ નથી. પ્રથમ 'પરિશિષ્ટ' માં માત્ર એટલોજ ફેરફાર થશે કે નીમેલા બીન અધિકારી સભ્યોનું ખાતું નીકળી જશે અને તેના સ્થાને પ્રમાણમાં હીસ્સે પડતા નીમેલા સરકારી સભ્યોનું ખાતું દાખલ થશે. મેં સૂચવેલા સુધારા વધારા સહિત તૈયાર કરેલી ખરડાની નકલ આ સાથે જોડી છે.[1]

સંપૂર્ણ.



[1] આનું પુનરૂમુદ્રણ થયું નથી.

# રજવાડાંઓની મુશ્કેલીઓ.

લેખકઃ—પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર, એમ. એ., વડોદરા.

ગયા ડિસેંબર માસના અંકમાં મેં આપણાં રજવાડાંઓની કેટલીક ઉત્કૃષ્ટતાઓ બતાવવા પ્રયત્ન કર્યો હતો. આ લેખમાં હું તેમની મુશ્કેલીઓ ઉપર "દેશી રાજ્ય"ના વાચકોનું ધ્યાન ખેંચવા ઇચ્છું છું.

રજવાડાંઓની કેટલીએક મુશ્કેલીઓ તો કુદરતી જ છે–કુદરતી એટલા માટે કે તે મુશ્કેલીઓ તેઓ એકલે હાથે કદિ ઉકેલી શકશે નહિ, એમ મારૂં માનવું છે.

પહેલું, તો, અમલદારવર્ગની ભરતી કરવા માટે અત્યારે રજવાડાંઓને પારાવાર મુશ્કેલીઓ નડે છે એમ હું જોઇ શક્યો છું. નાનાં રજવાડાંઓને તો વિના ઉપાયે બ્રિટિશ અમલદારો ઉપર જ અવલંબન રાખવું પડે છે. તેઓ બ્રિટિશ રાજ્યની સાથે સંધિપત્રોથી, વ્યવહારથી ને બીજા પ્રકારે એવી રીતે સંડોવાએલાં છે કે તેમને બ્રિટિશ મુલકના અમલદારોની મદદથી કારભાર કર્યા સિવાય છુટકોજ હોતો નથી. જે બ્રિટિશ અમલદારો નાનાં રજવાડાંઓમાં નોકરી અર્થે જાય છે, તેઓ સાધારણ રીતે તાબેદાર અમલદાર વર્ગના માણસો હોય છે. તેમની કેળવણી, તેમની દૃષ્ટિ, તેમની બુદ્ધિ, તેમની આવડત, એ બધું બહુ પ્રતિભાયુક્ત તો હોઇ શકતું નથી જ. ઘણીવાર એવું બને છે કે વૃદ્ધ ને વાનપ્રસ્થ થએલા બ્રિટિશ રિયાસતના અમલદારોને અઢીગણા કે તેથી પણ વધારે પગારો આપીને નાનાં રજવાડાંઓના રાજાઓ પોતાની પાસે રાખે છે. પરિણામ શું આવે છે ? આ અમલદારો રાજાઓને દબાવે છે ને રાજ્યમાં પ્રજાના હિતનો કારભાર તો ખાસ ચલાવતા નથી. આપણાં નાનાં રજવાડાંઓ નબળાં, ઘાટવિનાનાં, દેવાદાર તથા પ્રજાહિત તરફ એકદમ બેદરકાર લાગે છે તેનું મુખ્ય કારણ મને તો આ ન્યૂનતા લાગે છે. રાજા કુમાર–અવસ્થામાં રાજકુમાર કૉલેજમાં ભણેલો હોય, ઘેર આવે ત્યારે પ્રતિભાશૂન્ય કારભારીમંડળ જુએ; ઝનાનામાં બાઇઓ પણ કેળવણી વગરની હોય; દેશાવરનું કાંઇ ભાન ન હોય; પ્રજા તરફથી પણ સુધારાઓને માટે કોઈ ખાસ માંગણી થતી હોય નહિ; રાજકુમાર કૉલેજમાં કોઇ Inspiration-જીવનનો આવેશ–કે મંત્ર મળ્યો હોય નહિ; એટલે પછી આ વીસમી સદીની લગભગ અધવચમાં આપણે આવ્યા છતાં કોઇ સુશિક્ષિત કે અનુભવી બ્રિટિશ નાગરિક આવે સ્થળે જાય ત્યારે તેને તદ્દન "જુની દુનિયા"જ લાગે તેમાં નવાઈ પણ શી ? આ રાજ્યતંત્રને મધ્યયુગના રાજ્યતંત્ર Mediavalismનું નામ સામાન્યતઃ આપવામાં આવે છે પણ એ રાજ્યતંત્ર નહિ પણ રાજ્ય વિનાનું તંત્ર છે. હિંદમાં બ્રિટિશ લશ્કરની હૈયાતીને લઇને એ રજવાડાંઓને વિના આયાસે મળેલી માત્ર સગવડ જ છે અને જરાક બહારનો ક્ષોભ લાગતાં

એ તંત્ર–તંત્રનું નામ પણ તેને મળવું જોઇએ નહિ—આપોઆપ ગબડી પડે એવું તંત્ર છે. એ ગબડી પડતાં નુકસાન પ્રજાને નહિ પણ તે ખોખલા થઈ ગએલા તંત્ર ઉપર નભતા રાજવંશને જ છે. આ નિર્બળતા આપણાં રજવાડાંઓના દરબારોમાં અત્યારે સુખરૂપ મનાય છે તેમાં ગંભીર ભૂલ સમાએલી છે. તેનું નિવારણ એક જ રીતે થઈ શકે છે. રાજ્યને બ્રિટિશ અમલદારોની "પાંજરાપોળ" બનાવવાની હવે જરૂર જ નથી. રાજવંશના માણસોને જ હવે કારભારની કેળવણી આપવાની જરૂર છે. નાનાં રજવાડાંઓની પ્રજામાંથી પ્રતિભાશાળી પુરુષો પાકશે તો પણ તેઓ કારભારમાં નહિ જોડાય. તે માટે રાજપુરુષોને જ કારભારની તાલીમ આપવાની જરૂર છે. આ રાજપુરુષો ક્ષત્રિય છે, તેથી તેમની પાસે આ શૂદ્ર વૃત્તિ શા માટે કરાવવી એ ખોટો ખ્યાલ હવે છોડી દેવો જોઇએ. યુવાવસ્થામાંથી જ તેમને કેળવીને બ્રિટિશ હિંદના વહિવટના જ્ઞાનનો તેમને અનુભવ કરાવી તેમને રાજ્યના કારભારમાં શા માટે રોકી શકાય નહિ? પહેલેથી જ તેમને એ દિશામું શિક્ષણ આપવું જોઇએ. કેટલાંક રજવાડાંઓમાં હું આ પ્રયોગો જોઉં છું પણ તેમાં વળી એક જુદી જ જાતની ન્યૂનતા મને મળી આવે છે. વગર લાયકાતે રાજકુમારોને કારભારમાં મૂકવામાં આવે છે. આવી યોજનાથી તો કારભાર ઉલટો નબળો પડી જાય છે. ઢીલા કારભારથી પ્રજાને તો નુકસાન છે જ; પણ પ્રજાજનો એ નુકસાન બીજી રીતે મિટવી શકશે. ખેડુતો ઉપર જુલમ થતો હશે તો તેઓ બની શકશે તો બીજે જશે ને ત્યાં ખેતી કરશે; વેપારીઓ ઉપર જુલમ થતો હશે તો તેઓ બીજે વેપારધંધો વસાવશે; રાજ્યમાં કેળવણીની સંસ્થાઓ નહિ હોય તો લોકો પોતાનાં બાળકોને યોગ્ય કેળવણી લેવા બહાર મોકલશે; પાસે પૈસા નહિ હોય તો જ્ઞાતિના કે બીજી હરકોઈ સંસ્થાના ઉછીના પૈસા લઇ છોકરાઓને ભણાવશે; પણ રાજવંશ કયાં સુધરશે? ને બહાર સુધરીને પછી પાછો તે રાજવંશ કયાં જશે? રાજવંશીઓ બીજે વેપાર નહિ ખેડે, બહુ ભાગે નોકરી નહિ કરે; એ લોકો તો પાછા સ્વદેશ જ આવવાના. માટે જ અહીં લખવામાં આવ્યું છે કે રાજ્યકારભારની નબળાઈ એકંદરે પ્રજાને જેટલી હાનિકર્તા છે તેનાથી ઘણી વધારે રાજવંશને હાનિકર્તા છે. અઢારમા ને ઓગણીસમા સૈકાનાં આપણાં રજવાડાંઓના કારભારો સડી ગયા હતા. પરિણામ શું આવ્યું? હિંદુસ્તાનનો આખો નકશો ફરી ગયો. જેમ જારને, શેકનો પ્રયોગ આપતાં તુરતજ ટપોટપ રૂપાંતર પામી બધા દાણાની ધાણી થઇ જાય છે, તેમ અઢારમા સૈકામાં આપણાં ઘણાં નાનાં મોટાં રજવાડાંઓ બ્રિટિશ શેકના પ્રયોગ ઉપર ચડનાં "ધાણીરૂપ" થઇ ગયાં ને નવાં નવાં રૂપાંતરો પામ્યાં. પણ કઇ રાજકુમાર કૉલેજમાં કે રાજકુમારોનેજ માટે ઉભી કરેલી બીજા પ્રકારની શાળામાં આપણો આ તાજેજ ઇતિહાસ તેના ખરા સ્વરૂપમાં શીખવાય છે? ગયા મહાયુદ્ધમાં બે ચાર માસ કેટલાએક રાજવંશીઓ જઇ આવ્યા એટલે તેઓને શું યોગ્ય લશ્કરી તાલીમ મળી ગઈ એમ માનવામાં આવે છે? તેમના વડવાઓ અથવા પુરોગામીઓ મોગલાઇમાં પાંચસેના, હજારના, એવા ચડતા ઉતરતા મનસબદારો હતા ને ક્રમે ક્રમે તેઓ

પાંચહઝારી, સાતહઝારી, ને દશહઝારી, થતા, સુબેદારી ભોગવતા ને માનસિંહ જેવા રાજવંશીઓ ને રાજાઓ મોગલાઈનાં નાકાં સાચવતા. સ્પષ્ટ લખાણ કરીએ તો અત્યારના રાજવંશીઓ ખોટા ભોભાના ખ્યાલમાં પડી ગયા છે અને તેથી તેમને યોગ્ય તાલીમ મળી શકતી નથી. કયો રાજપુત્ર કે રાજવંશી યુનિવર્સિટિની પરીક્ષામાં મોખરે આવ્યો ? એ પરીક્ષામાં પણ મગજ, મન ને શરીર અમુક પ્રકારની કસોટીએ ચડે છે તે વર્તમાન શિક્ષણપદ્ધતિના કે શિક્ષણના વિરોધીઓ ભૂલી જાય છે. વળી શું વિદ્વત્તા ક્ષત્રીયનો સ્વભાવ નથી ? કૃષ્ણચંદ્રે ભગવદ્‌ગીતા વગર વિદ્વત્તાએ બોધી હશે ? જનક યાજ્ઞવલ્ક્યનો સંવાદ અભણ દશામાં વિચાર્યો હશે ? ચાર વેદોનું અધ્યયન તો દરેક રાજપુત્રનું પ્રાચીન કર્તવ્ય હતું. કોઇ લેખક કે વિચારક આ યુગમાં રાજપુત્રોને વેદાભ્યાસ કરવાનું નહિ કહે; પણ આર્ય સમાજમાં Liberal Education–સંસ્કૃતિવાન્ પુરુષે પ્રાપ્ત કરવા યોગ્ય ગણાતું–શિક્ષણ આપણા પ્રાચીન રાજપુત્રો અવશ્ય લેતા; તો પછી ચાલુ જમાનામાં મનાતા Liberal Education ને માટે રાજપુરુષોને શા માટે તાલીમ ન આપવી ? પણ આ વિષય વળી કોઇ બીજા પ્રસંગે હું જોઇ લઇશ. અત્યારે અહીં એટલુંજ કહેવું છે કે રાજવંશીઓને યોગ્ય તાલીમ આપી તેમને રાજ્યકારભારમાં લેવા ને એવી રીતે નાનાં રજવાડાંઓની સારો કારભાર કરવાની એક મુશ્કેલી ટાળવી; એ યોજના દ્વારા રાજવંશ સુધરશે, પ્રજા આબાદ થશે ને રાષ્ટ્રીય આફત–અનિ કયા દેશમાં આવી આફતો નથી આવી વખતે–રાજધન–રાષ્ટ્રધન થઇ પડશે. એજ રાજપુરુષો, રાષ્ટ્રપુરુષો–પ્રજાપુરુષો–રાષ્ટ્રનેતાઓ–થઇ શકશે. કોઈ કોઈ રાજપુરુષને આવું ભીરૂં શું નહિ આવતું હોય–તે પણ બીચારો હિંદવાસી માનવજન છે; પણ એ માટે તપોવનો–તાલીમખાનાંઓ–અત્યારે રજવાડાંઓમાં નથી ને હિંદમાં છે તો તેનો લાભ રજવાડાંઓ લેતાં અચકાય છે. મોગલ પાદશાહો પોતાના શાહઝાદાઓને જ્યાં સુધી એવાં તપોવનમાં તપશ્ચર્યા કરવા મોકલતા ત્યાં સુધી મોગલાઇનું નૂર રહ્યું, જ્યાં સુધી પેશવાઓએ પોતાના પુત્રોને એવી તાલીમ આપ્યાં કરી ત્યાં સુધી પેશવાઇનું તેજ સર્વવ્યાપી થઈ રહ્યું. પહેલો બાજીરાવ પેશવા " મૂછનો દોરો " ફૂટયો કે તુરતજ પેશવાપદ પામ્યો હતો; ત્રીજો પેશવા બાળાજી બાજીરાવ, અત્યારના રાજપુરુષો માત્ર " પોલો " કે " ક્રિકેટ " કે " ફૂટબોલ " રમતા હોય છે ત્યારે શાહુ રાજાનો એ પેશવા–મુખ્ય પ્રધાન–થયો હતો; ને સત્તર વર્ષના માધવરાવ પેશવાએ વૃદ્ધ કાકા રાઘોબા ને પણ તેજ શાળાના શિક્ષણ વડે મ્હાત કર્યો હતો. આપણે આપણો તાજેજ ઇતિહાસ ભૂલી જતા જઇએ છીએ અને બાજીરાવ, બાળાજી, ને માધવરાવ માત્ર પેશવાઓજ થયા એટલું જ વાંચી ઇતિહાસનાં પુસ્તકોને અને સાથેજ ઇતિહાસના ચિરંજીવ મંત્રોને કોરે મૂકીએ છીએ. અંગ્રેજ " ટયુટરો " આવું શીખવી શકે પણ કેમ ?

હવે હું મોટાં રજવાડાંઓની આજ મુશ્કેલી ઉપર અહીં લખીશ. એક વખત એવો હતો કે જ્યારે સુનંદા હિન્દી સિવિલિયનો મોટાં રાજ્યોના કારભારીઓ થવામાં મગરૂબી

માનતા. કારણ એ હતું કે બ્રિટિશ હિંદમાં તેમને એવો અધિકાર પ્રાપ્ત થતો નહિ. રમેશચંદ્ર દત્તને માટે વાઇસરોયની કાઉંસિલમાં જગ્યા હોત તો તેઓ વડોદરે દિવાન થવા આવત કે કેમ તે મને તો શંકાસ્પદ લાગે છે. હવે વસ્તુસ્થિતિ ફરી ગઇ છે ને દિવસે દિવસે રજવાડાંઓ માટે તે પ્રકારની વસ્તુ સ્થિતિ તો વધારે ને વધારે ખરાબ થતી જશે. હવે હિંદપુત્રો વાઇસરોયની, ગવર્નરોની ને હિંદી પ્રધાનની કાઉંસિલોમાં બેસી શકે છે ને ત્યાં પોતાના દેશનું ભવિષ્ય અંગ્રેજો સાથે સમાન કોટિમાં બેસી ઘડી શકે છે. હવે હિંદપુત્રો ધારાસભાઓના પ્રમુખો થઈ શકે છે અને ગવર્નરથી નીચેના જ હોદ્દાનું માન માણી શકે છે. હવે હિંદપુત્રો પ્રધાનો થઇ શકે છે ને ધારાસભાઓને ને પ્રજાને દોરી શકે છે. કોઈ હિંદી હવે પ્રાંતનો ગવર્નર પણ થઇ શકે છે ને ઇગ્લંડમાં અમીરોની સભામાં વંશાનુગત હોદ્દો મેળવી શકે છે. હિંદના પ્રતિનિધિ તરીકે કોઇ દેશાવર પણ જઇ શકે છે. આવાં અમર માન મૂકી હવે કોણ વટેમાર્ગુ થઈ મોટાં રજવાડાંઓમાં " કારસારૂં " કરવા આવશે ? આ વસ્તુસ્થિતિ દિવસે દિવસે " રીઢી " થતી જશે ને તેમ તેમ રજવાડાંઓની પરિસ્થિતિ પણ વિશેષ મુશ્કેલીવાળી થતી જશે. મોટી નોકરીઓ પણ હવે હિંદવાસીઓ માટે વધારે પ્રમાણમાં છૂટી થતી જાય છે ને વધારે છૂટી થશે. કોઇક રજવાડાંઓના વતનીઓ અત્યારે આ મોટી અમલદારી કરે છે; રજવાડાંઓના બુદ્ધિશાળી યુવકો રજવાડાંઓમાં નહિ પણ બહાર અમલદારી કરવા જશે, કારણ કે નોકરીના નિયમો, પગારો, અધિકાર, માન, દરેકમાં બ્રિટિશ હિંદ રજવાડાંઓ કરતાં વધારે સારૂં છે એમ તેઓ માને છે. આ કારણથી પણ મને તો ભય રહે છે કે રજવાડાંઓ જો વખતસર નહિ ચેતે તો તેમના શિર ઉપર મોટું ભય રહેલું છે. કેટલેક સ્થળે આ ભયનું નિવારણ કરવાના ઉપાયો પણ લેવાતા જાય છે. પણ તેની દિશા મને તો ખોટી લાગે છે. એ બાબત ઉપર હું હવે વાચકનું ધ્યાન ખેંચીશ.

બ્રિટિશ હિંદમાં મોટી નોકરીઓ યુવાન સિવિલિઅનોને આપવામાં આવે છે. ને એ લોકોને ઇગ્લંડની તાલીમ મળેલી હોય છે. આ પ્રથાનો મુખ્ય હેતુ એ હતો કે આગળ ઉપર હિંદમાં યોગ્ય શિક્ષણ સંસ્થાઓ નહોતી; બ્રિટિશ કારભારમાં બ્રિટિશોનું પ્રમાણ હમેશાં વધારે રહેવું જોઇએ એવી હિંદના રાજ્યકર્તાઓની હજુ પણ ખાસ માન્યતા છે. તે માન્યતા પણ આ પ્રથાનું બીજું મુખ્ય કારણ કહી શકાય. બ્રિટિશ હિંદના કારભારનાં સૂત્રો એવી તો સુંદર રીતે ઘડાયાં છે કે એક વૃદ્ધ ઉપરિ અમલદાર વાનપ્રસ્થ થાય એટલે બીજો અમલદાર તેનું કામ સાચવી લેવા તૈયાર હોય જ. કારભારને માટે બ્રિટિશોને આ મુદ્દાથી આપણે ત્યાં જરા પણ મુશ્કેલી પડતી નથી. હિંદીઓએ આ અમલદારમંડળની વ્યવસ્થામાં કેવા ફેરફારો કરવા જોઇએ તે અહીં ચર્ચવાની બીલકુલ જરૂર નથી; જો કે તે બાબતમાં મારા નમ્ર મત મુજબ આપણા દેશનાયકોએ યોગ્ય વિચાર બીલકુલ કર્યો નથી. હવે આપણાં મોટાં રજવાડાંઓ અત્યારે બ્રિટિશ તાલીમ લીધેલા માણસોને પોતાના કારભારમાં કેવી રીતે રોકે છે તે આપણે જોઇએ.

અમલદારે બ્રિટિશ તાલીમ લીધેલી હોવી જોઇએ, એટલું આપણા કેટલાક નૃપતિઓ બ્રિટિશ હિંદમાં જુએ છે. તેઓને ઉંચી પ્રતિના હિંદીઓ તો આ પ્રયોજન માટે મળે જ નહિ, કારણ કે તેઓ તો તુરત જ બ્રિટિશ તંત્રમાં ગોઠવાઈ જાય છે; એટલે તેમને ઉતરતી પંક્તિના હિંદીઓ લેવા પડે છે. આ રજવાડાંઓનું આંતર તંત્ર વ્યક્તિતંત્ર હોય છે અથવા બ્રિટિશ હિંદ જેટલું વ્યવસ્થિત તો જરા પણ હોતું નથી. તેથી ઉતરતી પંક્તિના હિંદી યુવકો આવા ઉતરતા રાજ્યતંત્રમાં ભરજુવાનીમાં ગોઠવાય છે તેથી રાજ્યતંત્ર ઉલટું વિશેષ અવ્યવસ્થિત થઈ જાય છે. કેટલેક સ્થળે આ ન્યૂનતા બીજે પ્રકારે મીટાવવાનો પ્રયાસ કરવામાં આવે છે. યુવકોને રાજ્યના ખર્ચે યૂરોપ મોકલવામાં આવે છે. પરિણામ બહુ ઇચ્છવા જોગ તો આવતું નથી, કારણ કે યુવકોની ચુંટણી વ્યક્તિઓના સ્વાર્થ ઉપર થાય છે.

આ માટે મને તો એક જ ઉપાય સૂચવવાનું મન થાય છે. રજવાડાંઓના વતનીઓને રાજ્યતંત્રમાં ગોઠવવા; તેમની યોગ્યાયોગ્યતા પદ્ધતિસર માપવી; તેઓ પાકા અનુભવીઓ થાય ત્યારે રાજ્યખરચે તેમને દેશાવર મોકલવા; ત્યાં તેમને ડિગ્રીઓ અપાવવી નહિ; તેમને ઇગ્લંડમાં જ ન રાખવા; તુર્કી, રશિઆ, જર્મનિ, ફ્રાંસ ને અમેરિકાનો લાભ પણ તેમને મેળવી આપવો; ને પછી એ પ્રમાણે કારભારને વ્યવસ્થા ઉપર મૂકવો. બ્રિટિશ હિંદનું ખોટું અનુકરણ કરવાથી રાજ્યની લગામ શિથિલ થઇ જાય છે અને તેથી રાજાઓને વિના કારણે અપજશ મળે છે.

ઉપર આપણે રજવાડાંઓની એક મુખ્ય મુશ્કેલી જોઈ. રાજ્યતંત્ર બ્રિટિશ હિંદના તંત્ર જેવું કેમ બનાવવું, તેના કેટલાએક ઉપાયો પણ ઉપર આપણે જોયા. આગળ ઉપર બીજી મુશ્કેલીઓ ઉપર પણ વાંચકનું ધ્યાન ખેંચવામાં આવશે; પણ લેખ પૂરો કરતી વખતે મોગલાઇના ઇતિહાસના વયોવૃદ્ધ અભ્યાસી અને કલકત્તા વિદ્યાપીઠના વાઇસ ચૅન્સેલર પ્રો. જદુનાથ સરકારનાં પશ્ચિમ અવસ્થાની આલમગીરી ( ઔરંગઝેબી ) નોકરશાહી ઉપરનાં વાક્યો રજવાડાંઓના ધુરંધર મુત્સદીઓ સમક્ષ મૂકવાનું સ્હેજ મન આવે છે:—

The retrogression of medieaeval Indian civilization under Aurangzib is noticeable not only in the fine arts, the decay of which was only the outward manifestation of it but still more in the low intellectual type of the new generation. As the 17th century wore on, the older nobility, nourished on the manly traditions of Akbar and Shah Jahan, gifted with greater independence of spirit and trained with greater resources and responsibility, gradually died out, and their places in camp and court were taken by smaller men, supplied with poorer resources by the suspicious Aurangzib,

afraid to exercise responsibility and initiative, and seeking to advance themselves by sycophancy. The exceptionally prolonged life of Aurangzib with its ever-increasing store of experience and information made him intellectually dwarf the younger generation. × × The growing pessimism of the older men, which we find reflected in the letters and anecdotes of the time and even in the works of thoughtful historians, bears witness to the moral decay of the governing classes.

It is true, as Sadulla remarked in reply to a pessimist, "No age is without men of ability. What is needed is a wise master to find them out, cherish them, get his work done by them, and never lend his ears to the whispers of selfish men against such officers." But this wise principle was not followed in Aurangzibs' years, and it was altogether discarded by his successors. Career was not freely opened to talent. The public service was not looked upon as a sacred trust, but as a means of gratifying the upstart, the sycophant, the well groomed dandy, the great man's kinsman, and son's of old official families. Bigotry and narrowness of outlook under Aurangzib and vice and sloth under the later Mughals runed the administration of the Empire and dragged down the Indian people along with the falling Empire.

Sarkar's Aurangzib, Vol. V, p. p. 455-57.

# દેશી રાજ્યોમાં ન્યાયખાતું.

લેખકઃ—ડૉ. કરીમ મહમદ માસ્તર, એમ. એ, એલએલ, બી.

પ્રથમ અંગ્રેજી રાજ્યના ન્યાયખાતાનું બંધારણ તપાસીએઃ કારણકે ઘણુંખરાં દેશી રાજ્યોએ બનતા સુધી અંગ્રેજી બંધારણની જ નકલ કરેલી છે.

અંગ્રેજી રાજ્યમાં કોર્ટો ત્રણ દરજ્જાની હોય છેઃ ઓરીજીનલ, અપેલેટ અને હાઈકોર્ટ; અને તે ઉપર ખાસ પ્રીવી કૌંસીલ.

પ્રથમ દરજ્જાની મૂળ કોર્ટોમાં દીવાની અને ફોજદારી કામોની અદાલતો જુદી જુદી છે; પરંતુ બીજે પગથીએ બેઉ સંમિશ્ર થઈ જાય છે. પ્રાથમિક કોર્ટો પૈકી ફોજદારી કોર્ટોનું બંધારણ સુધારવા જેવું છે, એમ ચારે તરફથી બુમ છે. રેવન્યુખાતાના અમલદારો, તે જ માજીસ્ટ્રેટો હોય છે; અને તેથી ઇન્સાફી અને કારોબારી ખાતાં ભેગાં થઇ જવાથી, રૈયતને ઘણીવાર "ચોખ્ખો" ઇન્સાફ મળતો નથી, તેની ફરિયાદો થાય છે. આ ફરિયાદો વજુદ વિનાની નથી. અંગ્રેજ સરકાર પણ એ વિશે વિચાર ચલાવે છે. પણ તિજોરી તરફ નજર રાખવાથી આ સુધારો જલદી હાથ ઉપર લેવાતો નથી. બીજું કારણ એવું પણ છે કે, કારોબારી અમલદારો પાસેથી ન્યાયની સત્તા લેઈ લેવાથી તેમની આબરૂ prestigeને હાનિ થવાનો સંભવ છે! બીજી દલીલ તદ્દન હાસ્યાસ્પદ છે, અને પ્હેલી દલીલમાં વજુદ નથી. હાલના સબજજોની થોડી સંખ્યા વધારવી પડે એટલું જ. તેઓ એલએલ. બી. હોવાથી બેઉ કામ વિશેષ સરળતાથી કરી શકશે.

આ તો અંગ્રેજી ન્યાયખાતાના બંધારણ ઉપર ટીકા થઇ. પરંતુ તે જરૂરની છે. દેશી રાજ્યોએ મ્હોટે ભાગે આ ભુલ સુધારેલી છે. વડોદરા અને કાઠિયાવાડનાં ઘણુંખરાં રાજ્યોમાં ફોજદારી અને દીવાની કામ પ્રાથમિક કોર્ટોમાં પણ, એક જ અમલદાર કરે છે, રેવન્યુખાતાના વહીવટદારો વા થાણદારો ઈલાયદા હોય છે, અને એમને માત્ર રેવન્યુ કામ પુરતી માજીસ્ટ્રેટની સત્તા આપેલી હોય છે. ફોજદારી ગુન્હાઓ માટે તે સત્તાનો તેઓ ઉપયોગ કરી શકતા નથી. આમ થવા છતાં, વહીવટદારોની, નથી તો આબરૂ હલકી પડતી, કે નથી તેમના કામમાં કોઈ અગવડ આવતી. અને દેશી રાજ્યોના ન્યાય ખાતાના અમલદારો ઘણા ખરા એલએલ. બી. હોવાથી ન્યાય તોળવામાં હરકત આવતી નથી.

પણ, દેશી રાજ્યોમાં આ બાબતમાં મુશ્કેલી નડે છે. વડોદરા જેવાં પ્રથમ પંક્તિનાં રાજ્યો મ્હોટાં અને વધારે આવકવાળાં હોવાથી નીચલા અમલદારોને પણ સારો, સંતોષ ઉપજે તેવો પગાર આપી શકે છે. પરંતુ એથી ન્હાનાં, 'બીજા વર્ગ'નાં રાજ્યોમાં શરૂઆતનો પગાર ઓછો હોય છેઃ માસિક રૂ. સોની આજુ બાજુ હોય છે. એ તો ઉઘાડું છે કે આટલા ટુંકા પગારમાં 'હોંશિયાર' એલએલ. બી. મળવા મુશ્કેલ છે. કદાચ, કોઇ હોય તો લાંબો સમય ટકે નહિ. કોઈ ટકી જાય તો ભવિષ્યમાં પુરતા પ્રોમોશનના અભાવે

લાંચ, રુશ્વતને માર્ગે ચઢી જાય છે. વડોદરા જેવાં વ્યવસ્થિત બંધારણનાં રાજ્યોમાં યે આવી ભુમો પડે છે. છેક ત્રીજા વર્ગનાં—ન્હાનકડાં રાજ્યોમાં તો સ્થિતિ અતિ વિપરીત છે. એક જ માણસ મુન્સફ, માજીસ્ટ્રેટ, વહીવટદાર, ત્રિજોરી અમલદાર, રજીસ્ટ્રાર, વગેરે વગેરે હોય છે, અને આટલા બધા હોદ્દાઓની જવાબદારી અને લાલચો છતાં પગાર જુઓ તો નામનો સો, દોઢસો અને બસો તો ઘણો થઈ ગયો!

ખેર! ન્હાનાં રાજ્યોને વધારે પગાર આપવો ન પોસાય એ તો ઉઘાડી વાત છે. છતાં અનુભવી અને લાયક માણસો મેળવવા હોય તો મ્હોટાં રાજ્યોના વા અંગ્રેજી રાજ્યના પેન્શનરો શોધવા જોઈએ. આ વયોવૃદ્ધ અમલદારો દરેલ હોવાથી રાજ્યના બીજા અમલદારો ઉપર પણ વધારે સારી અસર કરી શકે. કદાચ જુવાન રાજાઓને પણ એવા અમલદારો ઘણાં કામમાં સલાહકાર નીવડી શકે. છેવટે, એટલું તો સંભાળવું જોઈએ કે ન્હાનાં રાજ્યોમાં, ઘણા હોદ્દા ભેગા કરી, સાધારણ પગારમાં પુષ્કળ જવાબદારી એકઠી કરી, લાલચોની જાળમાં જુવાન માણસને મૂકવા એ અતિ જોખમ ભરેલું છે.

દરેક માણસને પોતાનું ભવિષ્ય સુધારવા અને વધારવાની તક મળવી જોઇએ. દેશી રાજ્યોમાં નીચેના હોદ્દાઓ ઉપર જે માણસો આવે ત્હેમને ધીરે ધીરે ઉપરના હોદ્દાઓ મળવાનો અવકાશ રહેવો જોઈએ. જો એમ હોય તોજ જુવાન માણસો તે રાજ્યમાં લાંબો વખત ટકી જાય; અને સાથે સાથે જો તે અમલદાર ઈશ્વરથી ડરતો હોય તો પ્રમાણિક રહેવા વધારે સંભવ છે. જો ઉપરની જગ્યાઓ નીચેના માણસો માટે ખુલ્લી હોય તો નીચેના અમલદારો, કદાચ ઇશ્વરના ડરને લીધે નહિ, તો ઉપલી જગ્યાની લાલચને લીધે, અને તે માટે વધારે લાયક બનવા ખાતર પણ, પ્રમાણિક થવા પ્રેરાશે.

ઘણાં દેશી રાજ્યોમાં પગારનું ક્રમવાર ચઢતું ધોરણ નહિ હોવાથી, જે પગાર આજે મળે તે જ પગાર દશ વીસ વરસ પછી પણ હોય છે. આથી ઉત્સાહ શિથિલ થઈ કામમાં મંદી આવે છે. ત્હેવાં સંજોગોમાં ઉપર કહ્યા પ્રમાણે અમલદારને અપ્રમાણિક થવાની લાલચ લાગે છે.

અમલદારો અપ્રમાણિક થાય છે, તે અપ્રમાણિક થવાની ખાતર નહિ, પણ સંજોગોને અનુસરી થાય છે. કોઇ નાણાં ભીડને લીધે, તો કોઇ બ્હોળા કુટુંબના ખર્ચને લીધે; એવાં વિવિધ કારણોથી માણસ અપ્રમાણિક થવા લલચાય છે.

આ બધી લાલચો દૂર કરવા, યોગ્ય અધિકારીની પસંદગી કરતી વખતે ઘણી ઘણી બાબતો ધ્યાનમાં લેવાવી જોઇએ. આ બધું દેશી રાજ્યોમાં નથી થતું; અને અંગ્રેજી રાજ્યમાં પણ નથી થતું.

ન્યાય ખાતાના નીચેના અમલદારોની પસંદગી ઘણી વખતે નવા પાસ થયેલામાંથી કરવામાં આવે છે. વડોદરા રાજ્યમાં, એ માટે પ્રોબેશનરો લેવામાં આવે છે, અને વિવિધ ઓફીસોમાં અનુભવ આપી, થોડાં વખત પછી ન્યાય કરવાના હોદ્દા ઉપર નીમવામાં આવે

છે. જ્યારે એથી ન્હાનાં રાજ્યોમાં તો જવાબદાર હોદ્દા ઉપર સીધી જ નીમણૂક થાય છે. વકીલાત કર્યા વિનાના માણસો વકીલો અને અસીલોની ગુંચો ઉકેલી શકતા નથી; અને તેથી "વેદીયાં ઢોર પેઠે 'કાગળ પર ઈન્સાફ'–paper justice કરે છે. ઉંડા ઉતરી substantial સંગીન ઈન્સાફ કરી શકતા નથી.

અંગ્રેજી રાજ્યમાં અપેલેટ કોર્ટો હમેશા અનુભવી અમલદારોવાળી હોય છે. વળી, ત્હેમને પગાર પણ પૂરતો મળતો હોવાથી, આ કોર્ટો માટે રૂશ્વત ખાઇ અન્યાય કરે છે એવી બુમ કોઇ વાર પડતી નથી. વડોદરા રાજ્યમાં પણ આ ધોરણ કેટલાક પ્રમાણમાં સચવાઇ રહ્યું છે. પરંતુ ન્હાનાં રાજ્યોમાં તેમ બનતું નથી. સર ન્યાયાધિશ રૂ. ૨૦૦ થી ૩૦૦માં જોઇએ અને વધારે પગાર આપવો રાજ્યને પોસાય નહિં, એટલે કાં તો કાચો માણસ મળે અથવા અનુભવી માણસ હોય તો ખુટતી આવક લાંચ રૂશ્વત લેઇ પૂરી કરે. આથી રાજ્ય વગોવાય છે, અને રૈયતને ઇન્સાફ મળતો નથી. આવા હોદ્દાઓ ઉપર અંગ્રેજી રાજ્યના વા બીજાં મ્હોટાં દેશી રાજ્યોના નિવૃત્ત થયેલા અધિકારીઓની પસંદગી થાય તો કામ સારૂં થાય અને રૈયતને બુમ મારવાનો વખત આવે નહિં. ત્હેવા અમલદારોને સામાન્યતઃ લાલચનો અવકાશ હોતો નથી.

કદાચ એમ બને કે આ પ્રમાણે ઉપરના અધિકારીઓ બ્હારથી બરોબર ગોઠવાઇ જવાથી નીચેના સ્થાનિક અમલદારોને પ્રમોશનનો લાભ મળે નહિં, પરંતુ આ અગવડ, ક્રમાનુસાર, જેમ નીચેના અધિકારીઓ અનુભવ મેળવતા જાય તેમ તેમનામાંથી પણ યોગ્ય માણસની પસંદગી કરીને નિવારી શકાય.

આના કરતાં પણ વિશેષ મુશ્કેલીઓ, જે ન્હાના રાજ્યોમાં દીવાન પોતે સર ન્યાયાધિશ હોય છે ત્યાં, અનુભવવી પડે છે. સાધારણ રીતે દીવાનની જગ્યાએ રેવન્યુ ખાતાના માણસો ગોઠવાય છે. તેઓ કાયદાના અભ્યાસી હોતા નથી. અનુભવથી ઇન્સાફ કરે છે, છતાં છેલ્લામાં છેલ્લાં કાયદાનાં ધોરણો, ફેરફારો અને આધારો (રૂલીંગો) નહિં જાણતા હોવાથી, અને ખાસ કરીને દીવાની ખાતાનો તો તેવા અમલદારોને કંઈ જ ખ્યાલ નહિં હોવાથી, ઈન્સાફ અવળે માર્ગે દોરાઇ જવાની ભીતિ રહે છે.

આ જાતની મુશ્કેલીઓમાં એક વચલો માર્ગ સુચવી શકાય. આવાં ન્હાનાં રાજ્યો કાયમનો અનુભવી સર ન્યાયાધિશ રોકી શકે નહિં એ તો ખુલ્લી વાત છે. તો એનું નિવારણ એમ થઈ શકે કે ત્હેવાં રાજ્યો બ્હારના તટસ્થ, વિશાળ અનુભવી વકીલ સાથે બાંધણી કરી, ખાસ કેસોમાં તેને અનુકૂળ રકમ, દૈનિક વા ઉચક આપી, કાયમને માટે સર ન્યાયાધિશ તરીકે રોકી મુકે. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે આવા વકીલને હંગામી સર ન્યાયાધિશ તરીકે બોલાવી શકાય. આ પદ્ધતિથી રાજ્યને ઝાઝું ખર્ચ થાય નહિં અને અનુભવી ન્યાયાધિશનો લાભ મળી શકે.

આ કરતાં પણ વિશેષ મુશ્કેલી તો ત્યારે આવે છે, જ્યારે રાજા પોતે હાઇકોર્ટ જજ્જ તરીકે સ્થાન લે છે. સામાન્યતઃ રાજાઓ કાયદો જાણતા નથી, તેમ તેમને કાયદાની બારી-

કાઇઓનો અભ્યાસ કરવાની જરૂર પણ હોતી નથી. તેમ ઘણા રાજાઓની તો તેટલી ઉચ્ચ દરજ્જાની કેળવણી પણ હોતી નથી કે બેઉ પક્ષના વકીલોની 'પાણીમાંથી પારો કાઢતી', hair-splitting દલીલોની તુલના કરી શકે ! આ સ્થિતિ શોચનીય છે, અતિ ખેદજનક છે. પણ વસ્તુસ્થિતિ છે તેવી સ્વીકાર્યે જ છુટકો !

આવા કેસોમાં પણ ઉપર્યુક્ત સૂચના લાભદાયી અને વ્યવહારૂ નીવડી શકે.

કેટલાક નિવૃત્ત થયેલા ન્યાયાધિશોને અથવા વિશાળ અનુભવવાળા વકીલોને મ્હેનતાણા બદલ નહિ, પરંતુ માનની ખાતર પણ, આવા હંગામી ન્યાયાધિશોના હોદ્દા સ્વીકારવા સમજાવી શકાય.

વળી, આવા હંગામી ન્યાયાધિશો બ્હારના, તટસ્થ માણસો હોવાથી, અને કદાચ બીજા રાજ્યની રૈયત હોવાથી પણ, તે રાજ્યની સ્થાનિક ખટપટોથી નિરાળા રહી ચોખ્ખો, અને સીધો ઇન્સાફ આપી શકે.

આવા તટસ્થ ન્યાયાધિશોની આવશ્યક્તા ખાસ કરીને ઝમીનદારો વિરૂદ્ધ રાજ્યના કેસોમાં પડે છે. રાજ્યના ન્યાયખાતાના અમલદારો રાજાની મહેરબાની મેળવવા રૈયતને ગેર ઇન્સાફ કરવાનો સંભવ રહે છે.

દેશી રાજ્યોમાં, ખાસ કરીને ન્હાનાં રાજ્યોમાં, ન્યાય ખાતું પણ રાજ્યના એક કારોબારી ખાતા જેવું બની જાય છે. રાજા વા તેના હજુરીઆઓનું ન્યાય ખાતામાં વિવિધ રીતે દખલ થાય છે, 'Law is not a respector of persons': કાયદો વ્યક્તિઓની ગણના કરતો નથી, પરન્તુ માત્ર કાયદાના બંધન અનુસાર ન્યાય કરે છે, એ ધોરણ ઘણાં દેશી રાજ્યોમાં વીસરાઈ જાય છે. આથી રૈયતને રાજ્ય ઉપર વિશ્વાસ બેસતો નથી. પરિણામે અનેક પ્રકારની અંધાધુની પ્રવર્તે છે. આ દિશામાં ખાસ સુધારો થવાની જરૂર છે.

દેશી રાજ્યોમાં બીજી ખામી નોકરીની અસ્થિરતાની છે. આજનો અધિકારી કાલે માત્ર ૨૪ કલાકની નોટીસથી રાજ્ય બ્હાર થાય છે. કાયદેસર ગેરવર્તણુક misconduct વા કોઇ ખાસ ગુન્હો છે કે કેમ તેની તપાસ થતી નથી. 'રાજાની મરજી એજ-કાયદો, એ સૂત્રનું અક્ષરશઃ પાલન થાય છે. આ ખામી જેટલી વ્હેલી દૂર કરી શકાય તેટલું ઇચ્છવા યોગ્ય છે. પગાર ગમે તેટલો હોય, પણ નોકરીની સ્થિરતા અને સ્થાયીપણાની જ્યાં સુધી ખાત્રી થાય નહિ, ત્યાં સુધી સારા અમલદારો, પ્રમાણિક અને નેક નિષ્ઠાથી પોતાનો માન મરતબો સંભાળી કામ કરનારા, self respecting અધિકારીઓ મળવા દુર્લભ છે. અને જ્યાં સુધી આવા ઉચ્ચ ભાવનાવાળા અધિકારીઓ હોય નહિ ત્યાં સુધી ન્યાયનો કાંટો સમતોલ પણ રહે નહિ.

આ દોષ તો દેશી રાજ્યોની દરેક નોકરીમાં હોય છે, ન્યાય ખાતું એકલું જ અપવાદ રૂપ નથી. માટે આ દોષ જેટલો વ્હેલો દૂર થાય તેટલી વ્હેલી દેશી રાજ્યોની પ્રગતિ અને ઉન્નતિ થઈ શકે' ઇત્યાદિ'

---

# કેટલાક પત્રો.

## દિલ્હીનો પત્ર.

### ૧

દિલ્હી, તા. ૨૩-મી ફેબ્રુઆરી.

સામાન્ય રીતે ફેબ્રુઆરી માસ દિલ્હીમાં ઘણી કામગીરીનો હોય છે. અને આ વર્ષે તો એ વિશેષ ધમાલમાં ગયો છે, કેમકે લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં હીંદનું ભવિષ્ય વિચારી કહાડવાને જે કમીશન નિમાયું છે તે વિષેના વિચારોની ઉહાપોહ થઈ હતી. અને સાથે સાથે હીંદુ-મુસલમાન ઐક્યના પ્રયત્ન માટે બધા પક્ષના નેતાઓની વિચારણા બેઠકો પણ થતી હતી. જ્યારે બીજી તરફથી નરેંદ્ર મંડળની બેઠક પણ આ માસમાં જ હતી અને લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ એફ સ્ટેટમાં કમીશનની નીમણુકે જે વિચાર શ્રેણી ઉત્પન્ન કરી હતી, તેના કરતાં પણ વિશેષ ચીંતા ભરેલી વિચારણા, દેશી રાજ્યોના પ્રશ્નોનો તપાસ કરી તેનું ભવિષ્ય ઘડી કહાડવા માટે જે કમિટિ નિમાઈ છે તેને અંગે નરેંદ્ર મંડળમાં થતી હતી.

લેજીસ્લેટીવ એસેમ્બ્લી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં તો કોઇ મેમ્બર પાસેથી કાર્ડ મેળવીને ત્યાં થતું કાર્ય જોઇ શકાય છે પણ નરેંદ્રમંડળમાં એ વિષેની મુશ્કેલી છે. નરેશો, એમના મંત્રીઓ તથા થોડાક અંગ્રેજ અધિકારી અને એમની બાનુઓ સિવાય કાર્ડ મેળવીને પ્રવેશ કરવાનો અવકાશ ત્યાં નથી, એમ અનુભવ થયો છે. આ સ્થિતિમાં નરેશ મંડળની ખાનગી સભાઓમાં કે એની સામાન્ય બેઠકમાં ખરેખર શું કામ થાય છે તે વિશ્વાસ પાત્ર રીતે લખી શકાય એવું નથી. તોપણ જ્યાં સો ઉપરાંત માણસો વાતચીત કરતાં હોય, ત્યાં પછી તે વાત ગમે તેવી ગુપચુપ રીતે થાય તોપણ તેની હવા બહાર આવ્યા વિના રહે નહીં. તારનાં દોરડાં વિનાના તારોની માફક તે હાવા સંદેશાઓ બહાર લઇ જાય છે. તેથી જે થોડાઘણા ભણકારા મારા શ્રવણ પથમાં પડયા છે તે તમારા ઉદ્દેશોને ઉપયોગી થઇ પડશે એમ ધારી લખી દઉં છું. નરેશોની નાડી પર હાથ રાખીને તમે લખતા હો અને તેથી તમને કાંઇ કાઢી નાંખવા જેવું લાગે તો ખુશીથી મૂકી દેશો. પણ દૂર બેઠાં તમે તેમાં વધારો તો નહીં કરી શકો.

સાંભળેલી વાતોનો ખ્યાલ આવતાં માણસ અનાયાસે અનુમાનની ભૂલ કરી બેસે છે. પણ ઇરાદાપૂર્વક તેમ કરવાથી દૂર રહેવાનો મેં પ્રયત્ન કર્યો છે, છતાં પ્રત્યક્ષ અનુમાનની ખામીને લીધે બનેલી હકીકતમાં, એ પ્રવેશ જોનારમાંના કોઇ વાંચનારને ન્યૂનાધિકતા લાગે તો તે ક્ષંતવ્ય ગણાશે એમ હું માનું છું.

સાંભળવામાં આવ્યું છે કે પ્રથમ ૧૬મી તારીખે નરેશોની ખાનગી સભા હતી; તે ફરીને ૧૮મીએ થઇ. તેમાં ચર્ચાવાના વિષયોની વાત બહાર આવી શકી નથી. છતાં જેમાં ઘણાને ઉત્સાહ ભર્યો સ્વાર્થ હોય, તે વાત બહાર આવે; એ નીતિએ જે બે ત્રણ વાત જાણવામાં આવી છે તે જ લખું છું. સૌથી અગત્યની બીના તો નીમાયેલી ઇંડિયન સ્ટેટ્સ કમિટિને અંગે છે. અલવર, બીકાનેર, ઉદેપુર વગેરે સ્થળે આ કમિટિ ફરી આવી છે. મુંબઇ ઇલાકામાં માત્ર જામનગર જશે એવી અફવા છે. ત્યાં ગુજરાત, કાઠીઆવાડના નરેશો એકઠા થાય એવો સંભવ છે. વિચારણા શું થશે તે વાત તો હજી સુધી બંધ બારણાની હોવાથી કલ્પી શકાય નહીં; પણ કમિટિ જ્યારે જાહેર તપાસ કરશે ત્યારે સવાલોની જે પ્રશ્નમાલા "questionaire" બહાર પડશે તે ઉપરથી તપાસનું સ્વરૂપ અને નિર્ણયનું અનુમાન સિદ્ધ જાણી શકાય. પણ કહેવાય છે, કે પ્રત્યેક નરેશના જુદા જુદા વિચારો લેવાને બદલે જો આખું નરેશ મંડળ એકમત થઈ કોઇ નિવેદન "memorandum" કમિટિ પાસે મૂકે તો તે સહેલાઈથી માન્ય રહે. તેથી અત્યારે તો સંભળાતી વાતો પ્રમાણે એવું એક લખાણ તૈયાર થાય છે તથા તેને માટે વિલાયતના સમર્થ કાયદા શાસ્ત્રી અને પાર્લામેંટના વગવાળા મેંબર સર લેસ્લી સ્કૉટને સારા દરે રોકવામાં આવ્યા છે. સાંભળ્યા પ્રમાણે રાજ્યોની સ્થિતિની સર્વ હકીકતનો તેમણે ટુંક વખતમાં બહુ અચ્છો અભ્યાસ કરી લીધો છે અને નરેશોને-રાઇજ એવાં રાજ્યનીતિનાં "Sentiments"માં તેણે તલસ્પર્શ કર્યો છે. નરેશોની ખાનગી બેઠકમાં એમના વિચારો જણાવવાનું જાણ્યું છે. એ શું છે, તે હજી બહાર આવ્યું નથી પણ મોટા ભાગને એ ગમે છે એમ કહેવાય છે. મહારાજા ગાયકવાડ પણ આંહી બીરાજે છે. એઓનો આમાં કેટલે દરજ્જે ભાગ છે, તે જાણવામાં આવ્યું નથી. તમને હું જાણું છું તે જોતાં તો માત્ર તટસ્થ હકીકતો જ તમને મોકલવી જોઇએ, પણ આ વખતે એટલું તટસ્થ રહેવાનું મન નથી થતું. કેમકે હું એમ માનું છું કે આ ઘણા મોટા સવાલનું નિરાકરણ ખાનગીમાં થવાનું એ જાણવામાં આવ્યું છે. અને તેમ થાય તો એવું નિરાકરણ તે કરનારાએ ધાર્યું હોય તેવું પરિણામ લાવી શકે નહીં. કોઇપણ ધોરણની ફતેહનો આધાર ગમે તેમ કરીને તેનું પરિણામ ધાર્યા પ્રમાણે લાવવામાં નથી, પરંતુ એ ધોરણના અંગમાં રહેલા સત્યના જોર ઉપર છે. ખાનગી રીતે ધોરણ મંજુર રહે. કમિટિ તેને કદિ મંજુર રાખે. આજે જેને-તે ઉપર મંજુર કરવું છે તેઓ તે બાબતના હુકમો કહાડે; પરંતુ તેની સફળતા તો એ ધોરણ અમલમાં મૂકતાં શી રીતે કાર્ય કરી શકાય છે તેના ઉપર છે. બ્રિટિશ હીંદમાં "Diearchy" દ્વિવિધ શાસનતંત્રનું ધોરણ પાર્લામેંટથી મંજુર રહ્યું છતાં, કાર્યમાં સુતર ન નીવડ્યું તો અત્યારે હીંદમાં શી સ્થિતિ છે તે સ્પષ્ટ છે. એ જ રીતે આપણી તો શું પણ નરેશોની પોતાની જ દૃષ્ટિએ ખૂબ વિચારવા જેવું છે, કે એવું કાંઇ ન લેવાઇ જાય કે જે વર્તનમાં ફાયદા કરતાં નુકસાન કરી બેસે. એટલા માટે તમને એમ નથી લાગતું, કે દિલ્હીમાં મળેલા નરેશો ઘડી કહાડે એટલી જ વાત કમિટિ પાસે જાય એ યોગ્ય નથી?

કેમકે તો પછી દિલ્હીમાં ન હોય તેવા નરેશોના વિચારોનું શું ? વળી અનુભવ વિના બ્રિટિશ હીંદના કેટલાક વિચારકો દેશી રાજ્ય ઉપર જે આઘાત કરી રહ્યા છે-પછી તે ગમે તેટલા સમજણ વિનાના હોય-તેને પણ પરીક્ષાની સરાણ ઉપર ચડાવીને સંતોષવાની કે કે ભાંગી નાંખવાની જરૂર છે. એટલે કે બધા પક્ષોને જોઈ સાંભળીને ધોરણ ઘડાય તો તે એટલું સુદૃઢ થાય કે જેને માટે આ ઇમારત ચણાય છે તેઓ તેમાં નિર્ભય રહી શકે. કોઇ નરેશની જાતીય ખામીને લીધે નરેશ પદ્ધતિ ઉડાવી દેવી એ મત મને માન્ય નથી. તેથી જ લખ્યું છે કે સમજણ વગરની વિરૂદ્ધતાને ખરી રીતે તોડી પાડવી હોય તો તે વિરૂદ્ધતાને જાહેર રીતે પોતાનો વિચાર કહેવાની તક આપવી અને એ વિચારને એવી જ જાહેર રીતે સાક્ષી વખતે તોડી પાડવા કે જેથી પરસ્પરની ગેર સમજુતી દૂર થાય, જે નઠારૂં હોય તે નીકળી જાય અને છૂટવા જેવું હોય તે જ કાયમ રહે. એ દૃષ્ટિએ હું તો ઇચ્છું કે બટલર કમિટિ પ્રશ્નમાળા પ્રકટ કરે અને ઇચ્છા હોય તે ખુશીથી મેદાનમાં કુસ્તી કરે. સત્ય શોધવાનો આથી બીજો સારો માર્ગ મને સુઝતો નથી. નરેશપદ્ધતિનું ખરૂં રક્ષણ વિચારોના આ ઘર્ષણમાંથી નીકળી શકે.

વળી મારી સમજણમાં નથી બેસતી એવી એક વાત સાંભળી છે. રાજ્યોને અંગે ઘણીવાર જે ઘણાં ગપ્પાંઓ ઉડયા કરે છે તેમાંનું એક આ પણ હોય છતાં લખી દઉં છું: તે એ છે કે કમિટિ હમણાં કાંઇ સીધી તપાસ કરવાની જ નથી. ગરમીનો વખત આવ્યા પહેલાં કમિટિ વિલાયત જવા માગે છે. તારીખ જણાઇ નથી પણ ગરમી એટલે એપ્રિલ મહીનો. આજ સુધી તપાસ થઇ નથી એટલે એ તપાસ વિલાયતમાં થાય અને નરેશ મંડળની કાર્યવાહક કમિટિ "Standing Committee" અથવા બીજા નરેશો જે જવા ખુશી હોય તો તે નરેશો, આખા નરેન્દ્ર મંડળ તરફથી કમિટિ પાસે વિશેષ હકીકત રજુ કરે એટલું પણ સંભળાય છે. આમાં એટલી બધી સ્પષ્ટ મુશ્કેલી દેખાય છે, કે હું તો એમ બનવાનો સંભવ માની શકું નહીં. પ્રથમ તો એ વાતમાં બધા નરેશો એકમત થઈ પોતાનું ભવિષ્ય એટલે બધે દૂર અમુક જ નરેશોને સોંપે એ નરેંદ્રમંડળના હાલના વર્તનની સાથે મેળ ખાય એવું નથી જણાતું. વળી બ્રિટિશ હિંદના વિચારકોને કહેવાની તક એમાં નથી મળતી અને હીંદી સરકારના વિચારકોને પણ તેમાં જે વધાર બેસવો જોઇએ તે બેસાડવાનો અવકાશ નથી. ત્યાં કોઈ નવા સવાલ ઉત્પન્ન થાય, તો ત્યાં ગએલા રાજાઓને પોતાના હીંદમાં રહેલા મિત્ર રાજાઓ સાથે વિચારણા કરવાની જરૂર લાગે તો આટલો લાંબો દેશાંતર અંતરાય રૂપ થઈ પડે. ટુંકામાં કોઇપણ પ્રશ્નની વિચારણા માટે જે સ્થાનનો એ પ્રશ્ન હોય તે સ્થાનમાં અને જે વ્યક્તિઓને તે સંલગ્ન હોય તે બધી વ્યક્તિઓના સાનિધ્યમાં તેની ચર્ચા થાય તો જ ભૂલ રહી જવાનો અવકાશ રહે નહીં. આખા રાજ્ય મંડળને પોતાના સ્વાર્થને માટે આ પ્રશ્ન ખ્યાલમાં રાખવાની તમને જરૂર નથી લાગતી ? વળી નરેશો પરદેશમાં, અને એમનાં દફતરો તથા મંત્રી મંડળ આંહી, અને ગમે તેવા સામાર્થ્યવાળા

પણ પરદેશી ધારાશાસ્ત્રી એક જ માત્ર સલાહકાર: એવા પ્રકારની મંત્રણા તમને કેવી લાગે છે?

હવે નરેંદ્રમંડળના કામ બાબતઃ—આ ફેરાની બેઠકમાં-ખાનગી અને સામાન્ય બેઠકમાં—બે પ્રશ્નો ચર્ચાતા સાંભળ્યા છે. તે આ છે, (૧) તે બાળ રાજાઓની કેળવણીનો પ્રબંધ અને ગાદીએ બેસવાની ઉમર તથા (૨) જુદાં રાજ્યોની આંતર વ્યવસ્થામાં સુધારણાની દરખાસ્ત. પહેલો પ્રશ્ન કહેવાય છે, કે અલવર નરેશે આગળ મૂકયો છે. તેઓ નામદારનું માનવું એમ છે, કે હાલ જે રાજ્યાભિષેકની ઉપર ૧૮ વર્ષની છે તે ઓછી છે, અને તેથી તેને ચોક્કસ રીતે ૨૧ વર્ષની કરવી જોઇએ. કેમકે ૧૮ અને ૨૧ વર્ષની ઉમર જે ખરૂં જ્ઞાન મેળવવાની અને વિચાર શક્તિ કેળવવાની ઉમર છે તેમાં જવાબદારીના ભાર વગર એ શિક્ષણ લઈ શકે. અલવર નરેશની વિચાર શક્તિ, અને ભાષણ શક્તિ એવાં છે કે એમના વિચારોને કોઇ પણ સાંભળવા ઇચ્છે. એમનો કેસ એમણે અસર થાય એ રીતે મૂકયો હશે તેમાં શંકા નથી. તેની સાથે એ પણ જણાયું છે કે બીજા એકાદ નરેશ સિવાય આખું નરેશમંડળ અલવર નરેશના વિચારોની સામી દિશામાં હતું. નરેશ મંડળના ચૅન્સલર પતીઆલા નરેશ, બીકાનેરના મહારાજા સાહેબ, અને નરેશ મંડળની કાર્યવાહક કમિટિના બીજા બે ત્રણ નરેશો ઉપરાંત એક બે કમિટિ બહારના નરેશોએ પણ ૧૮ વર્ષની તરફેણમાં મજબુત વિચાર અને ભાષણો આપ્યાં હતાં અને કહેવાય છે, કે હાલ જે રાજાઓ કાર્યદક્ષ ગણાય છે તેમાંનો મોટો ભાગ ૧૮મે વર્ષે ગાદી નશીન થએલા હતા; એટલે ૧૮ અને ૨૧ એમ જેઓ ગાદી ઉપર આવેલા, તેઓની યોગ્યતાની પરીક્ષા વર્ષ ઉપરથી નહીં પણ આજ સુધીની તેમની કારકીર્દિથી મપાવી જોઈએ, એમ દલીલો થએલી સંભળાય છે. કહેવાય છે, કે અલવર નરેશે હીંદુ ધર્મ શાસ્ત્ર ઉપર ભાર મૂકીને બીજા બધાં સમર્થનોમાં બ્રહ્મચર્ય પાળવાનો નિયમ પણ પોતાના સમર્થનમાં ટાંકી બતાવ્યો હતો. જેના પ્રત્યુત્તરમાં ચાર આશ્રમો ધર્મ પ્રમાણે સ્થાપિત કરવામાં આવે નહીં ત્યાં સુધી એ દલીલ કોઇ અંશે લાગુ પડતી નથી એમ સામો પક્ષ કહેતો હતો. આપણે દલીલોની વાત મૂકી દઇએ. ખરૂં શું હોય તો ઠીક તેનો વિચાર કરીએ તો વિચારણામાં તો એમ એક વખત લાગી જાય કે ૧૮ વર્ષ કરતાં ૨૧ વર્ષ યોગ્યતા પ્રાપ્ત કરવા માટે બેશક લાભ દાયક છે. પરંતુ રાજ્ય, વાતાવરણ, આજ સુધીનો અનુભવ, બીજાઓને ન મળી શકે એવાં યોગ્યતા મેળવવાનાં સાધનો અને ઉમર લાયક થયા પછી જવાબદારી વગરના સ્વાતંત્ર્યથી થનારાં નુકસાનનો ભય; એ બધું વિચારનાં છેવટમાં જાણવામાં આવ્યું છે, તે પ્રમાણે ના. વાઇસરોયે જે મત બતાવ્યો છે; તે એ છે, કે ૧૮ અને ૨૧ એની ન વળી શકે એવી સજ્જડ મર્યાદા બાંધવી, એ યોગ્ય નથી. ખરો સવાલ તો ઉમરનાં આંકડાનો નહીં પણ યોગ્યતાનો છે. એટલે ૧૮ એ યોગ્યતા હોય તો ૧૮ કે ત્યાર પછી ૨૧ સુધીમાં જ્યારે યોગ્યતા સિદ્ધ થાય તે વખતે રાજ્યગાદી માટે બાળ રાજા યોગ્ય હોઈ શકે, એ

ગળે ઉતરે એવા શાણપણનો વિચાર દેખાય છે. નરેશોના મોટા ભાગનો મત પણ યોગ્યતા એજ ઉમરઃ એ મત ઉપર મક્કમ છે. હાલના બાળ રાજાઓનું નસીબ હવે ઉમર ઉપર નહીં, પણ યોગ્યતા ઉપર રહેશે એ બરાબર લાગે છે. પણ એક નાના નરેશે વાત વાતમાં કરી દીધું કહેવાય છે, તે પણ ખરૂં લાગે છે, કે ગ્યતાને વાર લાગે તો નરેશને બદલે રાજ્ય વહીવટના " Addministration " ના જવાબદાર અધિકારીને અને નરેશના શિક્ષક " Tutor " તે જવાબદાર ગણવા જોઈએ. આ સવાલે ઘણા જવાબદાર માણસોને પોત પોતાની જવાબદારીનું—રાજાને ભણવાનું, એડમીનીસ્ટ્રેશનને પોતાની ફરજ બજાવવાનું અને સરકારને વગર કારણે ગાદીનશીનતાનો વખત ન લંબાવવાનું-ભાન કરાવ્યું છે. મને લાગે છે, કે હું રાજા હોત તો કેવું સારૂં ! હું આ બધું નજરે જોઇ શકત. હાલનું તાટસ્થ્ય હોત તો જાતે સુધરી, બીજાને સુધારી શકત. પણ હું રાજા હોત તો તાટસ્થ્ય રહેત કે કેમ તે કહી શકતો નથી.

બીજો સવાલ રાજ્યની આંતર સુધારણાનો છે. આ સવાલ, અલવર નરેશ જેવા જ બુદ્ધિશાળી અને નરેંદ્રમંડળની શરૂઆતથી, ઘણાં વર્ષ સુધી ચૅન્સલર તરીકે રહેલા તથા રાજ્યનીતિજ્ઞ " Statesman " બીકાનેર મહારાજાએ આગળ ધર્યો છે. તે નામદારે પોતાના રાજ્યની ધારાસભામાં એ સંબંધી એક ભાષણ કરેલું, તે તમારા જાણવામાં આવ્યું હશે. તે પેપરોમાં આખું છપાયું હતું. એ ધોરણ ઉપર ધીમે ધીમે પોતાની જ સ્વેચ્છાથી બહારના હસ્તક્ષેપ સિવાય દરેક રાજ્યમાં સુધારણા દાખલ થાય તો રાજ્યનું સ્થાયીપણું આ જમાનાનાં ચાલુ મોજાં લાગ્યા સિવાય ટકી શકે, એવી માન્યતાથી એમણે નરેશ મંડળમાં એક ઠરાવ રજુ કર્યાનું કહેવાય છે. ખાનગી સભામાં ખૂબ ચર્ચાઇને અંતે સર્વ નરેશો એમાં સંમત છે, એમ જણાયું છે; એટલે સામાન્ય સભામાં એ વિષે પહેલા સવાલ ઉપર જે રસભર્યાં ભાષણો થયાં હતાં, એવાં થવાનો સંભવ નથી. એટલે સર્વાનુમતે એ ઠરાવ પસાર થશે એમ સહુ કોઇ માને છે. આ ઠરાવમાં રાજ્યનું ન્યાયખાતું, ડખલગીરી વિના સંનિષ્ઠાથી ન્યાય આપી શકે એવું ધોરણ બાંધવાનું તથા નરેશના પોતાના ખર્ચનો નિયમ કરવાનું સૂચવાયલું છે એમ સંભળાય છે. ઠરાવ અને વર્તન એ બે વચ્ચે ફરક રહ્યા સિવાય આવા સુધારાઓ દાખલ થાય તો દેશી રાજ્યોના હિતમાં ખુશી થવા વાળા સર્વેને આનંદ થાય એવી આ વાત છે. બ્રિટિશ હીંદને, રાજ્યોનો એ એક જવાબ છે. આવી સારી વાતો પેપરોમાં આપવામાં આવે તો કેવું સારૂં ? આ ઠરાવ એ સંસ્થાનોની પ્રજાને એક નિર્ભયતાની તસલ્લી છે, સરકારી અમલદારોની હસ્તક્ષેપની ઇચ્છાની સામેનો એક કોટ છે અને ઘણું જ જૂજ પણ આપણે કલ્પીએ છીએ તેવી યોગ્ય રાજનીતિ તરફનું શુભ, એવું પાછું વલણ છે. આજ કે કાલ આ સવાલનો ધાર્યા પ્રમાણે નિશ્ચય થઇ જશે.

તમે " દેશીરાજ્ય " પત્ર કહાડો છો એટલે એજ વિષય લખ્યો છે. પણ તમને જાણવાની ઇચ્છા હોય, તો ટુંકામાં લેજીસ્લેટીવ એસેમ્બલી અને કૌંસીલ ઓફ સ્ટેટમાં રૅસ્યલ

કમીશનની થયેલી રસભરી ચર્ચાની વાત લખી દઉં. એસેમ્બ્લીએ બે દિવસની રસ ભરી ચર્ચા પછી ૬૮ વિરૂદ્ધ ૬૨ મતે ( આ તો અનુમાનની વાત નથી. મારી જોએલી છે. ) કમીશનની વિરૂદ્ધ ઠરાવ કર્યો છે. એ ઉત્સાહની તાળીઓમાં એક શરમ ભરેલી વાત બની ગઇ. પ્રેક્ષકોની ઉપરની ગેલેરીમાંથી કોઇએ સર બેસીલ બ્લેકેટ ઉપર કાંઇ વસ્તુ ફેંકી કહેવાય છે. હું સામેજ હતો, જ્યાં નીચેની તાળીઓ અને ખુશીના અવાજો ઉપર નજર રહેવાથી શું બન્યું તે દેખાયું નથી. પણ કોઇએ તેમ કર્યું હોય તો એકલા ફેંકનારનેજ નહીં પણ આખા દેશને શરમની વાત ગણાય. એક ધોળી ટોપી વાળા ન્યુસપેપરના માણસને પોલીસે હસ્તગત કરેલ છે, તે તો અમે જોયું. ત્યાર પછી વાત ચાલે છે, કે એ ફેંકાયલી વસ્તુ, એ એક Dispatch Box હતી. તેમાં માત્ર કાગળીઆજ હતા અને ગેલેરીમાં બેઠેલા માણસોએ, બહુમતિ વાળા મેંબરોના અવાજ અને ખુશાલી જોવા જે ધસારો કર્યો તેમાં ગેલેરીની પાળ ઉપર પડેલી એ " ડીસ્પેચ બૉકસ " નીચે ખસી પડી. અને એ જગાએ સર બેસીલની બેઠક હોવાથી તેમના ઉપર પડી. આમ હોય તો તે માત્ર એક અકસ્માતજ ગણાય. એમ હોય તો કેવું સારૂં ? એક શરમીંદગી ઓછી થાય. સર બેસીલ બે ત્રણ મિનિટ બેશુદ્ધ જેવા જણાયા હતા, પરંતુ શુદ્ધિમાં આવતાં, તરતજ આસપાસ વીંટળાઇ વળેલા બધા મેંબરોને કહ્યું કે મને કાંઇ નથી. ફીકર કરવાની જરૂર નથી.

કૌંસીલ ઓફ સ્ટેટે, એસેમ્બ્લી કરતાં બીજું સ્વરૂપ દેખાડ્યું છે. કોંસીલની બેઠક મેં જોઈ નથી, પણ કાલે રાત્રે સર બેસીલને અપાએલી એક પાર્ટીમાં સાંભળ્યું છે, કે એ સભાએ ૩૪ વિરૂદ્ધ ૧૪ મતે રૉયલ કમીશનને આવકાર આપ્યો છે. આ ૩૪ સભ્યોમાં ૨૪ અધિકારી તથા નિમાયલા સભ્યો અને દસ ચુંટાએલા છે, જ્યારે સામેના ૧૪ેમ ચુંટાયેલા છે.

કોઇપણ દેશના મનુષ્યોના મોટા ભાગને લગતો સવાલ પછી તે સંસાર સુધારણાનો હોય કે કેળવણી સંબંધી હોય, વિદ્યા હુન્નર સંબંધી હોય કે જુદી જુદી જ્ઞાતિઓ કે સંસ્થાઓના પરસ્પર સંબંધનો હોય, છતા તે દરેક પ્રશ્ન જુદા રૂપમાં દેખાયા છતાં રાજદ્વારી કક્ષામાંથી બહાર રહી શકતો નથી. હીંદુ-મુસલમાન એકતાનો સવાલ પ્રથમ દષ્ટિએ સાંસારિક દેખાતા છતાં હમણાં હમણા કેટલાંક વર્ષથી એણે રાજકીય સ્વરૂપ પકડયું છે. લોકો પરસ્પરના સ્નેહ સંબંધને જ્યારે રાજકીય ભુમિ ઉપર ઘસડી જાય છે, ત્યારે તે દેશની સ્થિતિ દયા ખાવા પાત્ર થાય છે. હીંદમાં તે રીતે હીંદુ-મુસલમાન વચ્ચેનું વૈમનસ્ય દુઃખરૂપ હતું. પણ તમે જાણીને ખુશી થશો કે છેલ્લા આઠ દસ દિવસના સતત પ્રયાસને પરિણામેજ "અમે પ્રથમ હીંદીઓ અને પછી કોમીઓ છીએ" એમ અભિમાન લેતી બન્ને કોમો એકમત થઈ છે. મુસલમાનોની બધી ગ્યેય માગણીઓ હીંદુઓએ કબુલ કરી છે. જ્યારે હીંદુની યોગ્ય માગણીઓ મુસલમાનોએ કબુલ કરી છે. સીંધ અને સરહદના પ્રાંતોએ

માગેલી સ્વતંત્રતા હીંદુઓએ કબુલ રાખી છે અને બદલામાં સંયુક્ત ચુંટણીનું ધોરણ Joint Electorate મુસલમાનોએ કબુલ રાખ્યું છે. પોતાની સંખ્યા જ્યાં વધારે હોય એવા પ્રાંતોમાં હીંદુઓ સ્વતંત્ર પ્રાંત માગે તો પછી જે પ્રાંતમાં મુસલમાનોની સંખ્યા વધારે હોય તે પ્રાંતમાં મુસલમાનો પોતાનો સ્વતંત્ર પ્રાંત માગે તો તેની વચમાં આવવાનું આજ સુધીનું હીંદુઓનું વલણ યોગ્ય નહતું, એવો ખ્યાલ હીંદુ હૃદયને અસલની સંસ્કૃતિ ઉપર આવતાં થયો. અને " મને જોઇએ તે તમને પણ આપવું ઘટે," એ માન્યતાએ સીંધ અને સરહદના પ્રાંતોના સુધારા હીંદુઓએ કબુલ રાખ્યા. મુસલમાનોએ એમાં એકતાનું સ્વરૂપ જોઇને કોમવાર ચુંટણીને મૂકી દઇ પ્રાંતવાર ચુંટણી પસંદ કરીઃ એટલીજ માત્ર શરત કે ચુંટણી સમગ્ર, પણ પ્રતિનિધિની સંખ્યા હાલ તો કોમવાર રહેવી જોઇએ. આ બેય સમાધાન યોગ્ય થયાં છે. હીંદુ મહાસભાની ધાસ્તી હતી કે સીંધ સ્વતંત્ર થાય તો ત્યાં વસતા મુસલમાનોની બહુમતિ હીંદુઓને પજવે. ત્યારે એજ સિદ્ધાંત જ્યાં મુસલમાનોની સંખ્યા ઓછી હોય અને હીંદુની વિશેષ હોય ત્યાં શા માટે ન લાગુ પડે ? એનો ખ્યાલ હવે થયો છે. બીજાઓને પોતાની દૃષ્ટિએ જોતાં શિખવું એજ ખરો સ્નેહ સંબંધ બાંધવાની કુંચી છે. એ કુંચી તો અત્યારે તાળામાં પડી છે. હવે જોવાનું માત્ર એ છે, કે તાળું સહેજથી ઉઘડેછે કે ઘણા દિવસના ચડી ગયેલા કાટને લીધે એ કુંચી ભાંગે છે ? એ તો આશાના અને ભવિષ્યના ગર્ભમાં છે, પણ એટલું તો ખરૂં કે સર્વને પ્રાંતિક સ્વતંત્રતા માટે સરખા હકો માન્ય રહ્યા હોય એટલે કડવાશ ઓછી થાય. તેમજ પહેલાંની ચુંટણી મટી ગઇ અને સમગ્ર ચુંટણી થઈ એટલે રાજકીય બાબતોમાં ધર્મનું ઝનુન ભળતું હતું તે પણ ઓછું થાય. બન્ને કોમને—દેશને માન્ય હોય એવા—ભલેને પછી તેઓ કોમવાર આવે તો પણ—લેજી. એસેમ્બ્લી અને કૌંસીલ ઑફ સ્ટેટમાં સભ્યો આવશે. અને પરિણામે માત્ર કોમહિત નહીં પરંતુ દેશહિત ઉપર દૃષ્ટિ રહેશે. દેશ સમગ્રની ઉન્નતિ એમ જ થઇ શકે. ભાગલા પડેલા ખંડમાં તો વહેંચણી અને કલેશ જ. એ કલેશ હવે દૂર થવાની આશા બંધાય છે, છતાં એ આશાનું ફળરૂપ થવાપણું આ ઠરાવ ઉપર નહીં પણ એ ઠરાવને પાર પાડવામાં કરવા જોઇતા સ્વાર્થત્યાગ ઉપર રહેશે.

મુસલમાનોને આ દેશમાં આવ્યે એક હજાર વર્ષ ઉપરાંત વખત ગયો છે. એમના બળના વખતમાં હીંદને, એમને લેવા પડ્યા. બળ નાબુદ થયા પછી બધી રીતે એમની સ્થિતિ ઉતરી ગયા છતાં હીંદે એમને નભાવ્યા અને એક અંગરૂપ ગણ્યા. માત્ર ગયાં થોડાં વર્ષથી કોણ જાણે ક્યાંથી, કમનસીબે એક દેશની બે આંખો સામસામી ઘુરકવા મંડી. હવે આ યોજનાને અંગે બન્ને આંખો કુદરતી રીતે જોવા મંડે એમ સૌ માને છે. પણ આ એકતા રાજ્ય પ્રકરણી દૃષ્ટિએ થઇ છે. એટલે જો રાજ્ય પ્રકરણી સ્વાર્થ ઉપરજ એને નભાવવાના પ્રયત્ન થશે તો ભવિષ્યમાં પણ ભયનો પ્રસંગ આવશે. એ બન્ને કોમો સાંસારિક એકતા ઉપર સાથે રહેશે તો રાજ્ય પ્રકરણી સ્વાર્થ એકતા બન્નેની સહજ સરખીજ રહેશે. દેશને આની શી અસર થાય છે તે હવે જોવાનું રહે છે.

તમે રાજ્ય-પ્રકરણી પેપર કાઢો છો એટલે મેં તેને લગતીજ વાતો ઉપર ઘણું ભાગે લખ્યું છે. બાકી તો હવા સારી છે. ઠંડી મઝાની છે, અને ધીમે ધીમે થોડી થોડી ગરમી પડવા આવી છે. ઉપરનાં ત્રણે મંડળોની ગરમી—કામ પૂરાં થએલાંને લીધે—ઓછી થઇ છે; ત્યારે હવે ઋતુ ગરમ થવા લાગી.

## પત્ર ૨ જો.

દિલ્હી, તા. ૨૪ મી ફેબ્રુઆરી.

મેં આશા રાખેલી નહીં એ રીતે આજે ચેંબરની હકીકત જરા વધારે પ્રત્યક્ષ જાણવાની તક મળી છે. શોભા ભરેલા એ મંડળમાંથી ધીમે ટીમે ગેલેરીમાં જગા ખાલી થતી જાય છે, અને માગવામાં આવે તો ટીકીટ મળે એવું દેખાય છે. આજની હકીકત વધારે સ્પષ્ટ લખી શકાય એવું લાગવાથી લંબાણના ભયે પણ આ બીજો કાગળ લખું છું. મહારાજા બીકાનેર તરફથી રાજ્યોની અંદરની સુધારણા સંબંધીનો વિચાર શરૂઆતમાં મૂકાયો હતો અને બપોરનો ખાણાનો વખત થયો ત્યારે કેટલાંક બહુ જ સાંભળવા લાયક અને સુવિચારવાળાં ભાષણો પછી તે પસાર થયો છે: અર્થાત્ મારા ગઇકાલના પત્રનું અનુમાન ખરૂં ઠર્યું છે. એ ઠરાવ, રાજ્યમાં ડખલગીરી વગરનો ન્યાય મળે એવો પ્રબંધ કરવા સંબંધી અને નૃપતિનું પોતાનું ખર્ચ સ્થિતિ, મોભો, રાજ્યની ગુંજાશ, એ બધું ધ્યાનમાં લઇને એક રકમ ચોકખી નક્કી કરવા સંબંધનો હતો.

દસ વર્ષના ચૅન્સલર તરીકેના અનુભવને લીધે અને રાજ્યની આંતર વ્યવસ્થાના અનુભવના આધારે બીકાનેર નરેશે એ ઠરાવના સમર્થનમાં એક ઠીક, વિચારવંત અને મનન કરવા લાયક ભાષણ કર્યું હતું. સરકાર તરફથી કોઈ જાતનો હસ્તક્ષેપ ન થાય એ સંબંધમાં આજ સુધી જણાવવામાં આવેલી દલીલો ઉપરાંત ઘણી માન્ય રહેલી દલીલો પણ નિવેદન થઇ હતી. સુરાજ્યની ખરી વ્યાખ્યા એમણે આલેખી દેખાતી હતી. લોકશાસન કે વ્યક્તિ શાસન, દરેકના પાયામાં રૈયતનું સુખ અને શાંતિ તથા સત્તા તરફનો સંતોષ મુદ્દાની વાત છે; એ અસરકારક રીતે સમજાવવામાં આવ્યું હતું. રાજાઓની સ્થિતિને સજ્જડ કરવાની ધારણાની સાથે પ્રજા પાલનની અગત્ય એ કરતાં પણ વિશેષ છે એ વાત તથા એવી રીતે વર્તના નરેશોના રાજ્યમાં અણઘટતો હસ્તક્ષેપ ઉપરી સત્તા તરફથી ન થવો જોઇએ, એ વાત, એ નરેશની હિંમતને છાજે તેવી રીતે અને કોઇથી વાંધો ન લઇ શકાય એવી મિત્રતા ભરી રીતે એમણે મૂકી હતી. લગભગ એક કલાક કરતાં વધારે વખત તેમણે ભાષણ કર્યું હતું. જેમણે એમની શક્તિને; ચૅન્સલર તરીકે, રાજા તરીકે, રાજકીય પ્રશ્નોના વિચારક તરીકે અને છેવટ શાહેનશાહતના મોટા સવાલોના તથા સુલેહ પરિષદના ગંભીર પ્રસંગોમાં જોઈ હશે એઓથી એમની યોગ્યતા પૂરેપૂરી સમજી શકાય. મારા જેવા સાક્ષીને ખબર મેળવનારા અથવા તો ઘણી મહેનતે કોઇકજ પ્રસંગે જાણવાનો અવકાશ લઈ શકનાર એના ઉપર ખરો અભિપ્રાય શકે

નહીં આ એકજ પ્રશ્ન ઉપર જેટલું જાણવામાં આવ્યું છે તે ઉપરથી એટલું કહી શકાય કે એઓ આ જમાનાના એક સમર્થ નૃપ છે. અને જે ઠરાવ આજ બહાર લાવવામાં આવ્યો છે તેનો પૂર્ણ અંશે અમલ થાય તો જ્યાં જ્યાં તેનો અમલ થાય ત્યાં ત્યાં હાલ છે તેના કરતાં લોકો સંતોષથી અને રાજ્યભક્તિથી રહી શકે એમ ભાસે છે. એ ઠરાવનું વિશેષ-સમર્થન કરવામાં અનુભવવાળા અને બોલવાની શક્તિ ધરાવતા બીજા નરેશોએ પણ ભાષણો કર્યા હતાં. પતીઆળા નરેશ જે અત્યારે નરેંદ્રમંડળના ચેન્સલર છે, એમણે, ભોપાળના નવાબ સાહેબ કે જે અલીગઢ યુનિવરસીટીના ગ્રેજ્યુએટ છે એમણે, પોતાની વિદ્યાને છાજે એવું અને પોતાનાં વૃદ્ધ રાજ્યમાતાને પગલે ચાલવાની શક્તિ બતાવનારૂં ભાષણ આપ્યું હતું. અલવર નરેશે ટુંકું પણ શબ્દે શબ્દમાં ઠરાવને સમર્થન કરનારૂં અને આ ઠરાવને હથિયાર રૂપ કરીને બહારથી અતિક્રમણ થવાનો ભય લાગતો હોય તો એ ભયને ટાળનારૂં સંભાષણ કર્યું હતું. મહારાજા કપુરથલા, જેની કીર્તિ આંતર રાષ્ટ્રીય છે અને જેમની ભાષાની મધુરતા મોહ ઉપજાવે એવી છે એમણે પણ એ ઠરાવને અનુમોદન આપ્યું હતું. એક પણ વિરૂદ્ધતા સિવાય આ ઠરાવને આવકાર મળ્યો. ટુંકું પણ બહુજ અસરકારક દલીલવાળું કાશ્મીર નરેશનું ભાષણ સાંભળનારને ગમે તેવું હતું. ઠરાવના કારણનું સ્પષ્ટ નિદાન જે બીજા કોઈ ભાષણમાં દેખાતું ન હતું, તે સાંભળ્યું છે કે તેમણે કરી બતાવ્યું હતું. એમણે કહ્યું હતું કે દરેક રાજાના બે સંબંધો છે. રાજ્યની અંદરના "Internal" અને રાજ્યની બહારના "External." રાજ્યની બહારનો તત્કાલ સંબંધ બ્રિટિશ ગવર્નમેંટ સાથેનો છે. તેઓની સાથેની મૈત્રી ટકી રહ્યાની સાથે તે હસ્તક્ષેપ ન કરી શકે એટલા માટે આપણે આપણી કરારથી અને વખતો વખત ના. શહેનશાહના જાહેર વચનથી—"announcement"થી રક્ષાયલી સ્થિતિ સુદૃઢ રહે એવું કરવું જોઇએ; જે અત્યારે તપાસ માટે નીમાયલી કમિટિના પ્રયાસને અંતે કરી શકીશું, એમ મને આશા છે. પણ રાજ્યની અંદરની વ્યવસ્થા માટે આપણે સ્વતંત્ર છીએ અને એ વ્યવસ્થાને સુદૃઢ કરવાને એ સ્વતંત્રતા બહુ કામ લાગે એમ છે. એનો ઉપયોગ બીકાનેરના ના૰ મહારાજાના ઠરાવમાં સૂચવેલી સુધારણામાં સમાયેલો છે. આપણી પોતાની ઇચ્છા છે કે કોઈની પણ ડખલગીરી વગર આવાં કાર્યોથી લોકોને આપણે સંતોષી શકીએ તો રાજ્યોની હયાતિ સુદૃઢ થાય છે. "આપણે લોકોમાંના જ છીએ. ઘણા વર્ષોથી, ઘણા કાળથી, રાજા પ્રજા એક બીજાનાં અંતઃકરણોને ઓળખે છે. પ્રજા પાલનના નિયમો રાજા અને રાજ્યભક્તિના નિયમો પ્રજા, પાળે તો બન્નેની સલામતી અને રાજ્યની હયાતી મેળવી શકાય—જાળવી શકાય. એને માટે આ ઠરાવ ખાસ અગત્યનો છે." એવી મતલબનું ટુંકાણમાં પણ અસરકારક રીતે પતીઆળા નરેશ બોલ્યા હતા. છેવટે એ ઠરાવ ચેમ્બર પાસે અભિપ્રાય માટે મૂકાયો ના. વાઇસરોયે જે ભાષણ કર્યું તે ખરેખર એમના ઉંચા દરજ્જાને, હીંદ અને રાજસ્થાનો બન્નેને સમાન દૃષ્ટિએ જોનાર ઉપરી સત્તા તરીકે, અને એક ધાર્મિક હૃદયના રાજ્યનીતિજ્ઞને

ખેડુત તેને ખરીદ કરી પોતાની ખેડમાં તેનો ઉપયોગ કરી શકતો નથી. એટલા માટે દરેક દેશીરાજ્યે બહારથી દરેક પ્રકારનું સારામાં સારૂં બી લાવી સસ્તા દરે પોતાના ખેડુતોને તેનું વાવેતર કરવા આપવું જોઇએ. દરેક દેશીરાજ્ય ઇચ્છે તો છે, કે પોતાના રાજ્યના ખેડુતની અને ખેતીની સ્થિતિ શી રીતે સુધરે? પરંતુ એ ઇચ્છા માત્રથી તે સુધારણા થતી નથી પણ તેને માટે અખ્તરાઓ કરી કંઇક અમલી કાર્ય કરવામાં આવે તો ખેતીની સુધારણાની ગુચ ઉકલી શકે. કોઇ પણ અખ્તરો તે માત્ર અખ્તરો હોવાથી નિષ્ફળ જશે એમ માની લઇ તે તરફ ઉપેક્ષા કરવી એ ડહાપણ નથી. કારણ કે કોઇ પણ કાર્ય પૂરેપૂરી રીતે જો સફળ થતું હોય તો તે અખ્તરામાંથી જ સફળ થાય છે એ અબાધિત સિદ્ધાંત છે. અત્યારે ખેતીવાડી કમીશન પોતાનો રિપોર્ટ તૈયાર કરે છે અને તેની તપાસની મર્યાદામાં ઉપરોક્ત પ્રશ્નો આવી જાય છે, એટલું જ નહીં પણ કમીશન સમક્ષ આ વિષય ચર્ચાયો પણ છે. એટલે અમે આશા રાખીએ છીએ કે કમીશન આ સંબંધમાં પોતાની ભલામણો-દેશીરાજ્યોને પણ ઉપયુક્ત થાય તેવી રીતે-સ્પષ્ટ રૂપમાં કરે; કે જેથી દેશીરાજ્યોને તે માર્ગ દર્શક થઇ પડે.

---

## ધરમપુર-વલસાડ રેલ્વે.

સુરત એજન્સિનાં ત્રણ મોટાં રાજ્યો સચીન, ધરમપુર અને વાંસદાની મુંબાઇના ગર્વનર સર લેસ્લી વીલ્સને ગયા માસમાં મુલાકાત લીધી હતી. આ ત્રણે રાજ્યોમાં ના. ગર્વનરની મુલાકાત નિમિત્તે પ્રજા ઉપયોગી કેટલાંક સ્થાઈ કાર્યો થવા પામ્યા હતાં. તે પૈકી સૌથી અગત્યનું કાર્ય વલસાડ-ધરમપુર રેલ્વે બાંધવાના પ્રશ્નને લગતું હતું. ધરમપુર રાજ્યની ના. ગવર્નરની મુલાકાત પ્રસંગે રાજ્યની સમગ્ર પ્રજાએ તે નામદારને અભિનંદન પત્ર આપતાં વલસાડથી ધરમપુર સુધીની રેલ્વેની તાત્કાલિક આવશ્યકતાનો ઉલ્લેખ કર્યો હતો. ધરમપુર રાજ્યનો ઘણો ભાગ જંગલ પ્રદેશછે એટલે જો વલસાડથી ધરમપુર સુધીની રેલ્વે તૈયાર થઇ જાય તો તેથી એ પ્રદેશમાં રહેનારી પ્રજાને મુસાફરીની અનુકૂલતા થવા ઉપરાંત રાજ્યને તેમજ વ્યાપારીઓને પણ ઇમારતી લાકડાં, ચોખા વગેરે માલ લઇ જવાની ઘણી સરલતા પડે. જોકે વલસાડથી ધરમપુરનો લગભગ વીશ માઇલનો રેલ્વે સંબંધ અત્યારે જોડાય એમ છે પરંતુ ધરમપુર રાજ્યના આંતર ભાગમાં જો પછી રેલ્વે લાઇન વધારવામાં આવેઅને તેને ઠેઠ નાશીક સુધી લઈ જવામાં આવે તો ગુજરાતનો દક્ષિણ સાથે વ્યાપારી સંબંધ સહેલાઇથી સાધી શકાય. ના. ગવર્નરે આ પ્રસંગે "વિલ્સન હીલ" નામની શીતલ ટેકરી કે જેને ધરમપુરની પ્રજા પંગાર બારીના નામથી ઓળખે છે, તે ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી. "વીલ્સન હીલ" સમુદ્રની સપાટીથી ૨૩૦૦ ફીટ ઉંચે છે. એટલે જો રેલ્વેનું કામ તાત્કાલિક હાથમાં લેવામાં આવે તો "વીલ્સનહીલ" ની ખીલવણી પણ સહેલાઇથી થઇ શકે. તેમજ ઉન્હાળો ગાળવા જેઓ ઉત્તર-દક્ષિણમાં દૂર સુધી ભારે ખર્ચ કરી જવા અશક્ત હોય તેઓ અને તેમાંય ખાસ કરીને ગુજરાતીઓ અને નજીકના દાક્ષિણાત્યો શીતલ ટેકરીનો ઓછે ખર્ચે સહેલાઈથી લાભ

લઇ શકે. પણ અમને લાગે છે, કે આ ટેકરીની લોકપ્રિયતા સત્વર કરી શકાય એટલા માટે ધરમપુર રાજ્યેજ એ દિશામાં પ્રાથમિક પ્રયત્ન કરવા જોઇએ. જેથી લોકો આકર્ષાય બેશક આનો મુખ્ય આધાર વલસાડ-ધરમપુર રેલ્વેની પ્રગતિ ઉપર છે. હીંદી સરકારે ટ્રાફિકની સર્વે કરવાનો હુકમ કર્યો છે અને ના. ગવર્નરે પણ આ પ્રશ્ન તરફ સહાનુભૂતિ ભર્યું ધ્યાન આપવાની પોતાના ભાષણમાં ખાત્રી આપી છે એટલુંજ નહીં પણ રાજ્યના પૂર્વ તરફના ભાગમાં રેલ્વે વધારી લઈ જવાનું જણાવ્યું છે. તેમ રેલ્વેનું કાર્ય ઝડપથી સાધી શકાય એટલા માટે ધરમપુર રાજ્યે પણ પોતાની ઉત્સુકતા દર્શાવી છે. એટલે અમને લાગે કે વલસાડથી ધરમપુર સુધીનો સળંગ વ્યવહાર થતાં તો ઓછામાં ઓછો વિલંબ થશે. ધરમપુરના મહારાજા આ રેલ્વેના પ્રશ્નમાં ઘણો રસ લે છે અને પોતાના રાજ્યમાં રેલ્વે થાય તો તેને માટે બની શકતો બધો ભોગ આપવા તેઓ ઉત્સુકતા ધરાવે છે. ધરમપુર રાજ્ય પોતે આ વિષયમાં શું કરી શકે એમ છે તે સંબંધી વિગતસર હકીકત થોડા વખતમાં રેલ્વે બોર્ડ સમક્ષ રજુ કરશે એટલે આ કાર્યને ત્વરિત વેગ મળશે એવું અમે માનીએ છીએ.

---

## એક અગત્યનો ઠરાવ.

પોરબંદર ખાતે કાઠીઆવાડ રાજકીય પરિષદની ચોથી બેઠકમાં જે ઠરાવ પસાર કરવામાં આવ્યા હતા.-તેમાં એક મહત્વનો ઠરાવ એ પસાર કરવામાં આવ્યો હતો કે "રાજા પ્રજા વચ્ચે કોઇ પણ પ્રકારની ગેર સમજ ન થાય, અને આ પરિષદને પોતાની શક્તિનું પૂરે ભાન રહે તે હેતુથી, અને કેટલાક સમય થયાં ચાલતી આવેલી પ્રથાને નિશ્ચિત કરવા સારૂ, આ પરિષદ ઠરાવ કરે છે, કે આ પરિષદ કોઇ પણ રાજ્યને વિષે વ્યક્તિગત તેની નીંદા અથવા ટીકા રૂપ કોઈ પણ ઠરાવ નહીં કરે." આ ઠરાવની કૃતિ ગાંધીજીની છે. અને તેઓશ્રીની સલાહને માન્ય રાખી રાજકીય પરિષદે એ ઠરાવનો સર્વાનુમતે સ્વીકાર કરી ડહાપણ વાપર્યું છે. અલબત્ત પરિષદ ઉપર આ ઠરાવ એક અંકુશ રૂપ હોઈ તેનું કાર્યક્ષેત્ર મર્યાદિત થાય છે, પણ આ ઠરાવ સંબંધી સ્પષ્ટિ કરણ કરતાં ગાંધીજી જણાવે છે, કે પરિષદની વિષય વિચારણી સભા સમક્ષ હરકોઇ કાઠીઆવાડી રાજ્યના દોષોનું વિવરણ થઈ શકે. ખરૂં જોતાં વિષય વિચારિણી સભા, એ પરિષદનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવનારૂં અંગ છે. તેમજ એ સભાની કાર્યવાહી પણ બહુધા પરિષદની જાણ બહાર રહેતી નથી એટલે અમને લાગે છે, કે સદરહું ઠરાવને પૂરેપૂરો અર્થસાધક બનાવવા સંભવ છે કે વિષય વિચારિણી સભાને પણ ભવિષ્યમાં ઉપરોક્ત ઠરાવની મર્યાદા સ્વીકારવી પડે અને તેને પણ પોતાનું રાજદ્વારી કાર્યક્ષેત્ર સંકુચિત કરવું પડે. કારણ કે તેમ થયા વગર પરિષદમાં જે હેતુથી ઉપરોક્ત ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તે હેતુને પૂરેપૂરી સફળતા મળવી સંભવિત નથી. કારણ કે આ ઠરાવ ઉપરથી માત્ર એટલું જ ફલિત થાય છે કે જાહેરમાં થતી ચર્ચાને તેના મર્યાદિત ક્ષેત્રમાં સંકેલી લેવી. હાલની પરિસ્થિતિમાં આ માર્ગ વ્યવહારૂ હશે પરંતુ એ તેનું વ્યવહારપણું ભાગ્યેજ સિદ્ધ કરે!

---

# રોજનિશી

૨ જી. જાને. દિલ્હી. લોર્ડ ઈરવીને પાર્લામેંટરી કમીશનના સંબંધમાં વડીધારાસભા સમક્ષ નિવેદન કર્યું.

૫ મી. જાને. અખીલ સમિતિએ ગ્વાલીઅરની મુલાકાત લીધી.

૯ મી. જાને. રેવા. લોર્ડ ઇરવીનની રેવા રાજ્યની મુલાકાત.

૧૩ મી. જાને. અમદાવાદ. ગુજરાત વિદ્યાપીઠનો પદવી સમારંભ.

૧૬ મી. જાને. ખેલ્હાપુર. નવા રેસીડેન્ટ મેજર એલ. ઇ. લેંગના માનાર્થે દરબાર.

૧૯ મી. જાને. વાંકાનેર. ચૅ ન મી ફેવીની મુલાકાત.

૨૦ મી જાને. બીકાનેર. રાજ્યની ધારાસભા સમક્ષ બીકાનેર નરેશે દેશી રાજ્યોના હાલના પ્રશ્નો સંબંધે પોતાના વિચારો દર્શાવ્યા.

૨૦ મી. જાને પોરબંદર ચોથી કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની બેઠક.

૨૧ મી જાને. મોરબી ઓન મિ. ફેલીએ વૉટસન કલબ ખુલ્લી મૂકી

૨૩ મી. જાને. વરતેજ. ગાંધીજીએ રામજી મંદીરનો પાયો નાખ્યો.

૨૩ મી. જાને જોધપુર. લોર્ડ ઇરવીનની મુલાકાત.

૨૬ મી. જાને. પતીયાલા ના. જામસાહેબે ખેતીવાડીનું પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

૨૬ મી જાને. ઉદેપુર. લોર્ડ ઇરવીનની મુલાકાત

૨૭ મી. જાને. અમરેલી. ખેતીવાડી પ્રદર્શન.

૨૭ મી. જાને. દેશી રાજ્યોમા વસંત દરબાર દિન

૨૮ મી. જાને. પતીયાલા. ઇન્ડીયન સ્ટેટ્સ ઇન્કવાયરી કમીટી પતીયાલામાં.

૨૯ મી. જાને. પતીયાલા. હીંદી કુસ્તીબાજ ગામાએ યુરોપના જર્મન કુસ્તીબાજ ઝીબસ્કોને મહાત કર્યો.

૨૯ મી. જાને. ચીતોડ. લોર્ડ ઇરવીનની મુલાકાત.

૩૦ મી. જાને. અર્લ હેગનું અવસાન.

૩૦ મી. જાને. ત્રીપરાના મહારાજ ગાદી નશીન થયા.

૩૦ મી. જાને. સચીન. સર લેસ્લી વીલસનની સચીન સ્ટેટની મુલાકાત

૩૧ મી. જાને ધરમપુર સર લેસ્લી વીલસનની ધરમપુરની મુલાકાત.

૩૧ મી. જાને. બીકાનેર. ઇન્ડીયન સ્ટેટ ઇન્કવાયરી કમીટીની બીકાનેરની મુલાકાત.

પુ. ૧ લું ] માર્ચ ૧૯૨૮ [ અંક ૬ ઠ્ઠો

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From A Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ : ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂા. ૬ ] [ Annual Subscription Rs 6

# રોજનિશી

૨ જી. જાને. દિલ્હી. લોર્ડ ઈરવીને પાર્લામેંટરી કમીશનના સંબંધમાં વડીધારાસભા સમક્ષ નિવેદન કર્યું.

૪ થી. જાને. ગ્રામીણ સમિતિએ ગ્વાલીઅરની મુલાકાત લીધી.

૯ મી. જાને. રેવા. લોર્ડ ઇરવીનની રેવા રાજ્યની મુલાકાત.

૧૩ મી. જાને. અમદાવાદ. ગુજરાત વિદ્યાપીઠનો પદવી સમારંભ.

૧૬ મી. જાને. કોલ્હાપુર. નવા રેસીડેન્ટ મેજર એલ. ઇ. લેંગના માનાર્થે દરબાર.

૧૯ મી. જાને. વાંકાનેર. ઑન. મી. કેલીની મુલાકાત.

૨૦ મી. જાને. બીકાનેર. રાજ્યની ધારાસભા સમક્ષ બીકાનેર નરેશે દેશી રાજ્યોના લાગતા પ્રશ્નો સંબંધે પોતાના વિચારો દર્શાવ્યા.

૨૦ મી. જાને. પોરબંદર. ચોથી કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ની બેઠક.

૨૧ મી. જાને. મોરબી. ઓન. મિ. કેલીએ વૉટસન કલબ ખુલ્લી મૂકી.

૨૩ મી. જાને. વરતેજ. ગાંધીજીએ રામજી મંદીરનો પાયો નાખ્યો.

૨૩ મી. જાને. જોધપુર. લોર્ડ ઇરવીનની મુલાકાત.

૨૬ મી. જાને. પતીયાલા ના. જામસાહેબે ખેતીવાડીનું પ્રદર્શન ખુલ્લું મૂક્યું.

૨૬ મી. જાને. ઉદેપુર. લોર્ડ ઇરવીનની મુલાકાત.

૨૭ મી. જાને. અમરેલી. ખેતીવાડી પ્રદર્શન.

૨૭ મી. જાને. દેશી રાજ્યોમાં વસંત દરબાર દિન.

૨૮ મી. જાને. પતીયાલા. ઇન્ડીયન સ્ટેટ્સ ઇન્કવાયરી કમીટી પતીયાલામાં.

૨૯ મી. જાને. પતીયાલા. હીંદી કુસ્તીબાજ ગામાએ યુરોપના જર્મન કુસ્તીબાજ ઝીબસ્કોને મહાત કર્યો.

૨૯ મી. જાને. ચીતોડ. લોર્ડ ઇરવીનની મુલાકાત.

૩૦ મી. જાને. અર્લ હેગનું અવસાન.

૩૦ મી. જાને. ત્રીપરાના મહારાજા ગાદી નશીન થયા.

૩૦ મી. જાને. સચીન. સર લેસ્લી વીલસનની સચીન સ્ટેટની મુલાકાત.

૩૧ મી. જાને. ધરમપુર. સર લેસ્લી વીલસનની ધરમપુરની મુલાકાત.

૩૧ મી. જાને. બીકાનેર. ઇન્ડીયન સ્ટેટ ઇન્કવાયરી કમીટીની બીકાનેરની મુલાકાત.

તેમણે જે કહેલું તે ફરી કહ્યું કે " જે ગંભીરતા પૂર્વક સત્યથી વિચાર કરે છે તે એક વાત તરફ દુર્લક્ષ ન રાખી શકે કે આપણું ભવિષ્ય, છેક નહીં તો મોટે ભાગે આપણા પોતાના–રાજકર્તાઓના–ઉપર, અને પરમેશ્વરે રાજાઓને જે જવાબદારી સુપ્રત કરી છે તે કેટલે દરજ્જે અદા કરે છે તેના ઉપર તેમજ આપણે કઇ રીતે રાજ્ય વહીવટ ચલાવીએ છીએ તે ઉપર અને રાજ્યનું તથા પ્રજાનું કલ્યાણ કરવાના મુખ્ય પ્રશ્ન ઉપર આપણે કેટલું કેટલું લક્ષ આપીએ છીએ તેના ઉપર રહેલું છે. અત્યારે સમય વિકટ છે. અમુક પ્રકારના રાજદ્વારી વિચારના માણસોનું વલણ આપણી તરફેણમાં નથી તે પણ ધ્યાનમાં લેવું જોઇએ. જમાનો બદલાતો જાય છે. રાજાઓએ અને રાજ્યોએ પણ હાલના વાતાવરણને અનુકૂળ થવું પડશે. આપણામાંના ઘણા રાજ્યોએ તો અમુક ધ્યેય તરફ પહોંચવાને ઉઠાવેલી ઝુંબેશમાં સફળતા મેળવી છે, તે ખુશી થવા જેવું છે. જ્યારે બીજી બાજુએ નિઃસંદેહ કેટલાંક રાજ્યોમાં સુધારણાની જરૂર છે. રાજકર્તાઓને અને એમના દિવાનોને ઘટે છે, કે તેમણે પોતાની ફરજ બજાવવામાં લગાર પણ કચાશ ન રાખવી. કારણ કે જો આપણે આપણી ફરજ યોગ્ય રીતે બજાવીશું અને જવાબદારી નહીં ભૂલીએ તો દયાળુ પ્રભુ જરૂર આપણને યોગ્ય માર્ગે દોરશે. " ન્યાય અને કારોબારી ખાતું અલગ કરવાનો ઉલ્લેખ કરતાં અને રાજ્યના વહીવટમાં વચ્ચે પડવાની પદ્ધતિ વખોડતાં અને પોત પોતાના રાજ્યમાં સુધારા દાખલ કરવાની વિનતિ કરતાં તે નામદારે સારા રાજ્યવહીવટ માટે આટલા મુદ્દા જણાવ્યા. ( ૧ ) રાજકર્તાએ ચોક્કસ રકમ ખાનગી ખર્ચ માટે રાખી, અંગત ખર્ચ તેમજ રાજ્ય ખર્ચ જુદાં પાડવાં. ( ૨ ) કાયદો અને વ્યવસ્થા જાળવવા હોંશિયાર અને પ્રામાણિક પોલીસ રાખવી. જાનમાલનું રક્ષણ કરવું. ( ૩ ) ન્યાયખાતું સાવ સ્વતંત્ર રાખવું. ( ૪ ) કાયદાની સત્તા, તેનું નિશ્ચતપણું, તેની સમાનતા, તેનું પાલન અને સ્થાનિક સંયોગો લક્ષમાં લઇ જરૂર પડે ત્યાં બ્રિટિશ કાયદા કરતાં સુધારો વધારો. (૫) જાહેર નોકરીઓની સ્થિરતા (૬) સુયોગ્ય અવિચ્છિન્ન રાજ્ય વહીવટ ( ૭ ) પ્રજાના સામાન્ય હિત અને સંતોષ માટે રાજ્ય વહીવટ. ત્યાર બાદ મહારાજાએ રાજકર્તાનું અંગતખર્ચ, રાજ્યખર્ચથી જુદું જોઇએ તેનો ઉલ્લેખ કરતાં કહ્યું કે અસલના હીંદુ રાજાઓને પણ અમુક ચોક્કસ રકમ કે રાજ્યની કુલ આવકના અમુક ટકા જ લેવાનો અધિકાર હતો. તેમ બીજાં અર્વાચીન રાજ્યોમાં પણ ઉપરોક્ત એમાંથી એક રીતે "Civil list" નક્કી કરેલું હોય છે. દરેક સંયોગોમાં આવકના અમુક ટકા લઇ ન શકાય તેવું બને નહીં તે વાતનો સ્વીકાર કરતા છતાં તેમણે જણાવ્યું કે જો આ પ્રમાણે કડક રીતે નિયમ પાળવામાં નહીં આવે તો જે દ્રવ્ય પ્રજાના જીવન વિકાસ માટે, નાગરિકો માટે અને રાજ્યના સામાન્ય હિત અર્થે વપરાવું જોઇએ તે નહીં વપરાય. અને તે સ્થિતિ રાજ્ય, રાજકર્તા અને તેના વંશને માટે અનિષ્ટ છે. આ પ્રમાણે રાજ્યમાં સુધારાની અગત્ય, ખાનગીખર્ચ જુદું રાખવાની જરૂરીઆત તથા આવકના અમુક ટકા જ લેવા એ વગેરે બાબતો કહી બીકાનેરના મહારાજાએ નરેંદ્રમંડળમાં હાજર રહેલા રાજકર્તાઓને

જણાવ્યું કે રાજાઓની કીંમત તેમની પ્રજામાં શાંતિ અને સંતોષ કેટલે અંશે ફેલાઇ શકે છે અને પ્રજામાં વફાદારી તથા માન કેટલે અંશે ઉપજાવી શકે છે તેના ઉપર અંકાશે. ત્યાર બાદ ના. વાઇસિરોયે કેટલુંક વિવેચન કર્યું. તેમાં તેમણે ખાસ ઈસારો કર્યો કે રાજકર્તાઓ દરેક વર્ષે યુરોપમાં મુસાફરીએ જાય છે. તે મારા અભિપ્રાય પ્રમાણે રાજ્યની મહેસુલનો દુર્વ્યય છે. એટલુંજ નહીં પણ તેથી રાજાની અંગત દેખરેખના લાભથી રાજ્ય વંચિત રહે છે.

## સરલેસ્લી સ્કૉટની યોજના.

બટલર કમિટિએ જામનગરની મુલાકાત લીધી તે પ્રસંગે કાઠીઆવાડમાંથી કેટલાક રાજકર્તાઓ, એડમીનીસ્ટ્રેટરો, દિવાનો અને કારભારીઓએ હાજરી આપી હતી. નરેંદ્રમંડળ તરફથી રોકવામાં આવેલા ધારાશાસ્ત્રી સર લેસ્લી સ્કૉટે પણ આ પ્રસંગે જામનગરમાં હાજરી આપી હતી. સર લેસ્લી સ્કૉટ બટલર કમિટિ સમક્ષ રાજકર્તાઓ વતી વિચારો અને યોજના રજુ કરનાર છે એટલા માટે તેમના વિચાર જાણવા એક નાની કોન્ફરંસ ગોઠવવામાં આવી હતી. આ કોન્ફરંસ સમક્ષ પોતાની યોજનાની રૂપરેખા સર લેસ્લી સ્કૉટે રજુ કરી હતી. તેમણે કહ્યું કે દેશી રાજ્યોમાં ન્યાય અને કારોબારી વહીવટ ફેરવવાની ખાસ આવશ્યક્તા છે. ઉપરાંત ( ૧ ) કરારનામા અને સનદો, પવિત્ર અને પ્રમાણિક હેતુ પૂર્વક થયાં હોય છતાં ત્યાં તેનો ભંગ ઇરાદાપૂર્વક થયો હોય ત્યાં તે હકીકત પૂરાવા સાથે બટલર કમિટિ, હીંદી સરકાર અને પાર્લામેંટ પાસે મૂકાવી જોઇએ. ( ૨ ) સરકાર પોતાના રાજદ્વારી નિર્ણયોને માટે કારણ ન દર્શાવતાં છુપાવે છે, આમ શા માટે? આ હકીકત કમિટિ તેમજ પાર્લામેંટ સમક્ષ મૂકાવી જોઇએ. ( ૩ ) ૭ સભ્યોની એક સ્ટેટ્યુટરી કૌંસીલ નીમવી. આ કમિટિમાં પ્રમુખ વાઈસિરોય, નરેંદ્રમંડળમાંથી વાઈસિરોયે ચુંટેલા ત્રણ સભ્યો અને બાકીના બે સભ્યો ઇંગ્લેંડથી નિમાય. આ કૌંસીલ પરસ્પર રાજકર્તાઓના તેમજ રાજકર્તા અને સરકાર વચ્ચેના વાંધાઓનો નિકાલ કરે. અને તેના નિર્ણય સામે પ્રીવી કૌંસીલને અપીલ થઈ શકે. ત્રીજા અને ચોથા વર્ગનાં રાજ્યોને નરેંદ્રમંડળમાં સ્થાન મળવું જોઈએ, એવી મતલબની પણ આ કોન્ફરંસમાં ચર્ચા થઈ હતી.

## ધરમપુરને પડેલી ખોટ.

ધરમપુર રાજ્યના લોકપ્રિય દિવાન શ્રીયુત અનુપચંદ જગજીવન મોદી બી. એ; એલ એલ, બી. ના અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે. જૂના વખતથી રાજકારણમાં આગળ પડતા રાજકોટના એક પ્રસિદ્ધ કુટુંબના તેઓ હતા. પોતાની કારકીર્દિની શરૂઆત તેમણે રાજકોટ સ્ટેટમાં સર ન્યાયાધીશ તરીકે શરૂ કરી, પછીથી પોતાની ઉચ્ચ શક્તિને લીધે લાઠી, મૂળી અને જેતપુરમાં મેનેજર તરીકે અને લીંબડી તથા વઢવાણ રાજ્યના દિવાનના અગત્ય હોદ્દા તેમણે ભોગવ્યા. ઉક્ષા ચૂડામાં મેનેજર હતા, ત્યાંથી ૧૯૨૧ માં તેઓ ધર-

મપુર રાજ્યના દિવાન નીમાયા. આ હોદ્દા ઉપર અવસાન પર્યંત રહ્યા. હાલના મહારાણા શ્રી વિજય દેવજીની કારકીર્દિમાં ધરમપુર રાજ્યનો પ્રગતિ કારક વહીવટ સદ્દગતની ડહાપણ ભરેલી સલાહ અને સૂચનને કાંઇ ઓછો આભારી નથી. મહારાણા શ્રી વિજય દેવજી જ્યારે ૧૯૨૪–૨૫ માં પાશ્ચાત્ય દેશોના પર્યટને ગયા, ત્યારે તે નામદારે બધોયે રાજ્ય વહીવટ મર્હુમના હસ્તક મૂક્યો હતો. વહીવટની આ ભારે જવાબદારી વિશ્વાસ અને માનપૂર્વક તેમણે સ્વીકારી અચ્છી રીતે પ્રજાપ્રેમ સંપાદન કર્યો, જેની ના૦ મહારાણાશ્રીએ અતિ પ્રશંસા કરી હતી. મર્હુમ એક કુશળ રાજ્યનીતિજ્ઞ, કાર્યદક્ષ, અને સહિષ્ણુ પ્રકૃતિના હતા. તેમના અવસાનથી ધરમપુર રાજ્યને એક ઉત્તમ કારોબારી, મહારાણાશ્રીને એક વિશ્વાસ પાત્ર મંત્રી અને મિત્ર અને પ્રજાને એક માર્ગ દર્શકની ખોટી પડી છે. મર્હુમના કુટુંબને ધરમપુર રાજ્ય સાથે નિકટ સંબંધ છે અને સ્વ. દિવાન વ્રજલાલ મોદીને પોતાના અંગત મિત્ર તરીકે હજુ પણ સંભારે છે તેમાં શ્રીયુત અનુપચંદભાઇનું અવસાન થયું એટલે આપણને—આખા રાજ્યને માટે અને મહારાણાશ્રી માટે તો—ખાસ લાગણી થાય એ સ્વાભાવિક છે. તેઓ પોતાની પાછળ એક ભાઇ અને વિસ્તૃત કુટુંબ મૂકી ગયા છે. અમે ઇચ્છીએ છીએ કે મર્હુમનું કુટુંબ પોતાની ચાલી આવેલી પ્રણાલિકા પ્રમાણે ધરમપુર રાજ્યની સેવા કરતું રહે.

# માસિક નોંધ.

## કચ્છ રાજ્યની રેલ્વે પ્રવૃત્તિ.

કચ્છ રાજ્યે બંદરના વિકાસની સાથે સાથે રેલ્વેના વધારાનું કાર્ય પણ હાથમાં લીધું છે. કચ્છનાં બંદરો પણ કાઠીઆવાડનાં કોઈ પણ આગળ વધેલા બંદર જેટલો જ વિકાસ પામી શકે એમ છે એટલું જ નહીં પણ એ બંદરો કરતાં બીજી કેટલીક વિશેષ અનુકૂલતા ધરાવે છે. લૉર્ડ ઇરવીનની મુલાકાત વખતે ના. મહારાવશ્રીએ આવા એક બંદરનો વિકાસ કરવાનો ઉલ્લેખ કર્યો હતો. અને આવી ધારણા પ્રમાણે બંદરનો વિકાસ સંપૂર્ણ કળાએ થાય તો સ્વાભાવિક રીતે માલના નિકાસ વ્યવહારની આવશ્યકતા ઉભી થાય. અમે સાંભળ્યું છે, કે આટલાજ માટે ના૦ મહારાવશ્રી કંડલા–અંજાર રેલ્વેને આગળ વધારી ડીસા કે તેની નજીકમાં રાજપુતાના માળવા રેલ્વે સાથે જોડી દેવા ઇચ્છા રાખે છે. અને અત્યાર પહેલાં ભચાઉ સુધી ૨૧ માઇલની રેલ્વે લાઇન બંધાવાનું નક્કી પણ થયું જણાય છે. કચ્છનો કાર્યવેગ મંદ મનાય છે, પરંતુ છેલ્લા એક બે વર્ષમાં કચ્છમાં જે ઝડપી રેલ્વે પ્રગતિ થઇ છે, તે જોતાં ઉપરોક્ત ધારણાની સફળતાની વિશેષ રાખી શકાય છે. કારણ કે જો કચ્છમાંથી ડીસા સુધી રેલ્વે લાઇન

કરવામાં આવે તો કચ્છ કે કાઠીઆવાડની બહારના ઉત્તર હીંદના કોઇપણ ભાગને, રેલ્વે માર્ગે કચ્છનું કંડલા બંદર બીજાં બંદરોની સરખામણીમાં નજીકમાં નજીક થઇ પડે, અને એટલે અંશે નિકાસ વ્યાપારની અનુકૂલતા થાય, ઓછામાં ઓછી રીતે માલની હેરવણી ફેરવણી થાય અને માલ સસ્તો પડે, એમ ધારવામાં આવે છે. બેશક, આ પ્રમાણે રેલ્વે લાઇન બાંધવામાં પાલણપુર, મહીકાંઠાનાં તેમ જ રાજપુતાનામાં બીજાં રાજ્યોની હદનો ઉપયોગ કરવો પડે, તે આ રાજ્યોના સંપૂર્ણ સહકાર વગર બની શકે નહીં. અને એટલે અંશે આ સવાલમાં મુશ્કેલીઓ ઉભી છે. તેમ છતાં ના૦ મહારાવશ્રી તેની ઉપયોગીતા લક્ષમાં લેતો એ મુશ્કેલી એમની વ્યવહાર કુશળતાને અંગે સહજ દૂર કરી શકે એમ અમને લાગે છે. પરંતુ વ્યાપારી દૃષ્ટિ કરતાં પણ વધારે તો કચ્છી પ્રજાની અનુકૂલતાની નજરે અમે આવી રેલ્વેની ઉપયોગિતા સ્વીકારીએ છીએ. કારણ કે કેવલ આર્થિક નજર ઉપર જ કરેલાં કાર્ય હમેશાં આર્થિક સફળતા નથી આપી શકતાં. અમે ઇચ્છીએ છીએ કે ના૦ મહારાવશ્રી આ વિચાર-તેને કાળ ગળી જાય તે પહેલાં-અમલમાં મૂકે.

---

## દેશીરાજ્યોમાં અધિકારીવર્ગ.

પતીઆલા રાજ્યની પોતાની મુલાકાત પ્રસંગે ના૦ વાઇસરોય લોર્ડ ઇરવીને પોતાના સત્કારના પ્રત્યુત્તરમાં જે વિચારો દર્શાવ્યા હતા, તેમાં તેમણે એક મહત્વની બાબત એ કહી હતી કે " the principle necessity for a personal ruler is that he should be able to choose wise counsellors and having chosen them that he should trust them and encourage them to tell the truth, whether or not it is palatable. " મતલબ કે " એક રાજકર્તાને માટે મુખ્ય આવશ્યકતા ડાહ્યા કારોબારી અધિકારીઓની પસંદગી કરવાની છે. આ પ્રમાણે પસંદગી કર્યા પછી રાજકર્ત્તાએ તેમનામાં વિશ્વાસ રાખવો જોઇએ અને પોતાને રૂચે કે ન રૂચે તો પણ તેઓ પોતાની પાસે સત્ય હકીકત કહે એવું તેમને ઉત્તેજન આપવું જોઇએ. " આપણાં દેશી રાજ્યોમાં કેટલીક જગાએ આ કરતાં ઉલટી સ્થિતિ છે. નાના નાના અધિકારી જ નહીં, પણ જવાબદાર અધિકારીઓ-દિવાનપદે પહોંચેલા પણ-પોતાના રાજકર્તાને અનુકૂળ પડે તેવી રીતે વર્તવાની અને તેમને અનુકૂલ પડે તેવું કહેવાની વૃત્તિ ધરાવે છે. આવો અધિકારીવર્ગ જાણતા છતાં પોતાના રાજકર્તા આગળ સ્પષ્ટ વસ્તુસ્થિતિ રજુ કરી શકતો નથી. પરિણામ એ આવે છે કે રાજકર્તા લગભગ હમેશાં સાચી હકીકતોથી બીનવાકેફ રહે છે, અને ભળતાં અનુમાનો ઉપરથી પોતાના અભિપ્રાયો બાંધી બેસે છે. આથી પ્રજા અને રાજકર્તા વચ્ચે પણ એમને એમ ગેરસમજુતી અને અવિશ્વાસ ચાલ્યા જ કરે છે. આ પ્રમાણે કરવાની અધિકારી વર્ગને ઇચ્છા થાય છે એવું નથી, પરંતુ સંયોગોને અંગે પોતાની માન્યતાથી વિરૂદ્ધ જઇને પણ પોતાના રાજકર્તાના અભિપ્રાયને અનુકૂલ થવાનો તે પોતાનો સ્વાભાવિક ધર્મ-વફાદારી-માની બેઠા હોય છે. ભાગ્યે જ કોઈ અધિકારી

આ સ્થિતિમાંથી મુક્ત રહી શકે છે. કારણું કે જો તે પોતાનો સ્હેજ પણ મતભેદ દર્શાવે છે. તો તેના ઉપર બીનવફાદારીનો આક્ષેપ આવે છે, એટલે ગમે તેવો હોશિઆર અધિકારી પણ પોતાના અધિકારનો મોટો ભાગ રાજ્યવહીવટમાં સુધારણાને લગતા પ્રશ્નોની વિચારણાને બદલે પોતાના રાજકર્ત્તાને વચન અને કાર્યથી અનુકૂલ રહેવાની વિચારણામાં ગાળે છે. એટલા માટે તેના ઉપાય તરીકે રાજકર્તાઓ સમક્ષ લોર્ડ ઈરવીને ઉપરનો વિચાર મૂકી, અધિકારી વર્ગને વિચાર સ્વાતંત્ર્ય —માત્ર શબ્દમાં નહી પણ અમલમાં—આપવાની જે ભલામણ કરી છે તે સારા અને નિર્મળ રાજ્યવહીવટ માટે ખરેખર હિતાવહ છે.

## વડોદરા રાજ્યની ત્રીજી પુસ્તકાલય પરિષદ્.

પુસ્તકાલય અને વાચનાલયોની પદ્ધતિસર યોજના, તે તરફ લોકપ્રીતિ અને તે દ્વારા જ્ઞાન પ્રચારનું આવશ્યક કાર્ય સરકારે તો હજી હાથમાં નથી લીધું, પરંતુ દેશી રાજ્યો પૈકી પણ માત્ર વડોદરા રાજ્યમાં જ—રાજ્યની શોભા કે રાજ્યના અલંકારરૂપે નહીં પણ લોકહિતલક્ષમાં રાખી—થાય છે. વડોદરા રાજ્યની પ્રજાને કોઇ પણ સામાજિક કે રાજકીય સુધારણાથી જે લાભ થશે તે કરતાં વિશેષ અને અક્ષય લાભ પરિણામે આ પ્રવૃત્તિથી થશે એટલું જ નહીં પણ શ્રીમંત મહારાજા સયાજીરાવને ખાતે ભવિષ્યમાં આ એક તો અપ્રતિમ કાર્ય જમે થશે, એમ અમે —આ સત્ય છે, કે નહીં તે વિચારી—કહીએ છીએ. આ પ્રવૃત્તિના નિભાવ અર્થે રાજ્ય તરફથી એક મધ્યસ્થ પુસ્તકાલય સંસ્થા ચલાવાય છે. અને આખા રાજ્યમાં આ મુખ્ય સંસ્થાની દૃષ્ટિ અને સત્તા તળે લગભગ એક હજાર નાની મોટી બીજી સંસ્થાઓ ચાલે છે. આ સંસ્થાઓનું ત્રીજું અધિવેશન ચાલુ માસમાં પેટલાદ ખાતે થયું હતું. અને તેમાં પ્રમુખથી માંડી જુદા જુદા વક્તાઓએ પુસ્તકાલય પ્રવૃત્તિની આવશ્યક્તા અને પ્રગતિને અનુરૂપ વિચારો દર્શાવ્યા હતા. આ ખરૂં છે, કે કેટલીક મતભેદ રહિત પ્રવૃત્તિ જ એવી છે, કે જે આપોઆપ તેની અનિવાર્ય આવશ્યક્તા ઉભી કરે છે અને પછી જ્યારે તેને યોગ્ય રીતે પ્રોત્સાહન મળે છે ત્યારે તે ચિરંજીવ પણ આપોઆપ થઇ જાય છે. પુસ્તકાલયપ્રવૃત્તિ પણ એવી જ છે. તેણે થોડાં જ વર્ષોમાં ગામડે ગામડે પોતાની અગત્ય અને ઉપયોગિતા સિદ્ધ કરી છે. લોકો સમક્ષ આ સંબંધી સાહિત્ય પણ ખૂબ મૂકાય છે. વડોદરા રાજ્યની મુખ્ય સંસ્થા તરફથી પુસ્તકાલયોનો કૌટુંબિક સંબંધ જળવાઇ રહે એ હેતુથી "પુસ્તકાલય" નામનું એક માસિક પણ ચલાવાય છે. બીજાં રાજ્યોએ આ આખી પ્રવૃત્તિનું અનુકરણ કરવું જોઇએ અને તેને માટે શરૂઆતમાં ઘટતો આર્થિક ભોગ પણ આપવો જોઇએ. આવતી પરિષદ્ અમરેલીમાં છે, તે વખતે કાઠીઆવાડનાં રાજ્યો પરિષદ્માં પોતાના પ્રતિનિધિઓ મોકલી, તેનો લાભ સહેલાઇથી ઉઠાવી શકશે.

## રા. દામોદરદાસ ભટ્ટ.

ભાવનગર સ્ટેટ રેલ્વેના ઑસિસ્ટંટ ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેન્ટ રા. દામોદરદાસ ભટ્ટ ટ્રાફિકને લગતી વિશેષ તાલીમ મેળવવા આવતા માસની શરૂઆતમાં ઇગ્લેંડ જાય છે. ત્યાંની જાણીતી

L. M. & S. રેલ્વેએ હાલ તુરત એક વર્ષ માટે રા. દામોદરદાસને શિક્ષણ આપવાનું કબૂલ્યું છે. રા. દામોદરદાસે આ પહેલાં ભાવનગર રાજ્યની કૌંસીલ ઑફ એડમીની–સ્ટ્રેશનના પ્રમુખ સર પટ્ટણીના અંગત મદદનીશ તરીકે અને ત્યારપછી સ્ટેટ રેલ્વેના ટ્રાફિક ખાતામાં લગભગ બે વર્ષ સુધી–કેટલોક વખત કામચલાઉ ટ્રાફિક સુપ્રિ. તરીકે પણ–કામ કર્યું છે. એટલે સ્વાભાવિક રીતે તેઓ પોતાના ઇંગ્લેંડના એક વર્ષના વસવાટ દરમિયાન પણ પોતાના ધંધાને લગતું સરસ શિક્ષણ મેળવી લેશે એ વિષે શંકા નથી. ભાવનગર રાજ્ય પોતાના રેલ્વેના અધિકારીઓને આ પ્રકારની વિશેષ તાલીમ મેળવવાનો પ્રબંધ કરી આપે છે તે પ્રશસ્ય અને અનુકરણીય છે એટલે એ સંબંધી વિશેષ પુનરુક્તિ ન કરતાં અમે રા. દામોદરદાસની સફળતા ઇચ્છીએ છીએ.

---

## કરારનામાનું પાલન નથી થયું !

ગુજરાત કાઠીઆવાડનાં રાજ્યો પૈકી બટલર કમિટિએ પાલણપુર, જામનગર અને વડોદરા એ ત્રણ સ્થળોનાં દર્શન લઇ, ત્યાં રાજકર્તાઓને, રાજ્યના કારોબારીઓને તથા રાજ્યના પ્રતિનિધિઓને મળી તેઓના વિચાર જાણ્યા છે. અત્યારે રાજકર્તાઓ સરકાર સાથેના પોતાના સંબંધ વિષે શું ધારે છે, તે સંબંધી નાં૦ જામસાહેબે બટલર કમિટિના સભ્યોને રાજ્યભોજન પ્રસંગે જે શબ્દો કહ્યા હતા તેમાં બરાબર રીતે નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે. નાં૦ જામસાહેબે આ પ્રસંગે વીરોચિત ક્ષાત્રભાવથી પ્રેરાઇને જણાવ્યું કેઃ–

"we credit Government with sincere desire to respect our treaties in letter and in spirit but in practice the results have not kept pace with the intentions and loss of prestige has occurred in many cases which is highly detrimental to good Government and good Government has been the object of both parties. Thus inspite of the identity of interests and the best of intentions on both sides harmonious working is not achieved and the Princes and Chiefs have felt that the treaties are not faithfully observed inspite of the repeated pledges and assurances in the past.

અર્થાત્ કે "બ્રિટિશ સરકારની કરારનામાઓને વળગી રહેવાની નિખાલસ ઇચ્છા છતાં તેનો અમલ થયો નથી. એટલું જ નહીં પણ કેટલાક પ્રસંગોમાં તો અમારી પ્રતિષ્ઠાને હાનિ પહોંચી છે. જ્યારે પ્રતિષ્ઠા એ સારા રાજ્યવહીવટ માટે આવશ્યક છે. અને દેશી રાજ્ય તથા બ્રિટિશ સરકાર બન્નેનું એ ધ્યેય છે. આ રીતે સમાન હિત છતાં નિખાલસ ભાવે સહકારપૂર્વક વર્તવાનું બની શક્યું નથી. અને રાજા મહારાજાઓ માને છે, કે ભૂતકાળમાં વચન અને ખાત્રી આપ્યા છતાં કરારનામાઓનું અક્ષરશઃ પાલન કરવામાં આવ્યું નથી." વચન પાલનના સંબંધમાં નાં૦ જામ સાહેબનું આ, સરકારને સ્પષ્ટ અને ખુલ્લું આહ્વાહન છે,

પરંતુ એમ છતાં રાજકર્ત્તાઓ પાસે એવી બંધારણપૂર્વકની કે બીજી કોઈ સત્તા નથી કે કરારનામાઓના પાલનમાં જે ક્ષતિ થતી હોય તે અટકાવી શકે. નરેંદ્રમંડળ આ બાબતમાં નિષ્ફળ નીવડ્યું છે અને તે બહુધા હીંદી સરકારના રાજદ્વારીખાતા સામે દૃષ્ટિ રાખીને જ નભે છે એમ મનાય છે. નરેંદ્રમંડળમાં અગ્રિમ ભાગ લેનાર ના૦ જામ સાહેબ જેવા જ કોઇ રાજવીએ આ માન્યતાનો પણ ઘટસ્ફોટ કરી નાંખવો જોઇએ છે. અને તેમાં સચ્ચાઈ હોય તો કાંતો તેને બળિષ્ટ બનાવવાનું પુણ્યકાર્ય આરંભવું જોઇએ. નહીં તો તેનું અસ્તિત્વ રદ્દ કરવું જોઇએ. કારણ કે સરકારે વચનપાલનમાં ક્ષતિ કરી છે એમ સ્પષ્ટ માનવા છતાં રાજકર્ત્તાઓ જ્યારે નરેંદ્ર મંડળની કાર્યવાહક કમિટિમાં પણ તે માન્યતા સરકાર સામેના આક્ષેપ રૂપે નહીં પણ હકીકતરૂપે પણ ન મૂકી શકે તો પછી હાલની સ્થિતિમાં એ મંડળ શા ઉપયોગનું છે ?

## બંદરોના વિકાસનો એક મધ્યસ્થ માર્ગ.

છાપાં જોગી એવી ખબર ફેલાવા પામી છે, કે કાઠીઆવાડનાં બંદરોને અન્યાય ન થાય એટલા માટે " કાઠીઆવાડનાં બંદર માટે સરકાર અમુક રકમ દરીઆઇ મહેસુલ તરીકે નક્કી ઠરાવે અને જે બંદરે ઠરાવેલી રકમ કરતાં વધુ રકમની આવક થાય તે બંદરે પછી સરકાર જગાત નાંખે." અત્યારે જે બંદરો અર્ધ વિકસેલી સ્થિતિમાં પડ્યાં છે તે સરકારની અનિશ્ચિત બંદર નીતિના પરિણામે સાધન છતાં વિકસાવી શકાતાં નથી. ભાવનગર અને જામનગરનાં બંદર અત્યારે સામાન્યત: વિકસેલાં છે એટલે એ બંદરોએ જેટલી આવક થતી હોય તે, તેમજ બ્રિટિશ કસ્ટમ્સને નુકસાન ન પહોંચે તે વાત દૃષ્ટિમાં રાખી સરકારે દરીઆઇ મહેસુલનો આંકડો નિશ્ચિત કરવો. અને એ કરતાં વધારે આવક જ્યાં સુધી બીજાં બંદરોને ન થાય ત્યાં સુધી જગાત ન નાંખવી. એ ઉપરની દરખાસ્તનો હેતુ જણાય છે, જેથી બધાં રાજ્યોને સમાન કક્ષાએ લાભ મળે. આ ખબરમાં કેટલું તથ્યાંશ છે એ અમે નથી જાણતા પણ આણુ ખાતે મળેલી કૉન્ફરંસમાં પણ સમાધાન અને અનુકૂળતાની નજરે આવા પ્રકારનો એક વિચાર રજુ કરવામાં આવ્યો હતો, એમ જણાયું છે. ગમે તે હોય, પરંતુ બીજા કોઇ પણ માર્ગની ગેરહાજરીમાં આ માર્ગ વધારે વ્યવહારુ છે. દેશી રાજ્યો દ્રવ્યની રકમ લઇ બંદરો ઉપરનું પોતાનું સ્વામીત્વ અને સ્વમાન ગુમાવે અથવા બંદરો ઉપરની દેખરેખ નિમિત્તે સરકારનો કોઇ પણ અંશે હસ્તક્ષેપ કબૂલે તે કરતાં ઉપરોક્ત માર્ગ જેવો મધ્યસ્થ માર્ગ નીકળતો હોય તો તે ઇચ્છવા જોગ છે. અને એટલા માટે ગંભીરપણે તેની સંભવિતતાનો પ્રશ્ન પણ વિચારવો જોઇએ.

## નાનાં રાજ્યોનો સવાલ.

પશ્ચિમ હીંદ સ્ટેટ્સ એજન્સિમાં અને મહીકાંઠા તથા રેવાકાંઠા એજન્સિમાં ખાસ કરીને ત્રીજા અને ચોથા વર્ગનાં એવાં નાનાં રાજ્યો છે, કે જેમને નરેંદ્રમંડળમાં સ્થાન મળ્યું નથી. આ માટે આ રાજ્યો ઐતિહાસિક નજરે હકદાર છે, એટલું જ નહીં પણ તેમાંનાં કેટલાંક રાજ્યો તો વંશની પ્રતિષ્ઠા અને પ્રાચી-

નતાની નજરે પણ પહેલા કે બીજા વર્ગનાં રાજ્યો જેટલું જ મહત્ત્વ ધરાવે છે. કર્નલ ફીટીંજે જે દૃષ્ટિએ આ રાજ્યોનું વર્ગીકરણ કર્યું, એ તે સમયે એક અકસ્માત હતો, પરંતુ અત્યારે હવે એ જુના નિર્ણયને તેમને તેમ વળગી રહેવું અને એ રાજ્યોને પોતાના વિચાર દર્શાવવાનો પણ અવકાશ ન આપવો એ આ રાજ્યોને અન્યાય છે. નરેંદ્ર મંડળની સ્થાપના વખતે આ રાજ્યોને માટે-તેઓને તોપોની સલામી અથવા બીજી આવશ્યક સત્તા નહીં હોવાના જ કારણે-તે મંડળમાં દાખલ થવાનાં પ્રવેશ દ્વાર બંધ કરવામાં આવ્યાં હતાં અને તેથી તે રાજ્યોને સ્વાભાવિક તીવ્ર લાગણી થઇ હતી. માજી ન્યાયમૂર્તિ સર ફ્રેંક બીમને પણ આ સંબંધમાં તે અરસામાં એક પત્ર દ્વારા નાનાં રાજ્યોને થએલા અન્યાય તરફ ધ્યાન ખેંચ્યું હતું. આ માસમાં જામનગર ખાતે જ્યારે બટલર કમિટિ આવી ત્યારે આ રાજ્યોએ-ત્રીજા અને ચોથા વર્ગનાં રાજ્યોએ-પોતાના પ્રતિનિધિઓદ્વારા પોતાને થએલા અન્યાય આ કમિટિ પાસે જાહેરાત કરી હતી. ત્યા બાદ તેમણે એનીએ વસ્તુ આગળ લઈ જવાને નિર્ણય કર્યો જણાય છે. અલબત્ત અત્યારના યુગને અનુકૂળ રાજ્યતંત્ર ઘડવામાં આ રાજ્યો પૈકી ઘણાં નિષ્ફળ ગયાં હશે પરંતુ એ નિષ્ફળતાનું મુખ્ય કારણ તો એ છે કે તેઓને દૃષ્ટિકોણ કેવળ મર્યાદિત રહ્યો છે અને અવારનવાર રાજદ્વારી ખાતાના અધિકારીઓના થતા સમાગમ-આ સમાગમ પણ મોટે ભાગે વિધિરૂપ હોય છે-સિવાય આ રાજ્યોના રાજકર્તાઓને રાજ્યબંધારણને લગતા પ્રશ્નોની ચર્ચા કરવાનો કે તે સંબંધી વિશેષ જાણવાને ભાગ્યે જ પ્રસંગ મળે છે. અને એટલા માટે પણ જરૂરનું છે, કે નાનાં રાજ્યોને પણ નરેંદ્ર મંડળમાં-હવે પછી આ મંડળના બંધારણમાં જે કાંઇ ફેરફાર થાય તે લક્ષમાં રાખીને તેમાં-સ્થાન આપવું જોઇએ. અને તેમાં પણ એમના કરતાં એમની પ્રજાનું વિશેષ હિત છે.

# સમાલોચના

**જયાજી પ્રતાપ.** ગ્વાલીઅરથી પ્રસિદ્ધ થતા જયાજી પ્રતાપનો ' શુભ જન્મદિન અંક ' મળ્યો છે. ભિન્ન ભિન્ન વિદ્વાનોને હાથે લખાયલા લેખો ઉપરાંત ના. બાળ મહારાજાનાં જુદી જુદી સ્થિતિનાં આકર્ષક ચિત્રોથી અંક ગૌરવ ભર્યો જણાય છે. ચિત્રો ઉપરાંત લેખ સામગ્રી પણ ઉંચા પ્રકારની છે. આવો સુન્દર અંક કહાડવા માટે અમે ' જયાજી પ્રતાપ ના તંત્રીને અભિનંદન આપીએ છીએ.

**ત્યાગ ભૂમિ** ( માસિક ) સંપાદક શ્રી હરિભાઉ ઉપાધ્યાય અને શ્રી ક્ષેમાનંદ 'રાહત.' અજમેર. વાર્ષિક મૂલ્ય રૂ. ૪-૦-૦ ' ત્યાગ ભૂમિ'નો બહારનો દેખાવ જેવો આકર્ષક છે તેવી જ રસપૂર્ણ લેખ સામગ્રી છે. લેખો ઉંચી કક્ષાના, તથા જુદા જુદા વિષયના અભ્યાસીઓને હાથે લખાયલા છે. અર્થાત્ લેખો, ચિત્રો અને આકર્ષકતાની દષ્ટિએ ' ત્યાગભૂમિ ' એ હીંદી સાહિત્ય સૃષ્ટિમાં શરૂઆતથી જ નિઃસંશય ભાત પાડી છે. અમે આ માસિક મિત્રની સફળતા ઇચ્છીએ છીએ અને ' ત્યાગભૂમિ ' ત્યાગભૂમિની સેવા કરવા ચિરંજીવ રહે એમ ઇચ્છીએ છીએ.

**ભારતવીર-વસંતાંક:**—ભરતપુરથી પ્રકટ થતા સાપ્તાહિક મિત્ર પત્ર ભારતવીરે ઋતુરાજ વસંતને અનુલક્ષી ખાસ વસતાંક પ્રકટ કર્યો છે. " ભારતવીર " વર્ષમાં આવા ખાસ અંકો પ્રસિદ્ધ કરે છે, તે પૈકી આ વસતાંક છે. સમગ્ર અંક દળદાર અને વસંતઋતુને અનુરુપ લેખ તેમ જ કાવ્યોની પૂર્તિથી આકર્ષક બનાવવામાં આવ્યો છે. કાવ્યો રસ અને ભાવયુક્ત છે એટલું જ નહીં પણ વૈવિધ્યયુક્ત પણ છે. ચિત્રો ખાસ આકર્ષક છે. ગૂજરાતમાં, ઉત્તરહીંદની માફક ભાવભર્યું વસંતપૂજન કરવાની પ્રથા નથી. નહીં તો ગુજરાતનાં પત્રો પણ દિપોત્સવીની માફક ઋતુરાજને પણ જરૂર વધાવે.

**શીઘ્ર ધ્વનિ લેખન પદ્ધતિ**—પુસ્તક બીજું કર્તા વાસુદેવ સીતારામ બેન્દ્રે. પૂના. કીંમત રૂ. ૨-૮-૦

ઘણાં વર્ષથી ગુજરાતી ભાષામાં "Short hand" પદ્ધતિએ લેખન પદ્ધતિની ખામી જણાયા કરતી હતી. અગાઉ આવા પ્રકારની લેખન પદ્ધતિ રચવાનો એકાદ બે ગુજરાતી વિદ્વાને નિષ્ફળ પ્રયત્ન કર્યો હતો, પરંતુ વર્તમાન પત્રોના આ પંચમ યુગમાં " શીઘ્ર ધ્વનિ લેખન પદ્ધતિ "ની આવશ્યકતા વધવા લાગી. ગુજરાતી પત્રકાર મંડળે તે સંબંધી એક ઠરાવ કરી ગુજરાતી ભાષામાં આ પદ્ધતિના શોધન માટે ઇનામ પણ જાહેર

કર્યું. અને અમને જાણીને આનન્દ થાય છે, કે કોઈ ગુજરાતી વિદ્વાને નહીં તો છેવટે એક દાક્ષિણાત્ય વિદ્વાને વર્ષોના પ્રયત્ન પછી આ પદ્ધતિ શોધવામાં સફળતા મેળવી છે. શ્રીયુત વાસુદેવ એન્ડે ગુજરાતી–મરાઠી અને હીંદી એ ત્રણે દેશી ભાષામાં ઉપયુક્ત થાય એવી રીતે "શીઘ્ર ધ્વનિ લેખન પદ્ધતિ" "Stenography" નાં ચિહ્નો તૈયાર કર્યાં છે. તેમનું ગુજરાતી પુસ્તક અમે લગભગ આદ્યંત વાંચી ગયા છીએ. અને તે સરલમાં સરલ થઇ શકે એ દૃષ્ટિએ તૈયાર કરવામાં આવ્યું છે. વડોદરા રાજ્યના બે નાયબ ફોજદારે આ પદ્ધતિએ Short hand શિક્ષણ મેળવી સફળતા મેળવી છે. ચિહ્નો પણ સરલ, ટુંકાં અને સહેલાઇથી જોડી શકાય એવાં છે. તેર પાઠો અને સાઠ નિયમોમાં સમગ્ર "શીઘ્ર ધ્વનિ લેખન–પદ્ધતિ"નો સમાવેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તકથી ગુજરાતી ભાષામાં એક અગત્યની ખોટ પૂરાઇ છે એમ અમને લાગે છે. ગુજરાતની સાહિત્ય સંસ્થાઓ, લાયબ્રેરીઓ આ ઉપયોગી પુસ્તકને ઉત્તેજન આપશે એટલું જ નહીં પણ દેશી રાજ્યો તરફથી પણ તેનો યોગ્ય સત્કાર થશે એમ અમને ખાત્રી છે. પુસ્તકની ઉપયોગિતાના પ્રમાણમાં કીંમત બરાબર કહેવાય.

---

## ચીનગારી

લેખક સુન્દરલાલ નાથાલાલ જોશી. નડીયાદ ૦–૧૨–૦

ન્હાનાલાલ અને કલાપિ યુગની અસર નીચે જે કલ્પના કાવ્યો–ખંડ કે સળંગ–અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થયાં છે, તેમાં આ પણ એક ગદ્ય કાવ્ય છે. જો કે ભાવની નજરે "પરમ પ્રેમ" નો ભાવ ક્યાંક છાનો અને ક્યાંક પ્રકટ રીતે અંત સુધી ચાલ્યો આવે છે, છતાં એ ભાવ પ્રવાહમાં કર્તાએ ધૂમ્ર, જ્વાલા અને વિભૂતિ એ ત્રણ યથોચિત પાળો બાંધી છે. આવાં પુસ્તકોમાં આવી પદ્ધતિ હિતાવહ છે. ચીનગારીના આમુખને કર્તાએ 'રસદેહ' નામ આપી તેમાં ચીનગારીના કાવ્યોનું પૂર્વાપર સંબંધ અને વિસ્તાર પૂર્વક સમર્થન કર્યું છે અને સાથે સાથે સુરીવાદ–પ્રેમભક્તિ વાદ ઉપર પણ ઉપક્રમ કરી ચીનગારીને અલંકૃત કરી છે. આમ આંતર્ગર્ભ અને બાહ્યનું દર્શન જોતાં કીંમત વિશેષ નથી.

## નૂતન ગુજરાત.

તંત્રી–ચીમનલાલ ગોરધનલાલ મોદી, અમદાવાદ.

અમદાવાદ ખાતેથી પ્રસિદ્ધ થતા આ નવા સમાહિકના તંત્રીએ પ્રજાબંધુમાં લાંબો વખત તંત્રી તરીકે અનુભવ લીધો છે. એ અનુભવ "નૂતન ગુજરાત"માં જણાઇ આવે છે. રાજદ્વારી વિચાર અને લેખનશૈલી સરલ અને ગંભીર છે. અમે નૂતન ગુજરાતની સફળતા ઇચ્છીએ છીએ. લવાજમ રૂ. ૩–૦–૦ છે.

## કચ્છની રસધાર.

લે. જયરામદાસ જેઠાભાઇ નેગાંધી, અંજાર. કી. ૦–૪–૦

સૌરાષ્ટ્રની રસધારના નમુને આ કચ્છની રસધારમાં વાર્તાઓ ટુંકી, વાંચવી ગમે તેવી અને સાદી. ભાષામાં લખાયલી છે ખાસ કરીને ઐતિહાસિક વસ્તુને કલ્પનાથી વિકૃત કરવામાં નથી આવી.

## કચ્છનો બાળોપયોગી ઇતિહાસ.

લે. રા. જયરામદાસ જેઠાભાઈ કી. ૦૧ કોરી.

કચ્છની શાળાઓમાં ચલાવવા માટે આ પુસ્તક લખાયલું છે. કીંમત બરાબર છે.

## બ્રહ્મદેશ—સાપ્તાહિક

તંત્રી રમેશ ધ.રખાન રંગુન.

રંગુનમાંથી એક ગુજરાતીને હાથે આવું સરસ સાપ્તાહિક પ્રકટ થતું જોઇ અમને આનંદ થાય છે. સમાન્ય વાચકો અને તેમાંય ખાસ કરીને ધંધાદારી માણસોને વાંચવા ગમે તેવા તેમાં વિવિધ દ્રષ્ટિએ લખાયલા લેખો આવે છે. વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦ છે.

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓના મે. આસિ. ક્યુરેટર સાહેબ પોતાના પત્ર. નં. $\frac{૪૩૩૬}{૮૪}$ તા. ૩૦–૧–૨૮ ના પત્રમાં નીચે પ્રમાણે પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપે છે.

"નડીયાદથી પ્રસિદ્ધ થતું રૂ. ૬) ના લવાજમથી "દેશીરાજ્ય" માસિક જે કસ્બા પુસ્તકાલયો બજેટની હદમાં રહી ખરીદવા માગતાં હોય તેમને ખરીદવાની પરવાનગી આપવામાં આવે છે."

# રોજનિશી.

૧ લી ફેબ્રુ. બાંસદા. સર લેસ્લી વીલ્સનની મુલાકાત.
૧ લી „ રાજપીપલા. પ્રજાપરિષદ્‌ની બેઠક
૨ જી „ અમરેલી. છાત્રાલય સંમેલન
૩ જી „ મુંબઇ. સાયમન કમીશન કિનારે ઉતર્યું.
૪ થી „ મુંબઇ. ના૦ ગવર્નરે "ફાઇવ એચ, લીક" ખુલ્લું મૂક્યું
૭ મી „ ન્યૂ દિલ્હી. સમગ્ર હીંદ બીજી સ્ત્રી પરિષદ્ ભોપાળનાં બેગમ પ્રમુખ. લેડી ઇરવીને ખુલ્લી મૂકી
૧૦ મી ફેબ્રુ. ભરતપૂર. મી. ડી. જી. મેકેન્ઝી એમ. એ, આઇ, સી. એસ. રૂ. ૩૨૫૦ ના પગારે ભરતપૂરના દિવાન નિમાયા
૧૦ મી ફેબ્રુ. ધૈર્યપુરા. પ્રિન્સ ધૈર્યશીલરાવના નામે ના૦ ગાયકવાડ સરકારે આ નવા ગામનો પાયો નાખ્યો.
૧૨ મી „ બારડોલી. સત્યાગ્રહની શરૂઆત
૧૨ મી „ રાજકોટ. આલ્ફ્રેડ હાઈસ્કૂલના જુના વિદ્યાર્થીઓનું સંમેલન ,
૧૬ મી „ ન્યૂ દિલ્હી. લેજી. એસેમ્બલીએ બહુમતિથી સુધારા કમીશનનો બહિષ્કાર કર્યો
૧૬ મી થી ૧૮ ન્યૂ દિલ્હી. નરેંદ્રમંડળની કાર્યવાહક સમિતિની ખાનગી સભા
૧૬ મી ફેબ્રુ. માજી વડાપ્રધાન લૉર્ડ આક્સફર્ડ (મિ. એસ્કવીથ)નું અવસાન
૧૮ મી „ ગુંદી. ધોળકા તાલુકાના ખેડુતોની જગાત દોરી સંબંધે ખાસ સભા
૧૯ મી „ નાભાના માજી રાજકર્તા ગુરુચરણસીંહને ૧૮૧૮ના ત્રીજા કાયદા અનુસાર સ્થલબદ્ધ "Intern" કર્યા.
૨૦ મી ફેબ્રુ. ન્યૂ દિલ્હી. નરેંદ્રમંડળની સામાન્ય સભા. લૉર્ડ ઈરવીન પ્રમુખ
૨૦ મી „ મુંબઇ. પ્રાંતિક ધારાસભાની બેઠક
૨૦ મી „ ન્યૂ દિલ્હી. લેજી એસેમ્બલીમાં રેલ્વે બજેટ
૨૧ મી „ ન્યૂ દિલ્હી. કપૂરથલાના મહારાજાને લૉર્ડ ઇરવીને જી. બી. ઇ. નું પદ એનાયત કરવાનો વિધિ કર્યો.
૨૩ મી „ નાભાના મહારાજા તરીકે મહારાજા પ્રતાપસિંહજીનો સ્વીકાર
૨૪ મી „ ન્યૂ દિલ્હી. અલવરના મહારાજાના પ્રમુખપદે સનાતન ધર્મ મહાસભાનો વાર્ષિક ઉત્સવ
૨૬ મી „ વઢવાણકેંપ. ઓન. મિ. ક્રીના પ્રમુખપદે ગરાસીઆ સ્કૂલનો ઇનામનો મેળાવડો
૨૬ મી „ મ્હેસાણા. ના૦ ગાયકવાડની મ્હેસાણા પ્રાંતની મુલાકાત
૨૭ મી „ ત્રાવણકોર. રાજ્યની ધારાસભાની ૨૪ મી વાર્ષિક બેઠક
૨૭ મી „ ધોલપુર. લૉર્ડ ઇરવીનની ધોલપુર રાજ્યની મુલાકાત
૨૮ મી „ વડોદરા. શ્રી શારદા મહેતાના પ્રમુખપદે મહીલા પરિષદ્
૨૯ મી „ ન્યૂ દિલ્હી. હીંદી સરકારનું બજેટ

પુ. ૧ લું ] એપ્રીલ ૧૯૨૮ [ અંક ૭ મો

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From A Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ : ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ] [ Annual Subscription Rs. 6

# અનુક્રમ






મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય. રાયખડ રોડ-અમદાવાદ.

મુદ્રક: રમણલાલ વિશ્વનાથ પાઠક.

પ્રકાશક: જયંતીલાલ મોરારજી મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લું ] એપ્રિલ ૧૯૨૮ [ અંક ૭ મો

## લોકશાસન.

( ૧ )

### લોકશાસનનું કારણ અને લક્ષણ:—

લોકશાસનમાં સમગ્ર લોકોનો વિચાર થઈ શકે છે, એ વ્યક્તિના શાસનમાંથી લોકશાસન ઉદ્દ્ભવવાનું પ્રધાન કારણ છે. પરંતુ લોકશાસનનું મુખ્ય લક્ષણ વ્યક્તિનો સ્વાર્થત્યાગ છે; એટલે જે માણસમાં વ્યક્તિગત સ્વાર્થત્યાગ ન હોય, તે ખરો લોકશાસક બની શકે નહીં. અર્થાત્ કે લોકશાસનની સ્થાપના માટે વ્યક્તિમાં વધતે ઓછે અંશે પણ સ્વાર્થત્યાગ તો હોવો જોઇએ જ. સ્વાર્થત્યાગની આ વૃત્તિ બુદ્ધિમાત્રથી ન કેળવાય ; કારણ કે ત્યાગ વિચારનું નહીં પરંતુ વર્તનનું અંગ છે. એટલા માટે જેને, જ્યાં લોકશાસન જમાવવું હોય તેણે ત્યાં પ્રથમ મનુષ્યમાં ત્યાગવૃત્તિ ઉત્પન્ન કરવી ઘટે. આ નીચેનો ઉપાય ઠીક જણાય છે.

૧. સ્વાર્થત્યાગમાં સૌથી પહેલાં પોતાના સ્નેહીઓ અને સંબંધીઓ સહેલાઇથી તૈયાર થઈ શકે છે; એટલે સ્વાર્થત્યાગનું સ્થળ ગૃહ છે.

૨. લોકશાસનની વાતો કરતાં કરતાં પણ દરેક ગૃહ રાજશાસનની પદ્ધતિસર બંધાયું છે; એટલે ઘરનો મુખી—પછી તે મા હોય કે બાપ હોય—તેના હુકમ પ્રમાણે આજ તો દરેક ગૃહ ચાલે છે. એટલા માટે લોકશાસનની પદ્ધતિ રાજ્યમાં દાખલ કરવાને બદલે પ્રથમ ઘરમાં દાખલ કરવી જોઇએ. અર્થાત્ કે ઘરનો બધોજ વ્યવહાર ઘરના બધાં માણસોના મત લઈ ચલાવવો.

## ખરાં લોકશાસિત ગૃહો:—

આ હસવા જેવી વાત લાગે પરંતુ સવારથી સાંજ સુધીના ઘરના બધા વ્યવહારો લોકશાસનની સરાણ ઉપર ચડવા જોઇએ. એટલે કે સવારની દાતણ કરવાની વાતથી માંડીને ખોરાક, કપડાં પહેરવાની પસંદગી, સુવા બેસવાનાં સાધનો અને ઘર વખરીની બધીજ પસંદગીમાં ઘરનાં બધાં માણસોનો મત લઇ વ્યવહાર કરવો જોઇએ. શરૂઆતમાં આનું પરિણામ એ આવશે કે સખ્ત મતભેદો થવાને લીધે ઘણાં ગૃહો ભાંગી પડશે અને ભાગલા પડીને નવા ગૃહો બંધાશે. આ નવાં બંધાયેલા ગૃહોમાં પણ સૌના મત લઇને કામ કરવાની પદ્ધતિ દાખલ કરવી જોઈએ; જેના પરિણામે ભાંગતાં ભાંગતાં ઘરોનાં અમુક માણસો તો પછી સાથે રહી શકે એવો પ્રબન્ધ થઇ જાય. આમ છતાં પણ એ સાથે રહેનારનું સુગમ તો ત્યારેજ થશે કે જ્યારે એ ઘરનાં બધાં માણસોમાંથી છણાંતાં છણાતાં કોઇ એવી વ્યક્તિ એ બધાંયની નજરમાં આવશે, કે જેને પોતાનાં સુખનાં સાધનો સુપ્રત કરવામાં આવે અને બધાંયની જરૂરીઆતો તે વ્યક્તિ પૂરી પાડશે એવો ભરોસો સૌને આવી જાય. આમ થાય, એટલે પછી દરેક વાતમાં મત લેવાની ઉપાધિ કરવાને બદલે એ પસંદ કરાયલી વ્યક્તિ ઉપર ગૃહવ્યવહારનો ભાર બધા માણસો મૂકી દે અને કાંઇ પણ મતભેદ વગર ગૃહસંસાર ચાલ્યો જાય. વળી આવાં ઘરમાં બધાંને સમદૃષ્ટિથી રાખનાર માણસ સત્તાથી કામ કરતો દેખાતો છતાં, જાતીય સ્વાર્થનો ત્યાગ કર્યા સિવાય બધાંને કદિ સંતોષી શકે નહીં અને એ જાતનો ત્યાગ તેની જીંદગીનું મૂળ સૂત્ર થઈ ગએલું હોવાથી આ એક માણસને સ્વાર્થત્યાગ સ્વાત્મ્ય થઇ જાય. આવાં ગૃહો ખરાં લોકશાસિત ગૃહો કહેવાય.

## મતાધિકાર:-

હવે રાજશાસનને માટે જે મતાધિકાર આપવામાં આવે તે આવાં ગૃહોનેજ આપવામાં આવે તો તે દેખીતી વાત છે, કે બધાં માણસો એ જ માણસને પોતાના પ્રતિનિધિ તરીકે મત આપે કે જે આખા ઘરની વ્યવસ્થા સ્વાર્થત્યાગથી અને બીજાના સુખની દૃષ્ટિથી કરતો હોય. આવી રીતે ચુંટાઇને લોકશાસન માટે રાજ્યમાં ગએલા માણસો જેમ ગૃહને, તેમ આખા રાજ્યને સ્વાર્થત્યાગનું અને પર સેવાનું ક્ષેત્ર માને. પરિણામે સત્તાનું અંધત્વ કદિ આવે નહીં અને આ રીતે લોકશાસન બરાબર ફળીભૂત થાય. આટલો લોકશાસન પરત્વે વિચાર છે.

## મતભેદ બંધ કરવાનો સાચો માર્ગ:—

આ પ્રકારનું લોકશાસન હસી કહાડવા જેવી વસ્તુ છે, એમ કદાચ લોકો માને પણ મતભેદો બંધ કરવાનો એજ સરસ રસ્તો છે, કે જો નાની નાની બાબતોમાં એકમત થવાય તો પછી મોટી મોટી બાબતોમાં પણ થવાય. જે લોકો સાધારણ બાબતોમાં લડી પડતા હોય તે લોકો રાજ્યમાં એકમતિથી વર્તે એ અશક્ય છે. એટલા માટે પહેલાં ગૃહથી લોકશાસનના શિક્ષણની શરૂઆત કરવી જોઇએ. કારણ કે આવી રીતે તૈયાર થએલા

માણસો જ્યારે રાજ્યમાં જાય ત્યારે લડવાને બદલે સ્વાર્થત્યાગથી સાથે કામ કરી શકાય એના ઉપર દૃષ્ટિ રાખીનેજ વિચાર કરવા બેસે છે. અર્થાત્ તેઓનો વિચાર પ્રદેશ જ બદલાય છે. આ લોકશાસનનું ખરૂં સ્વરૂપ છે. અને જ્યાં સુધી એ સ્વરૂપને ન પહોંચાય તથા રાજ્સત્તા કે લોકશાસનના પરિણામમાં તફાવત ન પડે ત્યાં સુધી તો હુકમથીજ રાજ્ય ચાલવાનાં એ નક્કી છે.

## બહુમતિ અને લઘુમતિઃ—

આ પ્રકારના લોકશાસનમાંથી બહુમતિ અને લઘુમતિ ઉત્પન્ન ન થાય. બહુમતિ અને લઘુમતિ બન્ને મતભેદનાં પરિણામ છે. અને એ મતભેદ ખરૂં જોતાં સ્વાર્થમાંથી ઉત્પન્ન થાય છે. પરંતુ લોકશાસનને ખરૂં ફતેહમંદ કરવું હોય તો તેનું પહેલું સૂત્ર સર્વેએ એ કબૂલ કરવું જોઇએ કે વધુમતિ પાસે લઘુમતિએ તદ્દન તાબે થવું. કાયદાના પહેલા સૂત્ર તરીકે જો આ વાત મંજુર રહે તો લઘુમતિ ઉત્પન્ન જ ન થવા પામે. કારણ કે માણસ જ્યારે એમ સમજે છે, કે કાયદાથી એને તાબે થવું પડશે, ત્યારે તે સ્વેચ્છાથી તાબે થવા લલચાય છે. આમ છતાં એ વાત પણ એટલીજ મહત્વની છે, કે લઘુમતિની વાત મુદ્દે સાચી હોય, તો તે બહુમતિને પોતાના મતની કરી શકે એવું તેના મુદ્દામાં સત્ય હોય છે. અને તેમ હોય તોજ તે બહુમતિની સામે થઇ શકે છે. જ્યાં લઘુમતિનો આવો સામનો થાય છે ત્યાં આખરે લઘુમતિ બહુમતિમાં બદલાઇ જાય છે.

## લઘુમતિની જુદી હયાતિઃ—

આટલાજ માટે જે દેશમાં લોકશાસનના ખરા સિદ્ધાંત ઉપર રાજ્ય પદ્ધતિ બંધાય છે, ત્યાં લઘુમતિને જુદી હયાતિ આપવામાં આવી નથી. જેમકે ઇંગ્લેંડમાં કન્ઝરવેટીવ, લીબરલ, લેબર, કમ્યુનિસ્ટ, ઇન્ડીપેન્ડેન્ટલેબર વગેરે એવા ઘણા પક્ષો છે, પરંતુ તેમાં જ્યારે એકપક્ષ બહુમતિથી રાજ્ય ચલાવવાને નિમાય છે, ત્યારે બીજા બાકીના પક્ષો મતમાં ગૌણ હોવા છતાં એ પક્ષોને રાજ્યશાસનમાં માત્ર વિચાર સ્વાતંત્ર્ય સિવાય કાંઈ હકો આપવામાં આવતા નથી. લઘુમતિના હકો જાળવવા માટે નિયુક્તિના ધોરણે ત્યાં કોઇ માણસોની ખાસ પસંદગી થતી નથી. પરિણામ એ આવે છે, કે બહુમતિ વાળો વર્ગ સત્તામાં હોય, ત્યારે જો લઘુમતિ વાળાની સંમતિ મેળવ્યા વગર ગમે તેમ રાજ્ય ચલાવ્યા કરે તો આવતી ચુંટણી વખતે, એ લઘુમતિ વાળાઓ લોકને એવું સાબીત કરી આપી શકે, કે જેને લોકોએ ગયે વખતે પસંદ કરેલા તેઓ એમના વિશ્વાસને પાત્ર ન હતા. અને એ સાબીતી થતાંજ ગઇ ચુંટણીની વધુમતિ આવતી ચુંટણીની લઘુમતિ બની જાય છે.

## કૃત્રિમ લઘુમતિના ગેરલાભઃ—

એટલે ખરા લોકશાસનમાં લઘુમતિના ખાસ લાભો જાળવવાની કૃત્રિમ પદ્ધતિ દાખલ કરવી એતો લોકશાસનના ખરા જીવનના ઝરાને બંધ કરવા બરાબર છે. જે દેશને ખરૂં

લોકશાસન જોઈતું હોય, તે દેશનાં લઘુમતમાં રહેતાં માણસોએ કાંતો પોતાના વિચારનો ભોગ આપવો ઘટે અથવા તો પોતે ખરેખર, નિઃસ્વાર્થ રીતે સાચા છે, એમ ખાત્રી થઇ હોય તો મરતાં સુધી એ વિચારને વળગી રહી ચુંટણી કરનારાઓના મન ઉપર પોતાના વિચારોની છાપ પાડી પોતે વધુમતમાં આવે. ટુંકામાં વધુમત–પછી તે ગમે તે રીતે કરવામાં આવ્યો હોય–એજ લોકશાસનના જીવનનો આત્મા છે. હવે આ નિયમ જો સિદ્ધાંતમાં સાચો હોય તો જે શાસન, પાછળ રહી ગયેલા લોકોનું હિત જોવાનાં ખોટાં બહાનાં નીચે મતોના ભાગ પાડવાની કાયદામાં બારી રાખે છે, તે તો માત્ર એ લઘુમતવાળાના મતો હંમેશના માટે પોતાની તરફેણમાં ખેંચી રાખવાનું માત્ર કાપટયજ કરે છે.

## મત આપવાની યોગ્યતાઃ—

લોકશાસન એટલે માણસોના ઘણા ભાગના મત પ્રમાણે ચાલતું રાજ્ય શાસન. તો પછી તેમાં ઘણાની સાથે થોડાં માણસોનું હિત નભી શકે નહીં. એટલે જો લોકશાસન બરાબર જમાવવું હોય તો તે થોડાં માણસોના હિત તરફ દૃષ્ટિજ કરવી જોઇએ નહીં. લોકોને એક કરવાનો આજ એક ખરો રસ્તો દેખાય છે. જ્યાં જ્યાં થોડાં માણસોને ઝાઝાં માણસોની સામે કૃત્રિમ રક્ષણ આપવામાં આવે ત્યાં ત્યાં એકતા માત્ર સ્વપ્નું નિવડે છે. એટલા માટે મત આપવાની યોગ્યતાની બધી વ્યાખ્યાઓ કાઢી નાંખીને માત્ર જે ગૃહો ઓછામાં ઓછાં બે વર્ષ સુધી કુટુંબના મત લઇને ગૃહ વ્યવહાર ચલાવતાં છતાં ભાગલા પડયા વિના અખંડિત રહી શકે તેનેજ રાજસભાના સભ્યો ચુંટવાનો માત્ર મત મળવો જોઇએ.

## લોકશાસન અને રામરાજ્યઃ—

આ આદર્શ લોકશાસન છે. પણ જેમ રામના જેવા રાજા હોય તો લોકાનુકૂલ રાજ્ય ચાલે તેમ લોકશાસનનું દરેક અંગ પણ રામના જેવી વૃત્તિવાળું થવું જોઇએ. સિવાય તો લોકશાસન કહેવાય પણ રામરાજ્ય ન કહેવાય. માત્ર પદ્ધતિથી રામરાજ્ય નહીં સ્થાપી શકાય, પણ જો અધિકારીઓ રામના જેવા હશે તોજ રામરાજ્ય સ્થપાશે. એટલે ખરૂં જોતાં વ્યક્તિતંત્ર અને લોકતંત્રમાં જે દોષ છે, તે પદ્ધતિના નથી પણ વ્યક્તિના છે. અર્થાત્ કે સત્તામાં આવ્યા પછી તેનો ઉપયોગ બીજા માણસના હિતને અર્થે ન થાય તો તે સત્તા એક માણસના હાથમાં હોય કે પાર્લામેંટના હાથમાં હોય તો પણ તે સરખુંજ છે.

## લોકશાસનનું ખોટું સ્વરૂપઃ—

બહુમતિ જ્યારે સત્તામાં આવે છે અને લઘુમતિને સમજાવીને પોતાનામાં મેળવી દઈ શકતી નથી, ત્યારે લોકશાસનનું ખરૂં સ્વરૂપ નહીં સમજવાવાળી બહુમતિ જોરજુલમ કરી લઘુમતિને નારાજ કરવા માંડે છે, જેનો ઇતિહાસ ફ્રાંસના શરૂઆતના લોકશાસનમાંથી મળી આવે છે. તેમજ અત્યારે તે રશિયાની બોલ્શેવીક ચળવળમાં દેખાય છે. એકહથ્થુ સત્તાવાળા ઝારને મારનારા માત્ર દશ વર્ષમાંજ ખરા એકહથ્થુ સત્તાવાળા થયા. અર્થાત્ કે

રશિયાનું એ રાજ્યતંત્ર ખરૂં લોકશાસન હતુંજ નહીં. ખરૂં જોતાં તો તે ઘણાં માણસોના નામે થોડાં માણસોના હાથમાં સત્તા લેવાની પ્રવૃત્તિ માત્ર હતી. ખરા લોકશાસનવાળા દેશમાં મતભેદ હોય છે, પરંતુ એ મતભેદ જુલમથી દાબી દેવાનો પ્રયત્ન ન હોઇ શકે; છતાં જે દેશમાં એવું થતું હોય, ત્યાં તેના ઉપર નરેશનું રાજ્ય ન હોય, અને તેને બદલે ચુંટાએલા અધિકારીનું રાજ્ય હોય, તો પણ એ રાજ્યશાસનને તો એકહથ્થુ શાસનવાળુંજ રાજ્યતંત્ર કહેવું ઘટે. તેમજ એ એક માણસની એકહથ્થુ સત્તા કરતાં વધારે ભયંકર સત્તા ગણાવી જોઇએ; કારણ કે એક માણસ જ્યારે જુલમ કરે છે, ત્યારે ઘણાં માણસોના જુલમ જેવો તે મોટો હોતો નથી. તેમ વારસામાં રાજ્ય મેળવનાર એકહથ્થુસત્તા ધારીને જુલમના પરિણામે તેને ખોઇ બેસવાની ધાસ્તી રહે છે, જ્યારે આવી ધાસ્તી અમુક વખત માટે પસંદ કરાયલા સત્તાધારીને રહેતી નથી. ઇતિહાસ બતાવી આપે છે, કે એક જુલ્મી નરેશ ન્હાના પ્યાલામાં એક ઝેરના ટીપાથી અથવા તો એક ખુની માણસની કટારથી નાબુદ કરી શકાય છે; પરંતુ જ્યારે સંસ્થા આખી જુલ્મી હોય ત્યારે તેમ બનવું મુશ્કેલ છે. કોઇ પણ સંસ્થાની યોગ્યતા તેની પદ્ધતિમાં નહીં, પરંતુ એ સંસ્થા જેના હાથમાં હોય તે માણસની વૃત્તિમાં છે. વળી આ પ્રકારના લોકશાસનમાંથી સ્પેનની જેમ સરમુખ્ત્યારી જલ્દી આવે છે અને તેમાથી નેપોલીઅનની માફક વ્યક્તિ શાસનની ભાવના પછી જાગૃત થાય છે.

## હુકમ પાલનની વૃત્તિઃ—

અર્થાત્ કે લોકશાસન એટલે સ્વાર્થ ત્યાગની શક્તિ. પણ જેમ હુકમ સિવાય વ્યવસ્થા ન જ રહી શકે, તેમ એક માણસની સત્તા સિવાય પણ વ્યવસ્થા ન જ રહી શકે. એટલે ખરા લોકશાસનમાં સ્વતંત્રતાની ભાવના છતા હુકમ પાલનની વૃત્તિ જરૂર જોઈએ. દા. ત. આખા શરીરમાં સ્વતંત્રતાનું એક જ પ્રકારનું લોહી વહે છે, પરંતુ તેમા પણ હુકમ તો એકનો જ ચાલે છે. તેમ એક અંગ અપંગ થતાં બીજાં અંગો તેના હિતને તાબે થાય છે. આ પ્રમાણે લોકશાસનમાં પણ હોવું જોઇએ. પણ તે કોણ સમજે ? એટલે ખરૂં લોકશાસન તો આદર્શ રૂપેજ રહેવાનું. કારણ કે લોક માત્રને અમુક રસ્તે કેળવવા એ ઘણું કઠણ છે, અને તેથી લોકશાસન નિષ્ફળ જાય છે. જ્યારે એક માણસને કેળવવો એ સરળ છે. એટલા જ માટે ઇતિહાસમાં પણ નરેશ તંત્ર-રાજ્ય તંત્ર લાંબો વખત ટકી શકે છે.

## લોકશાસનની વાતો કરનારાઃ-

ગમે તે દેશમાં જુઓ પણ જેઓ લોકશાસનની વાતો કરનારા છે, તેઓના ખમીરમાં સત્તામાં આવવાની ઇચ્છા છે. ઉદ્દેશ તેમનો સત્તા મેળવવાનો છે, તેઓ અત્યારે લોકશાસનની વાતો કરે છે ખરા, પરંતુ તેઓનું લોહી તો એક હથ્થુ સત્તા જન્યજ છે. તેને લઇને જ તેઓ અન્યથા સત્તા મેળવવા પ્રયત્ન કરે છે. તેઓ પોતાની ધૂનમાં ખોટું સાચું માની લોકશાસનના નામે પ્રવૃત્તિ કરી રહ્યા છે. પડી ગએલા રાજ્યોના વંશજો અથવા તો સત્તા જેની ખોવાયલી છે, એવા અધિકારી વર્ગના કુટુંબીઓ પ્રાયશઃ આ પ્રવૃત્તિમાં જોવામાં આવશે.

### લઘુમતિના સંતોષનો માર્ગઃ-

ખરો લોકશાસક એમ તો ન જ કહી શકે કે લઘુમતિનો બચાવ ન કરવો. તે તો એમ જ કહે કે લઘુમતિની વાત હું સમજતો નથી. લોકશાસક ઘણાનું કલ્યાણ થાય તેનો વિચાર કરે છે. એ તેનો ધર્મ છે. તો પછી તે લઘુમતિના કલ્યાણનો વિચાર નથી કરતો એમ કેમ બને? આ વાત સમજાતી નથી, ત્યાં આ મુશ્કેલી છે. જ્યાં એકહથ્થુસત્તા છે ત્યાં તો સત્તા ધારી લઘુમતિ વધારવાના જ; કારણ કે તેમાં તેમની શક્તિ-બળ છે. ખરૂં જોતાં લઘુમતિ એટલે ઘણા નાના નાના જથ્થા ઝાઝા ભાગમાં. આ જથ્થા સ્વયં ઝાઝા નથી પણ જો તેને ભેગા કરીએ તો બહુમતિ થઈ શકે છે. આ એક પ્રકારની ભુલામણી છે. કારણ કે તે લાગે લઘુમતિના હિતમાં અને હોય બહુમતિના અહિતમાં. *પરંતુ આવા પ્રકારનું "Blind" કરવા કરતાં લઘુમતિને મેળવી લેવી એ ઘણું સહેલું છે.* આ માટે માત્ર બહુમતિએ થોડો ભોગ આપવા તૈયાર થવું જોઇએ. થોડો એટલા માટે કે લઘુમતિ વધારે ભોગ માગતી નથી.

### લોક હિતઃ એ ફળઃ—

એકહથ્થુસત્તા કે લોકશાસન એ બન્નેનું ફળ લોક હિત જ છે; ફળ એક છે, માત્ર શાસન વૃક્ષની જુદી જુદી ડાળી ઉપર ઉગેલું છે. માત્ર એ માર્ગો જ જુદા છે. પરંતુ એક વાત નક્કી છે, કે જો દુનિયા ઉપર રાજ્ય ચલાવવું જ છે, તો તે લોકોને જ માટે ચલાવવું જોઇએ. આ સિવાય બીજું બધું નકામું છે. પ્રબળ એકહથ્થુ સત્તા ધારી પ્રભુઃ જેને કાંઇ કરવાનું નથી તેમજ કાંઇ મેળવવાનું નથી તે કહે છે. કે "મારે કાંઇ કરવાનું નથી છતાં લોક સંગ્રહ અર્થે કરૂં છું" અર્થાત્ શાસનનું મુખ્ય ધ્યેય લોક સંગ્રહ જ છે. અને એ દષ્ટિએ શાસન કાંઇ ચલાવવાની વસ્તુ નથી પણ લોકોને શિખવવાની વસ્તુ છે. મતલબ કે શાસન એટલે માર નહીં, પણ શાસન એટલે શિખામણ.

( ૨ )

### શાસનનું એક ત્રીજું સ્વરૂપઃ-

હવે લોકશાસનના અભાવે રાજસત્તા પણ લોકશાસનની ભાવનાથી શાસન કરે એવો કોઈ માર્ગ છે, કે કેમ? આ પ્રશ્ન સહજ ઉદ્ભવે છે. એક વાત તો ખરી છે, કે પ્રજાનાં બધાં અંગોનો વિચાર કરી તે અંગોનું હિત એક સમિતિ કે એક વ્યક્તિ જાણી શકે નહીં. તેનામાં એટલી બધી બુદ્ધિમત્તા પણ હોઇ શકે નહીં. તેમ લોક હિતના ઉત્પન્ન થએલા વિચારોને પાર પાડવા વ્યક્તિ કે સમિતિની શારીરિક તથા આર્થિક સ્થિતિ પણ ન હોઇ શકે. ત્યારે કરવું શું? જો રાજા કે અધિકારી એમ માનતો હોય કે મારી યોજનાથી સુધારો થાય તો તે ખોટું છે. રાજ્યમાં સુધારો કરવાનો અને લોકમતાનુસાર તંત્ર ચલાવવાનો સાચામાં સાચા માર્ગ તો એ છે, કે ખેડુત, વ્યાપારી વગેરે પ્રજાના દરેક અંગની સુધારણાનું કાર્ય તે તે અંગને જ સોંપી દેવું. તેઓને કહેવું કે રાજ્ય, ખર્ચ કરી શકે એવી

તમારી જે જે દરખાસ્તો હોય તે લાવો. આ પ્રમાણે કરે તેજ ખરો રાજા છે. પણ પછી આ અંગોને સોંપેલા કામમાંથી તેમને ચસવા દેવાં ન જોઈએ. તેઓ બધાં બનતાં સુધી પોતાનો ઘણામાં ઘણો સ્વાર્થ સાધવા પ્રયત્ન કરે. તેમજ પોતાના હિત અર્થે તેઓ પછી જે જે ઉપાયો બતાવે તે શાંતિથી સાંભળવા; પરંતુ તે સાથે એટલું લક્ષમાં રાખવું કે પ્રજાના એક અંગનું હિત જાળવવામાં આડકતરી રીતે પ્રજાનાં બીજાં અંગોને નુકસાન થાય છે કે કેમ ? જો નુકસાન થતું જણાય તો રાજા કે અધિકારી પ્રજાના તે અંગને સમજાવી શકે કે તમારૂં હિત એટલે બીજાનું અહિત કરવાની અનામત નહીં ! એટલે તમારે તમારા હિતમાં જ રહીને દરખાસ્તો મૂકવી ઘટે.

## આ પદ્ધતિથી લાભઃ—

આ પ્રમાણે કરવાથી પોતાના સ્વાર્થની સાથે બીજાના સ્વાર્થની વચમાં કેમ ન આવી શકાય તેનું પ્રજાના દરેક અંગને જ્ઞાન થાય. ખેડુત, વેપારી વગેરેનાં જુદાં જુદાં મંડળો છતાં એક બીજા પ્રતિ સહાનુભૂતિ થાય તેમજ પરસ્પરનો સ્વાર્થ સમન્વય એટલે તેઓની વચ્ચે બહારથી વિરોધ દેખાતા છતાં એક બીજાનાં અંગભૂત થઇ રહે. એક ઉદા. લઇએ. વેપારીઓનું મંડળ કહેશે, કે જપ્તી કરાવી ખેડુતો પાસે લેણું અપાવો; તો તેમને કહેવું કે એ ખરૂં, પણ એ ખેડુતોનો અને તમારો સ્વાર્થ સચવાય એવી રીતે કામ કરવું જોઇએ; કેમકે ખેડુતોની સ્થિતિ સુધરશે તો જ તમારૂં લેણું પતશે.

## સાવચેતી અને અધિકાર મર્યાદાઃ-

આ રીતે પ્રજાનાં દરેક અંગના મંડળો સ્થાપી તે મંડળો પાસેથી તેની ઉન્નતિની દરખાસ્તો લઇને બનતી સહાનુભૂતિ આપવી. આમ કરતાં વધારે પડતી વાતોને જોરથી રોકવી અને આપી શકાય એવી સગવડને હસતે મુખે તુરત આપવી; જેથી પરસ્પરનો વિશ્વાસ સધાય અને ખેંચતાણ ભરેલી વાતો કહેવાની બીક લાગે. આનું આડકતરૂં પરિણામ એ પણ આવે કે દરબારની-રાજ્યની દરમિયાનગીરી સિવાય પ્રજાનાં આ જુદાં જુદાં અંગો જેને પરસ્પર સંબંધ હોય તે પોતાથી જ ખાનગી રીતે અંદર અંદર મળીને વાટાઘાટ કરીલે અને આ રીતે પ્રજાનાં અંગો પણ લોકશાસનના સિદ્ધાંત ઉપર સમાધાની કરવા મંડી પડે. પરંતુ આ બધાં મંડળોની સત્તા, સલાહ આપવા જેટલી જ હોય. અધિકારની નહીં. કારણ કે અધિકાર આવે છે, ત્યારે કોઈ પણ સંસ્થામાં સત્યનો વિચાર કરવાને બદલે સ્વાર્થ તરફ ખેંચતાણ વધારે થાય છે. લોકમતથી રાજ્ય ચલાવવાની પદ્ધતિનું આ નવું સ્વરૂપ છે અને તેનો પ્રયોગ કરવા જેવું છે.

**એક વૃદ્ધની વિચાર પોથીમાંથી.**

પ્રમાણ ૨૫ ગ્રંથના કર્તા છે. સર લૉરેન્સ જેન્કીન્સ મુંબાઇ અને* કલકત્તા હાઇ કોર્ટોમાં વડા જજ્જ હતા. બેઉ અતિ વિદ્વાન જજ્જ છે.

તે ઉપરાંત, આ પંદર જજ્જો માંદે સાજે વા કોઇ કારણ સર રજા ઉપર હોય ત્યારે અડચણ ન પડે માટે, હાઉસ ઑફ લૉર્ડઝમાંથી નિપુણ ન્યાય શાસ્ત્રીઓને વગર પગારે-માનાર્થે કામ કરવા નિમંત્રણ કરવામાં આવે છે. અને તેઓ તે આમંત્રણ દેશ સેવા તરીકે સ્વીકારે છે. સદ્દગત લૉર્ડ સિંહા પ્રીવી કૌંસીલમાં આ પ્રકારે બેસતા હતા.

જેમ હિન્દના નિવૃત્ત થયેલા જજ્જો પ્રીવી કૌંસીલમાં લેવાય છે, તે જ પદ્ધતિએ સંસ્થાનોના જજ્જોની પણ પસંદગી થાય છે. આ પ્રમાણે, આ પ્રીવી કૌંસીલ એ માત્ર ન્યાય શાસ્ત્રીઓનું જ નહિ, પરંતુ રાજ્ય નીતિજ્ઞ પુરૂષોનું પણ મંડળ ગણાય છે. અને એવી માન્યતા છે કે, બલ્કે પસંદગી એ ધોરણે કરવામાં આવે છે કે, જેમ અમુક વ્યક્તિ વિશેષ રાજ્યનીતિજ્ઞ હોય તેમ તે વધારે સારો ન્યાય શાસ્ત્રી મનાય છે; કારણ કે એક રીતે આ પ્રીવી કૌંસીલ બ્રિટિશ સામ્રાજ્યના વિવિધ વિભાગોને ન્યાયના બંધારણથી સાંકળતી એક અતિ મહત્વની સંસ્થા છે. અંગ્રેજો આ દષ્ટિએ આ સંસ્થાને આલેખે છે.

આ કોર્ટના જજ્જોમાં ૬૦ વર્ષથી વધારે ઉમરનાને પસંદ કરવામાં આવે છે. હાઇ કોર્ટમાંથી નિવૃત્ત થવાની ઉમરની હદ ૬૦ વર્ષની છે. ' સાઠી બુદ્ધિ નાઠી ' એ કહેવત અહિં જુઠ્ઠી પડે છે. ' ઘરડા વિના ગાડાં વળે નહિં ' એ બીજી કહેવતનો અહિ અમલ થતો જણાય છે. પ્રાચીન ગ્રીસના સ્પાર્ટામાં ખાસ રાજ્ય સભામાં ૬૦ વર્ષથી વધુ ઉમરના વયોવૃદ્ધ નાગરિકો પસંદ થતા હતા. રોમન સેનેટરો પણ એટલી જ પાકી ઉમરના મહાત્માઓ હતા.

અત્યારના લૉર્ડ ચાન્સેલર લૉર્ડ કેવ ૭૦ વર્ષ વટાવી ગયેલા છે. બીજા જજ્જ લૉર્ડ ફીલીમોર ૮૨ વર્ષની કોટિએ પહોચી ગયા છે. પ્રીવી કૌંસીલમાંથી નિવૃત્ત થવાની ઉમરની કોઈ અવધિ નથી. કામ કરવાની શક્તિ હોય ત્યાં સુધી ઉમરનો બાધ નડતો નથી.

વકીલો અને દાક્તરોને ઉમરનો બાધ ક્યારે નડે છે? સાધારણ રીતે જુના વકીલ વા દાક્તરને વિશેષ પસંદ કરીએ છીએ.

રાજાઓને પણ ઉમરનો બાધ ક્યારે નડે છે? જેમ વય વધારે તેમ જ્ઞાન તથા અનુભવ વિશાળ અને તેનો લાભ આપણને મળે.

આ અંગ્રેજી પ્રીવી કૌંસીલના મૉડેલ સાથે આપણાં દેશી રાજ્યોમાંથી કેટલાં રાજ્યોની હજુર અદાલતો સરખામણીમાં ઉતરી શકશે!

રાજા એ હજુર અદાલત. પરંતુ આજ કાલ રાજાની આ સત્તા બહુધા રાજ્યના દિવાનો ભોગવે છે. અને જ્યાં દિવાનો રાજ રમતમાં રોકાયલા હોય ત્યાં એ સત્તા ત્હેમના ન્યાય મંત્રીઓ વાપરે છે. દિવાનો મ્હોટે ભાગે રેવન્યુ અમલદારો હોય છે. એટલે ન્યાય શાસ્ત્રના—ખાસ કરીને દીવાની કાયદાના અભ્યાસી હોતા નથી. વળી, આ પદ્ધતિમાં કારોભારી

---

* આ લેખ લખ્યા પછી, માર્ચ ૧૯૨૭ આખરે લૉર્ડ કેવ ગુજરી ગયા છે.

અને ન્યાય ખાતાનું મિશ્રણ થઇ જાય છે, તે પણ ઇચ્છવા યોગ્ય નથી, બેઉ ખાતાં નિરાળાં હોય તો જ 'ચોખ્ખો' ન્યાય મળી શકે.

વડોદરા રાજ્યની હજુર અદાલતનું બંધારણ અનુકરણ કરવા યોગ્ય છે. જાણવા પ્રમાણે તે આ રીતે છે; ૧ નામદાર દિવાન સાહેબ, ૨ ન્યાય મંત્રી, ૩ વરિષ્ટ કોર્ટના ટ્રાયલ જજ્જ, ૪ વરિષ્ટ કોર્ટના એક બીજા જજ્જ, અને ૫ શ્રીમંત મહારાજાની કારોબારી સભાના એક સભ્ય. આ પ્રમાણે આ કોર્ટ અંગ્રેજી પ્રીવી કૌંસીલનું સુન્દર અનુકરણ છે.

પરંતુ ન્હાનાં રાજ્યોમાં આટલા બધા નિપુણ ન્યાય શાસ્ત્રીઓ હોય નહિ, એ સ્વાભાવિક છે. થોડાંક રાજ્યો એકત્ર મંડળ થઇ, આવી એક કોર્ટ ગોઠવે તો બની શકે; પરંતુ તેમ કરવામાં રાજ્યના માન મરતબા અને સ્વાતંત્ર્યનો પ્રશ્ન નડે છે.

છતાં પ્રત્યેક રાજ્યમાં નિવૃત્ત થયેલા ન્યાયાધીશો અને દિવાનો તો હોવા જોઈએ. આ વયોવૃદ્ધ અને પાકટ અનુભવીઓનું એક મંડળ બનાવી શકાય. કદાચ આવા નિવૃત્ત થયેલા ગૃહસ્થોને પગાર અર્થે નહિં, પરંતુ માનાર્થે કામ કરવા સ્હમજાવી શકાય. નિવૃત્ત થયેલા ગૃહસ્થો માનાર્થે કામ કરતા હોય, એટલે એમને અધિકારીઓ જેવી, પ્રોમોશનની ખાતર રાજાને રાજી રાખવાની, આકાંક્ષા હોય નહિં. પરિણામે, વધારે સંગીન અને ચોખ્ખો ન્યાય મળી શકે.

આવી તટસ્થ કોર્ટોની ખાસ આવશ્યક્તા રાજ્યદ્વારી યા રાજ્ય પ્રકરણી કેસોમાં જણાય છે. અને કોઇ પણ સ્ટેટ એવું ક્વચિત જ હશે, જેમાં આવા કેસો પ્રસંગોપાત ઉપસ્થિત થતા નહિ હોય!

આવા કેસોમાં ઇન્સાફ આડે માર્ગે જાય તો નિઃશંક 'આગળ' બુમ પ્હોંચવાની. પોલીટીકલ ખાતાનો દૃષ્ટિકોણ angle of vision હમણાં હમણાં બદલાયલો ભાસે છે. ઇંદોર નભા, અને ભરતપુર તાજો દૃષ્ટાંત છે. દિવાસ (રાજપૂતાના), ઉદેપુર અને નિઝામ હૈદરાબાદનાં પરિવર્તનોમાં ગૂઢ રહસ્ય સમાયલાં છે. એટલે આ વિષયમાં દેશી રાજ્યોએ સંભાળવા જેવું છે. તેથી જ રાજ્યની આ સર્વોપરી અદાલતનું બંધારણ લેશ માત્ર આક્ષેપ વિનાનું હોવું અતિ ઇષ્ટ છે. Caesar's wife must be above suspicion.

સંગીન ઇન્સાફ એજ પ્રત્યેક રાજ્યનો અચળ પાયો છે. ઇન્સાફમાં રૈયતની આસ્થા ઓછી થઇ, એટલે રાજ્યના પાયા ઢીલા થયા સ્હમજવા પરંતુ આ અસર એટલી ધીરી અને ધીમી થાય છે કે તે એકાએક દેખાઇ આવતી નથી. અને એથી જ એ પ્રતિ ઓછું લક્ષ અપાય છે.

દેશી રાજ્યો જમીન મહેસુલ ઉઘરાવવામાં અને વધારવામાં જેટલું લક્ષ આપે છે, તેથી વિશેષ લક્ષ ન્યાય આપવામાં, અને તે ન્યાય ચોખ્ખો, સસ્તો અને વ્હેલો મળે તે જોવામાં આપે એવું આપણે ઇચ્છીશું અને એમાં જ પ્રત્યેક રાજ્યનું શ્રેય છે. રાજા અને રૈયત વચ્ચે પરસ્પર પ્રીતિ ત્યારે જ થાય, જ્યારે રૈયત રાજ્યના ન્યાયથી સંતુષ્ટ હોય! રૈયતનો સંતોષ એજ રાજ્યની આબાદી છે! અસ્તુ!

---

# ઈડર સ્ટેટ (નાની મારવાડ)

## (એક જુનો નોકર).

[ ઇડર રાજ્યમાં અને મહીકાંઠા એજન્સિમાં લગભગ ત્રીશ કરતાં વધારે વર્ષ જેમણે જવાબદારી વાળી નોકરી કરી છે તેમણે પોતાના અનુભવ ઉપરથી આ "સ્મૃતિ લેખ" લખ્યો છે. લેખક અત્યારે કેવળ વાનપ્રસ્થ અને ધાર્મિક જીવન ગાળે છે, છતાં અમારી વિનતિને માન આપી તેમણે પોતાનાં સ્મરણો ઉપરથી આ લેખ લખી આપ્યો તે માટે અમે એમના આભારી છીએ. તંત્રી ]

સને ૧૮૮૦ની આખરે અમદાવાદમાં મેટ્રીકની પરીક્ષા આપ્યા બાદ અનાયાસે ઇડરના ના. મહારાજા સાહેબ શ્રી કેશરિસિંહજી જે તે વખતે સગીર વયના અને રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરતા હતા, તેઓએ રાજકોટ જતાં અમદાવાદમાં મુકામ કર્યો હતો, તેમને મારા મુરબ્બી ભાઈ, જેઓ તેઓશ્રીના મુસાયબ હતા, તેમની મારફતે મળવું થયું. ત્યાં વાતચીતમાં મેટ્રીકની પરીક્ષા પુરી થઈ ગઇ હોવાથી મને થોડો વખત નિવૃત થયેલો જાણીને પોતાની સાથે રાજકોટ આવવા સુચવવાથી હું રાજકોટ ગયો.

રાજકોટ રાજકુમાર કૉલેજમાં તે સમયે પ્રિન્સીપાલ મી. મેકનોટન હતા. જેમના સુશિક્ષણનો અમુલ્ય લાભ મહારાજા કેશરિસિંહજી તથા તેમના સહચારી રાજકુમારો લેતા હતા. તેમના વખતની કૉલેજની સુવ્યવસ્થા અને રાજકુમારો તરફનો તેઓનો (પ્રિન્સીપાલનો) પ્રેમ વખાણવા લાયક હતો. તેજ સ્થળે મેટ્રીકની પરીક્ષા પાસ થયાના ખબર મળ્યાથી હું સુરત એજન્સિમાં વાંસદા રાજ્યમાં ઈંગ્લીશ ટીચર તરીકે જોડાયો. મહારાજાથી છુટા પડતી વખતે તેઓએ કહ્યું કે હું રાજગાદી સંભાળીશ એટલે તારે માટે વિચાર કરીશ. તે જ પ્રમાણે તેઓ નામદારે સને ૧૮૮૨ ના જુલાઇ માસમાં સ્ટેટનો ચાર્જ લીધો તે પ્રસંગે મને વાંસદાથી આમંત્રણ કરી ઇડર બોલાવ્યો અને રાજ્યની નોકરીમાં દાખલ કર્યો. ત્યાર પછી ઇડર રાજ્ય સાથે મારો સંબંધ જોડાયો હતો.

ના. મહારાજા કેશરિસિંહજી રાઠોડ વંશના હતા. તેમની સગીર ઉમરમાં બ્રિટીશ મેનેજમેન્ટ હતું, જેનો ચાર્જ સુરતના રહીશ. રા. બા. ઓચ્છવરામ મીઠારામ આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ પાસે હતો. તેમને ના. શ્રી એ દિવાન તરીકે રહેવાને આગ્રહ કરેલો પણ તેઓએ વૃદ્ધાવસ્થાને લીધે ના પાડેલી, તેથી નડીઆદના ભાઉ સાહેબ કુટુંબના દેસાઇ હરીદાસ વિહારીદાસને દિવાન તરીકે નિમવામાં આવ્યા હતા.

રા. બા. ઓચ્છવરામ મીઠારામે ઇડર છોડતી વખતે મહારાજાને રાજ્યના હિતચિંતક તરીકે ખાનગીમાં શિખામણનાં આ પ્રમાણે વચનો કહેલાંઃ—

૧. રાજ્ય કારભારનું કામ હમેશાં જોખમ ભરેલું છે. આપે કેળવણી લઇ તથા મારી પાસેથી રાજ્ય વ્યવસ્થાની તાલીમ લઇ જે તૈયારી કરી છે તેથી આશા છે કે આપ પૂર્ણ

રીતે રા૦ સા૦ હરીદાસ ભાઇ જેવા દિવાનની મદદથી આપની રાજ્યનૌકા ફત્તેહમંદ રીતે હંકારી શકશો.

૨ ઇડર રાજ્યનું બંધારણ વિચિત્ર છે. રાજ્ય અને સરદારો વચ્ચેનો સંબંધ અટપટો છે. માટે બંને વચ્ચે સલાહસંપ રહે એમ વર્તશો—

૩ નાણાં સંબંધી સ્થિતિ તરફ હંમેશાં લક્ષ રાખશો—

રૈયતને યોગ્ય ઇન્સાફ મળે તેમજ તેમનાં સુખદુઃખની હકીકત તરફ હંમેશા લક્ષ રહે એમ કરશો. એક વાત કહેવાની એ છે કે બનતા સુધી મોતની શિક્ષા ફરમાવતાં બહુજ દીર્ઘ દૃષ્ટિ વાપરશો. જો કે ઇડર ફર્સ્ટક્લાસ સ્ટેટ છે, તેથી મોતની શિક્ષા ફરમાવવાનો અધિકાર છે છતાં મોતની શિક્ષા ફરમાવવામાં એવો ગંભીર ભય રહે છે કે તે શિક્ષા અમલમાં આવ્યા બાદ જો ગુન્હેગાર નિર્દોષ હતો એમ કોઇ કારણસર જણાય તો આ શિક્ષા પાછી ખેંચી શકાતી નથી. માટે મોતથી ઉતરતા દરજ્જાની શિક્ષા કરવી સહીસલામત ભરેલું લાગે છે, ગુન્હેગારને શિક્ષા કરવાનો હેતુ ફરી તે ગુન્હો ન કરે તેમજ બીજા તેનો દાખલો લેઇ ગુન્હા કરતા અટકે એ છે. આ ન્યાયના સિદ્ધાન્તને અવલંબી મોતની શિક્ષા તદ્દન રદ કરવા બાબત ઇગ્લેન્ડની પાર્લામેન્ટમાં પણ ઘણી વખત ચર્ચા થયેલી આપના સાંભળવામાં આવી હશે.

૫. બીજી ખાસ સલાહ આપવાની એ છે કે જ્યારે જ્યારે જુવાન રાજાઓને રાજ-સત્તા પ્રાપ્ત થાય છે ત્યારે કેટલાએક સ્વાર્થી અને મતલબીયાં માણસો તેમને સન્માર્ગમાંથી આડે રસ્તે દોરી તેમની પોતાની અનીતિની જાળમાં ફસાવવાનો પ્રબળ પ્રયત્ન કરે છે. તેવાઓથી સાવધ રહેશો. તેવા મંડળના કોણ છે તે બાબત આપણે ઘણી વખત વીચારેલું છે એટલે ધ્યાનમાં હશે.

તા. ૭ જુલાઇ સને ૧૮૮૨ ને રોજ મહારાજાશ્રીને રાજસત્તા દબદબા ભરેલા દરબા-રમાં સંપ્રાપ્ત થઇ. મુંબાઇ સરકાર તરફથી તે સંબંધીનો ખલીતો તે વખતના મહીકાંઠાના પોલીટીકલ એજન્ટ મહેરબાન વુડહાઉસ સાહેબને હસ્તે અપાયો હતો. આ રાજદ્વારી દરબારમાં ઇડર રાજ્યના સરાયત સરદારો વચ્ચે બેઠક સંબંધી તકરાર ઉપસ્થિત થઇ. તેઓની બેઠક સંબંધી નિયમ પ્રથમ નક્કી થયેલો નહી હોવાથી રા. સા. હરીદાસભાઇના દીવાનપદ ધારણ કરવાની કાર્યદક્ષતાની કસોટીનો આ પહેલો પ્રસંગ આવ્યો. સરદારોનો દરજ્જો વહીવટ અને નાનામોટાપણું તપાસી બેઠકનો અનુક્રમ બાંધવાને સમય જોઇએ. પણ આ તો દરબારમાં સરદારો પોતાની બેઠક લેતાં તેમાંના મઉપટ્ટાના તે વખતના સરદાર જેઓ સઉથી વૃદ્ધ અને તેજ સ્વભાવના હતા તેઓને પોતાની મરજી માફકની બેઠક નહી મળવાથી દરબારમાંથી ચાલી જવાની તૈયારીમાં હતા તેવામાં રા. સા. હરીદાસભાઇએ ફક્ત આ પ્રસંગને માટે જ સમયસૂચકતા વાપરી સરદારોને સમજુત કરી, ઉંમરના પ્રમાણમાં બેઠકની ગોઠવણ કરી તકરાર ઓલવી નાખી. તે વખતે જ રા. સા હરીદાસભાઇની કારભાર કરવાની શક્તિનો. અનુભવ

લાગતા વળગતાઓને થયો: જો આ તકરાર આવી રીતે આરોપાઈ ન હોત તો ના. મહારાજા સાહેબ અને સરદારો વચ્ચેના વિરોધનાં બીજ રોપાઇ તેઓશ્રીને અને રા. સા. હરીદાસભાઇને " પ્રથમ ગ્રાસે મક્ષીકા " જેવું થાત.

દેશી રાજ્યોના કારભારો કરવા એ સહેલી વાત નથી. પ્રસંગે પ્રસંગે તેમાં ઘણી મુશ્કેલીઓ નડે છે. કેવલ રાજાને ખુશ કરવા જાય તો પ્રજા નારાજ થાય અને કેવળ પ્રજાને ખુશ કરવાનો પ્રયત્ન કરે તો રાજા કફા થાય. વળી ત્રીજા પોલીટીકલ એજંટ અને સરકાર તો માથે ખરા જ. લોકોમાં સામાન્ય કહેણી ચાલે છે કે—" કારભારી એ ત્રણ ધણીની ઓરત. "

ઇડરનો કારભાર આથી પણ મુશ્કેલી ભરેલો હતો. કારણ વધારામાં રાજ્યના ભાયાતો સરાયન સરદારો, ભોમીયા ઠાકોરો–આ બધાની વચ્ચે અટપટો કારભાર કરવાનું કામ રા. સા. હરીદાસ ભાઇને શિર આવી પડેલું. વળી નામદાર મહારાજા સાહેબ પણ યુવાન અને રાજ્યની લગામ તાજેતર હાથમાં લીધેલી. સારે ભાગ્યે મહારાજા સાહેબ કોઇ પૂર્વના સારા સંસ્કારોને લીધે દયાળુ, શાંત અને ધર્મપરાયણ હતા. વળી સારાં નીતિનાં પુસ્તકો–ઈંગ્રેજી તેમજ ગુજરાતીનો–નિયમીતપણે દરરોજ વાંચવાના શોખી હતા. તેથી પ્રથમ જ ધર્મનીતિનું પુસ્તક " ભગવતગીતા " અને રાજ્યનીતિનું પુસ્તક " ટેલીમેકસ " તેઓશ્રીના મુબારક હાથમાં નિત્ય પાઠ કરવા સારૂં મુકાયાં. તેમાં ધર્મનીતિનો તેઓનો મુદ્રાલેખ—"**श्रीकृष्ण शरणम् अहम् ।**" હતો અને રાજ્યનીતિનો–" The Happiness of the People is the Happiness of the King." હતો.

આ પ્રમાણે શ્રીમાન્ મહારાજા સાહેબ અને દિવાન રા. સા. હરીદાસભાઈનું જોગાણ સોનું અને સુગંધ તુલ્ય નીવડ્યું. છતાં રાજ્યમાં ખટપટી પ્રસંગો તેઓના વખતમાં ઉભા થતા. તે બહુ જ સાવધાનીથી નિવારવામાં આવતા હતા. એક પ્રસંગે રા. સા. હરીદાસભાઇને એવા એક બે ખટપટીઆઓને દુર કરવા પોલીટીકલ એજંટ તરફથી ખાનગીમાં સુચવવામાં આવતાં તેઓએ વિશાળ બુદ્ધિ વાપરી જવાબમાં એમ કહ્યું કે–"You will agree with me sir, if I try to correct those unlucky creatures rather than see them ruined at once." આ પ્રમાણે કહેવામાં તેઓએ કેટલી ખુબી અને અગમચેતી વાપરી જણાય છે, તે આ લેખના વાંચકો વિચારી લેશે.

તે વખતના સરદારો જુના અને અસલી વિચારના હોવાથી નવા જમાનાને રસ્તે દોરવાની ઘણી મુશ્કેલીઓ રાજ્યને નડતી. તેમાંના કેટલાકને ફોજદારી તથા દીવાની અધિકાર અમુક હદમાં ભોગવવાની છુટ આપેલી હોવાથી, જુના રિવાજ પ્રમાણે તેઓની ઇન્સાફ કરવાની ઢબ અને પંચાતી પદ્ધતિઓ નવા જમાનાને છાજતી માલમ પડે નહી એ સ્વાભાવિક છે. તેથી વખતોવખત તેઓની સાથે રાજ્યસત્તાવાળાઓને અથડામણી થવાના પ્રસંગો બને અને કચવાટ થાય. વળી સરહદ બાબતની તકરારો પણ ઉભી થાય. આવી અવનવી

મુશ્કેલીઓમાં થંડા મગજથી ના. મહારાજા તથા દિવાન સાહેબ બંને મળી કાર્ય કરતા તેથી સરકારને વચ્ચે પડવાના પ્રસંગો ઉભા થતા નહી અને રાજ્યકારભાર સરળતાથી ચાલતો. સરદારોમાંથી કેટલાએકનાં મગજ ગરમ હોવાથી માથું ઉચું કરવાના પ્રયાસ કરતા. તેવા સાથે ના. મહારાજા સાહેબ અને રા. સા. હરીદાસભાઇ બહુ ગંભીરતા, ધીરજ, અને સામ્યતા વાપરી સમાધાન લાવતા. સરદારોમાં જેઓ હોંશીયાર અને સુરલીત પણે ચાલતા તેમના અધિકારમાં પ્રસંગોપાત વધારો કરી આપી તથા બીજી રીતે તલવાર વગેરેની બક્ષીસો દરબાર ભરી એનાયત કરવામાં આવતી હતી. જેથી બીજાઓ તેઓનો દાખલો લઇ તેઓનું વર્તન અનુકુળ કરી પોતાની સત્તામાં વધારો કરાવવાની ઇચ્છાથી સ્પર્ધા કરતા હતા. આવી રાજ્યનીતિ ગ્રહણ કરવાથી સરદારો પોતાના અધિકાર ઉપરાંત નહી જતાં હદમાં રહી પોતાને મળેલી સત્તાનો સદુપયોગ કરતા અને રાજ્યની સાથે સામ ધર્મી પ્રમાણે વર્તતા હતા. જેથી રાજ્યમાં આબાદી અને શાંતિ જળવાઇ સુવ્યવસ્થામાં વધારો થયો.

ઇડર રાજ્યનો મુલક ડુંગરી અને ભીલાક વસ્તીવાળો હોવાથી તેમજ મેવાડ વગેરે અન્ય રાજ્યોની સરહદ લાગુ હોવાથી સુલેહ જાળવવાને માટે તેમજ જાન માલના રક્ષણને માટે બહુ બંદોબસ્ત રાખવાની જરૂર પડતી. કેટલીક વખત પાડોશી રાજ્ય સાથે સરહદી ગુન્હા બાબતની અથડામણુ થતાં આમન સામન વિરૂદ્ધ લખાણુ કરી અધિકારીઓ મુશ્કેલીનો મામલો ઉભો કરતા. તે માટે રા. સા. હરીદાસભાઇ સરહદી ગુન્હામાં આમન સામન એક બીજાની મદદ અને સહાનુભૂતિમાટે અધિકારીઓને બોલાવીને સમજુત આપતા જેથી ગુન્હેગાર અને ચોરમાલ બાબત એક બીજા સરહદવાળાઓ ઢાંક પીછોડો કરતા તે ઘણે ભાગે કમી થતું ગયું.

રેવન્યુ ખાતાની આબાદી માટે બનતાં સુધી થયેલ સર્વે જમાબંધીના ધોરણે તથા ચાલતા વહીવટને અનુસરીને કામ લેતા. જેથી ખેડુતો આબાદ અને સુખી રહેતા. ના. મહારાજા સાહેબની ઇચ્છાનુસાર કેટલાં એક ગામ નવાં વસાવી આબાદીમાં વધારો કરવાના પ્રયાસ ચાલુ કર્યા.

આ પ્રમાણે રા. સા. હરીદાસ ભાઇની દીવાનગીરીનો અમુલ્ય લાભ ના૦ મહારાજા સાહેબને બહુ લાંબી મુદત સુધી મળી શકયો નહી. કારણ જુનાગઢમાં તેઓશ્રીની માગણી થવાથી તેમને ત્યાં જવું પડયું. અને તેમના પછી દીવાનપદ ઉપર મહીકાંઠા એજન્સીના પર્સનલ આસીસ્ટંટ રા. બા. નાથાભાઇ દાજીભાઇએ લીધું. તેઓએ પણ રા. સા. હરીદાસ ભાઇએ આંકેલા ધોરણ ઉપર કારભાર ચલાવવો શરૂ કર્યો. દીવાનની સલાહ ઉપરાંત બીજા અન્ય મિત્રોની સુસલાહનો લાભ ના. મહારાજા સાહેબને મળતો રહેતો. તેમાં રા. સા. હરીદાસભાઇ, દી. બા. મણીભાઇ જશભાઈ શ્રીયુત, મનઃસુખરામ સૂર્યરામ અને શ્રીયુત ચુનીલાલ સારાભાઇ મુખ્યત્વે હતા. અપૂર્ણ.

# દેશી રાજ્યોનો પ્રશ્ન.

## ( સ્વ. રણજીતરામ વાવાભાઇ મહેતા. )

આપણાં દેશી રાજ્યો એટલે ગુજરાતનાં દેશી રાજ્યો સમસ્ત હિંદુસ્તાનનાં નહીં. ગુજરાતનું ક્ષેત્રફળ આશરે ૬૫,૦૦૦ ચોરસ માઇલનું છે; તેમાંથી ૫૫,૦૦૦ ચોરસ માઇલમાં દેશી રાજ્યો છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે તેમના વિશે વિચાર કરવાની કેટલી અગત્ય છે

દેશી રાજ્યો સાથેનો મારો સંબંધ તટસ્થનો છે, તેમનામાં નિમગ્ન થએલાનો નહીં.

દેશી રાજ્યો તરફ અંગ્રેજો કેવી રીતે જુએ છે અને આપણે પોતે કેવી રીતે જોવું જોઈએ? અંગ્રેજ અમલદારોનાં ભાષણોમાં તથા લેખોમાં બે દૃષ્ટિ પ્રધાન હોય છે; (૧) અંગ્રેજો હિંદમાં આવ્યા ત્યારે દેશી રાજ્યોની સ્થિતિ કેવી હતી? (૨) દેશી રાજ્યો સુધારવામાં અંગ્રેજોએ કેટલો ભાગ લીધો? લીવૅાર્નરે કાઠીઆવાડ વિશે ઈંગ્લેંડમાં આપેલું ભાષણ અને તે પ્રસંગે લોર્ડ વિલિંગડને કાઢેલું ગર્વવચન એ આ બાબતમાં ઉદાહરણ છે. ટુંકામાં, "અમે આવ્યા ત્યારે દેશી રાજ્યોમાં પણ અંધેર અને ગેર વ્યવસ્થા હતાં અને અમે તે દૂર કર્યાં" એ અંગ્રેજોની દૃષ્ટિનું તાત્પર્ય છે. આપણી દૃષ્ટિ આથી જૂદી જાતની હોવી જોઈએ. આપણા દેશની પ્રગતિમાં દેશી રાજ્યોએ શો ભાગ ભજવવો જોઇએ અને તે ભજવવા દેશી રાજ્યો તૈયાર અને લાયક છે કે કેમ એ આપણો મ્હોટામાં મ્હોટો પ્રશ્ન છે. આ સંબંધમાં આપણા સાક્ષરોએ શું રજૂ કરેલું છે તે આપણે પ્રથમ જોવું જોઇએ. આ પ્રશ્ન વિશે ઉંડામાં ઉંડો અને વિશાળમાં વિશાળ વિચાર કર્યો હોય તો તે ગોવર્દ્ધનરામે કર્યો હતો. 'સરસ્વતી ચંદ્રની નવલકથામાં દેશી રાજ્યો વિશેની ચર્ચા ઘણું અગત્યનું સ્થાન રોકે છે. ગોવર્દ્ધનરામે તેમની વ્યાપક પદ્ધતિ પ્રમાણે દેશી રાજ્યોનાં જુદા જુદા પ્રકારનાં ચિત્રો આપ્યાં છે. દેશી રાજ્યોના સંબંધમાં ચાર દૃષ્ટિઓનો નિર્દેશ જુદા જુદા પત્રોદ્વારા ગોવર્દ્ધનરામે કર્યો છેઃ (૧) એક તો ", દેશી રાજ્યો તદ્દન સડેલાં છે, તેમનો સમૂળો નાશ થશે તો જ આપણી રાષ્ટ્રીય ઉન્નતિ થશે" એવી વીરરાવ ધમ્પાટેની દૃષ્ટિ; (૨) બીજી, "દેશી રાજ્યોને સત્તા હીન બનાવી બંગાળાના જમીનદાર જેવા તેમને કરવા અને તેઓને નવી રાજ્ય રચનામાં 'હાઉસ ઑફ લૉર્ડઝ' નું સ્થાન આપવું" એવી ચન્દ્રકાન્તની દૃષ્ટિ; (૩) ત્રીજી, "દેશી રાજ્યો છે, તેમનો આવતી કાલે નાશ થવાનો નથી, તો પછી તેમને એવી રીતે સુધારવાં જેથી તેમનું પોતાનું અને દેશનું ઉત્તમ હિત સાધવા તેઓ સમર્થ થાય" એવી વિદ્યાચતુરની દૃષ્ટિ; અને (૪) ચોથી, "દેશી રાજ્યો દેશી લોકોનાં સંસ્થાનો જેવાં હિંદુસ્તાન દેશમાં રહેવાં જોઇએ" એવી પ્રવીણદાસ તથા શંકરશર્મા જેવા દેશી રાજ્યના અમલદારોની દૃષ્ટિ. આ ચાર દૃષ્ટિઓમાંથી અત્યારે વિદ્યાચતુરની દૃષ્ટિથી દેશી રાજ્યોના પ્રશ્ન તરફ જોવું એ ઉત્તમ છે એમ મને લાગે છે.

દેશી રાજ્યો કેવી જાતનાં છે? સરકારે તેમના સાત વિભાગ પાડ્યા છે. તે વિભાગનું મુખ્ય ધોરણ વિસ્તાર છે, પરન્તુ કેટલેક સ્થાને ઐતિહાસિક અગત્ય ઉપર પણ ધ્યાન

આપવામાં આવ્યું છે. દાખલા તરિકે કાંગડાનો વિસ્તાર મહોટો નથી, છતાં તે પ્રથમ વર્ગમાં મૂકાયું છે. કચ્છ, જુનાગઢ ભાવનગર, જામનગર, એવા મ્હોટાં રાજ્યો ભલે રહે એમ કદાચ આપણે કહીએ તો પણ ન્હાનાં ન્હાનાં રાજ્યોનું શું એ પ્રશ્ન ઉભો થાય છે. રાજાઓ મોટે ભાગે રજપૂત, કોળી અને મરાઠા એટલા હીંદુમાંથી છે અને બીજા મુસલમાનો છે.

દેશી રાજ્યોની ઉત્પત્તિ કેમ થઇ ? તેમની સ્થિતિ કેવી હતી ? દેશી રાજ્યોની ઉત્પત્તિ તલવારથી થઇ છે. જે છતે તે રાજા. રૈયત તદ્દન ઉદાસીન રહેતી. પરિણામે જાણ્યે અજાણ્યે એવું સૂત્ર સ્વીકારાય એ સ્વાભાવિક છે કે "રાજા તે રાજ્ય" હાલનું "રૈયત તે રાજ્ય" એ લોકશાસનનું સૂત્ર અજાણ્યું હતું. છતાં રાજાની સત્તા તદ્દન અમર્યાદરૂપ હતી એમ કાંઇ નહોતું. પ્રજાના લડાયક વર્ગની મદદથી કાં તો તે ઘણીવાર રાજ્ય મેળવી શકતો અથવા પોતાને હસ્તક સાચવી રાખતો. એટલે રાજ્યવ્યવસ્થામાં તેમનો પ્રભાવ રહેતો. રાજા અને પ્રજાની વચ્ચે તકરારો થાય ત્યારે સમાધાન કરવાની ત્રણ પદ્ધતિઓ હતી. એક તો બહાર-વટું, બીજી, ઉચાળા ભરી ચાલ્યા જવાની મહાજનની અને ખેડુતોની પદ્ધતિ અને ત્રીજી, બખેડા, ફિસાદ અને રાજસત્તાનો ઉઘાડો અનાદર.

ઇ. સ. ૧૮૮૨ માં કાઠિયાવાડમાં પહેલો પોલિટિકલ એજંટ નીમાયો. ત્યારથી ધીમે ધીમે દેશી રાજ્યો ઉપર અંગ્રેજોની અસર થવા માંડી. ઇ. સ. ૧૮૬૦ માં રાજાઓની સત્તા મુકરર થઈ. ઈ. સ. ૧૮૭૫ માં રાજકુમાર કૉલેજ સ્થપાઇ.

બ્રિટિશ સરકારે આપેલી શાન્તિ અને નિશ્ચિન્તતા પછી કાઠીઆવાડનાં દેશી રાજ્યોની સ્થિતિ કેવી થતી ગઈ છે ? અંગ્રેજી વહીવટની દેશી રાજ્યોના વહીવટ ઉપર ઘણી અસર થઇ છે અને વધારે થતી જાય છે. Personal Government ને બદલે Impersonal Government નો સ્વીકાર—અલબત્ત ઘણો જ ધીમો સ્વીકાર થતો જાય છે. "રાજાની મરજી એ કાયદો" એ સૂત્ર હવે પૂરેપૂરી રીતે ખરૂં રહ્યું નથી. મ્હોટે ભાગે હવે ખાતાંઓથી કામ થાય છે. વસુલાત માટે ઇજારદારોને બદલે અમલદારો દ્વારા કામ કરાય છે. પોતદારીને બદલે રાજ્યની તીજોરી, બેંક વગેરે હયાતીમાં આવ્યાં છે. દેશી રાજ્યોમાં લશ્કરનાં ખર્ચ ઘટયાં છે, પરન્તુ જાહેર બાંધકામ, કેળવણી વગેરેનાં ખર્ચ વધ્યાં છે. કેટલાંક નાનાં રાજ્યોમાં ખર્ચના પ્રમાણમાં ઉપજ ઓછી હોવાથી રાજાઓ ઉદ્યોગવેપાર રાજ્ય મારફત કરે છે.

રાજ્યની ઉપજ એ ખાનગી ગૃહસ્થની ઉપજ હોય એવી રીતે હજી રાજાઓ વર્તે છે. રાજાઓના ખાનગી ખર્ચો વધતા જાય છે. રૈયતની જરૂર તો ઉભી રહે પણ રાજાના શોખ અને મોજ ઉભાં ન રહે. રાજ્યને માથે દેવું થાય તો થાય પણ રાજાના ખર્ચો થવા જ જોઈએ.

હાલમાં રાજાઓના પ્રશ્નો એ છે કે દોલત અને ઉપજ કાયમ કેમ રહે, અને બ્રિટિશ સરકારની સાથે ક્ષોભ વિનાનો સંબંધ કેમ જળવાય ? રૈયતનો પ્રશ્ન એ છે કે સારો વહીવટ કેમ થાય ? લોકશાસન અને લોકોન્નતિના સિદ્ધાંતો હજી સ્વીકાર પામ્યા નથી અને રાજ્યવહીવટમાં રૈયતને સામેલ કરવામાં આવી નથી.

દેશી રાજ્યો પાસેથી આપણે શી આશા રાખીએ છીએ ? દેશી રાજ્યોને માટે આપણે શું કરવું જોઇએ ? દેશી રાજ્યોના રાજાઓ જમાનાને અનુસરી પોતાની પ્રજામાં લોકશાસનનું તત્ત્વ વ્યાવહારિક રીતે ફેલાવે પોતાના રાજ્યમાં લોકશાસનના સિદ્ધાન્તો યથાશક્તિ અજમાવે પોતે રાજ્યના ટ્રસ્ટીઓ છે એમ માને અને હિંદના સમસ્ત રાષ્ટ્રની પ્રગતિમાં પોતાના રાજ્યને ભાગ ભજવવાનો છે એમ સમજે; એ પહેલા પ્રશ્નનો ઉત્તર છે. બીજા પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે બ્રિટિશ હિંદની પ્રજાએ ઉપરના પ્રયત્નોમાં સદ્ભાવથી તથા પ્રસંગાનુસાર સાહાય્યથી દેશી રાજ્યોની પ્રજા તરફ સહાનુભૂતિ બતાવવી જોઈએ. આવી જાતનો પરસ્પર સંબંધ બંધાશે અને સચવાશે ત્યારે જ બ્રિટિશ પ્રજાની પ્રવૃત્તિઓમાં દેશી રાજ્યની પ્રજા ભાગ લેતી થશે અને બન્નેનું અન્તિમ સાધ્ય એક બનશે. *



# નરેંદ્ર મંડળનું બંધારણ.

[ નરેંદ્ર મંડળના બંધારણનો વિષય અત્યારે મહત્વનો છે. અને ભવિષ્યમાં એ મંડળને જો વિશેષ ઉપયુક્ત બનાવવું હોય તો તેના હાલના બંધારણમાં ફેરફારને માટે પૂરતો અવકાશ છે. એટલુંજ નહીં પણ તેમાં પ્રતિનિધિત્વનો પણ વિસ્તાર કરવો જોઇએ તથા નાનાં રાજ્યોને પણ તેમાં યોગ્ય સ્થાન આપવું જોઇએ અને આ બધા કરતાં નરેંદ્ર મંડળના ઠરાવો અમલી હોવા જોઇએ એવો બહુધા મત છે. આટલા માટે નરેંદ્ર મંડળના સ્થાપન વખતે ઘડાયેલા બંધારણને લગતો કેટલોક મહત્વનો ભાગ અમે સાર રૂપે આ નીચે આપીએ છીએ. **તંત્રી**]

**બંધારણઃ—**

૧. ના. વાઇસરૉય નરેંદ્ર મંડળના પ્રમુખ રહેશે.

૨. સભ્યો અને તેમના પ્રતિનિધિરૂપ સભ્યોનું નરેંદ્ર મંડળ બનશે. નીચેની યોગ્યતા ધરાવનાર નરેંદ્ર મંડળના સભ્યો ગણાશે.

(અ) જે રાજકર્તાઓને તા. ૧લી જાને. ૧૯૨૦ ને દિને ૧૧ કે તેથી વધુ તોપોનું વંશપરંપરાનું માન મળ્યું હશે.

(બ) જે રાજકર્તાઓને ના. વાઇસરૉયના મત મુજબ પોતાના રાજ્યનો વહીવટ કરવાની સંપૂર્ણ અથવા લગભગ સંપૂર્ણ સત્તા અપાએલી હશે.

ઉપર (અ) અને (બ) માં જેમનો સમાવેશ નહીં થતો હોય તેઓ નરેંદ્ર મંડળમા પ્રતિનિધિત્વ ધરાવનાર સભ્યો ગણાશે.

૩. નરેંદ્ર મંડળ માત્ર ચર્ચા કરનારૂં અને સલાહ આપનારૂંજ મંડળ રહેશે પણ તે કારોબારી મંડળ નહીં રહે.

---

* નવજીવન અને સત્ય, જાને. ૧૯૧૭.

## નરેંદ્ર મંડળની ફરજોઃ—

(૧) રાજકર્તાઓ, રાજ્યો અને તેમના કુટુંબીઓના હકો, લાભો, મોભો અને સત્તા વગેરે જાળવવા સંબંધી તથા તેમની સાથે થએલાં તહનામાં તથા વચનોનું સંરક્ષણ થાય તે સંબંધી ભલામણ કરવી. (૨) શાહી અને સામાન્ય સંબંધ ધરાવનારા વિષયો પરત્વે ના. વાઇસરોયનો અભિપ્રાય જાણવા નરેંદ્ર મંડળમાં ચર્ચા કરવી અને વિનતિ કરવી. (૩) ખાસ અને ગુંચવણ ભરેલા પ્રશ્નો સંબંધી નરેંદ્ર મંડળને સલાહ આપવા અનુભવીઓ અને બીજાઓની સમિતિઓ નીમવી. (૪) ધારા ધોરણ પ્રમાણે નરેંદ્ર મંડળના ચેન્સલરની અને કાર્યવાહક કમિટિની નીમનોક કરવી. (૫) નરેંદ્ર મંડળ અથવા તેનાં ધારાધોરણ સંબંધી જે કાંઇ દરખાસ્તો ના. વાઇસરોય સન્મુખ મૂકવી હોય તે સંબંધી સૂચના કરવી. (૬) ધારા ધોરણની મર્યાદામાં આવી શકે તેવી બીજી બધી બાબતોનો નિર્ણય કરવો. (૭) ના. વાઇસરોયની રજા વગર નરેંદ્ર મંડળના બંધારણ ઉપર અસર પહોંચાડનારી કોઇ બાબત લાવી શકાય નહીં,

## કાર્ય પ્રણાલિઃ—

(૧) નરેંદ્ર મંડળમાં ઓછામાં ઓછા સભ્યો અને પ્રતિનિધિ સભ્યો ૩૦ હાજર હશે તોજ તે સભા કાનુન પ્રમાણે મળેલી ગણાશે. (૨) હાજર રહેલા સભ્યોની બહુમતિના ઠરાવને અનુસરી ભલામણો કરવામાં આવશે. દરેક સભ્ય એક મત આપી શકશે પણ સભ્યો તેમજ પ્રતિનિધિ સભ્યોની હાજરી તેમજ આપવાનો મત દરેકની મુનસફી ઉપર રહેશે. (૩) નામદાર વાઇસરોય તરફથી નરેંદ્ર મંડળના એક સેક્રેટરીની નીમનોક કરવામાં આવશે, તે નરેંદ્ર મંડળની ભલામણો સાથે મંડળના કાર્યની નોંધ રાખશે અને ના. વાઇસરોય સમક્ષ તે રજુ કરશે. આ ઉપરથી ના. વાઇસરોયને યોગ્ય લાગશે તેવાં પગલાં લેશે. (૪) કામકાજની નોંધની નકલ દરેક સભ્ય તેમજ પ્રતિનિધિ સભ્યને મોકલવામાં આવશે.

## રાજ્યોની સ્વતંત્રતાઃ—

(૧) તહનામાઓ, રાજ્યોનો આંતર વહીવટ, રાજકર્તા સરદારો, તેમનાં રાજ્યો અને કુટુંબના લાભો, પ્રતિષ્ઠા તથા સત્તા સંબંધી તેમજ રાજકર્તાઓની અંગત વર્તણુક સંબંધી નરેંદ્ર મંડળમાં ચર્ચા કરવામાં નહીં આવે. (૨) નરેંદ્રમંડળની સ્થાપના થવાથી ના. વાઇસરોય તથા ગવર્નર જનરલ સાથેના કોઈ પણ દેશી રાજ્યના સંબંધને અડચણ આવશે નહીં. તે સીધો પત્ર વ્યવહાર ચલાવી શકશે તેમજ નરેંદ્ર મંડળની કોઇ પણ ભલામણથી કોઈ પણ રીતે કોઇ પણ રાજ્યના હકો તેમજ સ્વતંત્રતાને અડચણ આવશે નહીં.

## ના. વાઇસરોયની સત્તાઃ—

(૧) નરેંદ્ર મંડળનું કાર્ય ચલાવવા માટેના નિયમો ના. વાઇસરોય તરફથી નરેંદ્ર મંડળ સાથે મસલત કરી નક્કી કરવામાં આવશે. અને તેમાં વખતો વખત જરૂર પડતાં ફેરફાર

અથવા સુધારો વધારો કરવામાં આવશે. (૨) નરેંદ્ર મંડળની કોઇ સભા માટે કામકાજ, ચલાવવા ના. વાઇસરોય મંડળના ધારા ધોરણોની મર્યાદા છોડી શકશે. (૩) નરેંદ્ર મંડળની સામાન્ય બેઠક વર્ષમાં એક વખત, ના. વાઇસરોય જે દિવસ નક્કી કરે તે દિવસે ભરવામાં આવશે. પણ પોતાના તરફથી ખાસ સભા બોલાવવાનું તે નામદારની ઇચ્છાનુસાર રહેશે. (૪) ના. વાઇસરોય નરેંદ્ર મંડળનું પ્રમુખ સ્થાન લેશે. (૫) જો વાઇસરોય ન હોય તો તે નામદાર તરફથી પસંદ કરાયલા કોઇ પણ રાજકર્તા તે સ્થાન લેશે અને ધારા ધોરણ પ્રમાણે પ્રમુખ તરીકેની સત્તાનો અમલ કરશે. (૬) રાજકર્તા પ્રમુખ હોય ત્યારે તેને માત્ર એકજ મત આપવાનો અધિકાર રહેશે.

# આપણાં દેશી રાજ્યો.

## બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યોનું મહેસુલ પ્રમાણ.

હીંદી સરકારના "હીંદની ખેતીવાડીને લગતા આંકડાઓ"ને લગતા ૧૯૨૩-૨૪ના જે ગ્રંથોમાંથી મનુષ્ય દીઠ આપતા જમીન મહેસુલને લગતા પ્રસિદ્ધિમાં આવેલા આંકડાઓ આ નીચે આપ્યા છે. છેલ્લી વસતી ગણતરી પ્રમાણે પ્રત્યેક પ્રાંતની મનુષ્ય સંખ્યાએ તે પ્રાંતના એકંદર મહેસુલને ભાગી તે આંકડાઓ તારવ્યા છે. જે મહેસુલમાં જમીનદારનો ભાગ છે તેમાં માત્ર જમીનદાર તરફથી સરકારને ભરવા પડતા મહેસુલનો સરાસરી આંકડો આપ્યો છે. અને જમીન મહેસુલમાં "Civil Accounts માં આવી જતા બધા ખર્ચની ગણતરી કરેલી છે.

### દેશી રાજ્યો ૧૯૨૩-૨૪

| | રૂ. આ. પા. | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| હૈદ્રાબાદ ( રૈયતવારી ) | ૨—૬—૦ | બીકાનેર | ૨—૦-૧૦ |
| મૈસુર | ૨—૮—૧ | મારવાડ | ૨—૪—૩ |
| ગ્વાલીઅર ( જમીનદારી ) | ૩—૭—૮ | જયપુર | ૫—૫—૫ |
| કાશ્મીર | ૨—૦—૭ | અલવર (જમીનદારી અને ગામવારી) | ૪—૮—૯ |
| કોચીન | ૧—૨—૧ | ભરતપુર ( રૈયતવારી અને જમીનદારી ) | ૫—૦—૦ |
| ઇન્દોર | ૫—૮-૧૦ | ઔંધ ( રૈયતવારી ) | ૨—૮—૪ |
| ભોપાલ | ૪—૩-૧૦ | સચીન ( રૈયતવારી ) | ૯—૪—૩ |
| રાજગઢ ( રૈયતવારી ) | ૬—૦—૧ | ધરમપુર | ૨-૧૪—૧ |
| નરસિંહગઢ ( રૈયતવારી ) | ૫-૧૪-૧૧ | રામપુર ( જમીનદારી ) | ૬-૧૫—૯ |
| દેવાસ ( રૈયતવારી ) | ૨—૭-૧૦ | | |

## બ્રિટિશ-હિંદના પ્રાંતો ( ૧૯૨૨-૨૩ અથવા ૨૩-૨૪ )

| | રૂ. આ. પા. | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| મદ્રાસ | ૧-૧૧—૬ | મધ્ય પ્રાંતો | ૧—૮—૮ |
| મુંબઇ | ૨—૬—૯ | આસામ | ૧—૫—૭ |
| બંગાળા | ૦-૧૦—૨ | સર્હદના પ્રાંતો | ૧—૨—૫ |
| સંયુક્ત પ્રાંતો | ૧—૮—૮ | અજમેર-મેરવાડા. | ૦-૧૧—૫ |
| પંજાબ | ૨-૧૨—૬ | માનપુર ( મધ્ય હીંદ ) | ૨—૯—૦ |
| બર્મા | ૪—૯—૨ | કુર્ગ | ૨—૬—૧ |
| બિહાર-ઓરીસા | ૦—૭—૪ | દિલ્હી. | ૦-૧૪—૯ |

**નોંધ:**—આંકડાઓનો વિશેષ ગુણ સ્થિતિસ્થાપકતાનો છે. એ ગુણને લઇને આંકડાઓ માર્ફતે ઇચ્છાનુસાર કાર્ય લઇ શકાય છે. ઉપર્યુક્ત અંકો, ગણતરીની જે પદ્ધતિએ ઉપજાવી કઢાડ્યા હશે તે પદ્ધતિ વિષે તો જરૂર વિવાદ હોઇ શકે છતાં તેમાં ઘણું સત્ય રહેલું પણ હશે. પણ અમે કહીએ છીએ કે બ્રિટિશ પ્રાંતોમાં લોકલ બોર્ડ, કસ્ટમ્સ, આવક વેરો વગેરે કરો કે જેનો પરોક્ષભાર ખેડૂતો ઉપરજ છે, તેની ઉપરના આંકડાઓમાં ગણતરી નથી કરવામાં આવી. જ્યારે દેશી રાજ્યોમાં એવા કરો નથી. એ દૃષ્ટિ બીંદુ આ આંકડાઓ જોતાં જરૂર લક્ષમાં રાખવું જોઈએ.

### દેશી રાજ્યોની સામાન્ય માગણી—

બટલર કમિટિના કાર્ય સંબંધી સમાલોચના કરવા ક્રી પ્રેસે પોતાનો ખાસ પ્રતિનિધિ નિયુક્ત કર્યો હતો. આ પ્રતિનિધિ એ સંબંધી પોતાના નિવેદનમાં આ પ્રમાણે હકીકત જણાવે છે:-" બટલર કમિટિએ પ્રસિદ્ધ કરેલી પ્રશ્નમાલાના રાજકર્તાઓએ જે ઉત્તર આપ્યા છે, તે ઉપરથી જણાય છે, કે જો કે રાજદ્વારી પ્રશ્નોમાં રાજકર્તાઓમાં મતભેદ છે પરંતુ આર્થિક પ્રશ્નોમાં બધા એક મત છે. કેટલાંક રાજ્યો એવાં છે કે જે સામાન્ય સંરક્ષણ નિમિત્તે હીંદી સરકારને વાર્ષિક રકમ આપે છે. રાજકર્તાઓ એમ કહે છે, કે તેમણે આ માટે પોતાના રાજ્યોનો ચોક્કસ ભાગ એક વાર સરકારને આપી દીધો છે, ત્યાર પછી એટલાજ માટે વાર્ષિક રકમ લેવી એ અયોગ્ય છે. વળી તેઓ પોતાના રાજ્યોમાં વાર્ષિક ભારે સૈનિક ખર્ચ ઉઠાવે છે, જે સૈન્યનો બ્રિટિશ સરકાર પોતાની ઇચ્છા પૂર્વક ઉપયોગ કરી શકે છે. એથી પણ રાજ્યોને ભરવી પડતી વાર્ષિક રકમ બંધ કરવાનો તેમને અધિકાર પ્રાપ્ત થાય છે. બીજો પ્રશ્ન રેલ્વે સંબંધી છે. રાજકર્તાઓની એવા પ્રકારની માગણી છે, કે પોતાની હદમાંથી જેટલી રેલ્વે લાઇન પસાર થાય તેના ઉપર તેમનો અધિકાર રહે. એટલુંજ નહીં પણ એવી રીતની રેલ્વેની આવકમાંથી રાજ્યોને યોગ્ય હીસ્સો પણ મળવો જોઇએ; કારણ કે તેમાં મહુધા દેશી રાજ્યોની પ્રજાનો મોટો ભાગ મુસાફરી કરતો

હોય છે. ત્રીજો મહત્વનો પ્રશ્ન જગાત સંબંધી છે. દેશી રાજ્યોની માગણી છે, કે હીંદુસ્તાનમાં જે માલ આયાત થાય છે, તેના ઉપર હીંદી સરકાર જે જગાત વસુલ કરે છે તેમાં દેશી રાજ્યોનો પણ ભાગ હોવો જોઈએ. કારણ કે રાજ્યોની માન્યતા છે કે કરમાં જે વૃદ્ધિ કરવામાં આવે છે, તેથી તેઓની પ્રજા અને મહેસુલ ઉપર ભારે અસર થાય છે; કારણ કે આવા પ્રકારના પરોક્ષ કરથી પ્રજા નવા કરને માટે એટલે દરજ્જે અશક્ત થઇ જાય છે, કે રાજ્યમાં સુધારા કરવા નિમિત્તે પણ પ્રજા ઉપર નવો કર નાંખી શકાતો નથી. સિવાય જે રાજ્યો બંદરો ધરાવે છે, તેઓની માગણી એવી છે, કે તેમના ઉપર વીરમગામ લાઈન જેવા જે અંકુશ મૂકવામાં આવ્યા છે, તે દૂર થવા જોઇયે. આ માગણીના સંબંધમાં હીંદી સરકારનું એમ કહેવું છે, કે જો રાજકર્તાઓ પોતપોતાના રાજ્યમાંથી આયાત અને નિકાસ જગાત કાઢી નાંખે તો સરકાર આયાત નિકાસ કરમાંથી દેશી રાજ્યોને હીસ્સો આપે. પરંતુ (૧) આ રીતે જે રકમ દેશી રાજ્યોને મળે તે તેમને અત્યારે મળતા આયાત નિકાસ કર કરતાં ઓછી ન હોય અને (૨) એ રકમ સંબંધી નિશ્ચિત સમય પછી પુનઃ વિચારણા કરવામાં આવે, એ શરતે દેશી રાજ્યો ઉપર્યુક્ત માગણી સ્વીકારવા તૈયાર છે. અફીણ અને મીઠાનો પ્રશ્ન પણ એવોજ છે. દેશી રાજ્યો ઇચ્છે છે, કે તેમને અફીણની ખેતી કરવાની તેમજ ચીન સિવાય જ્યાં અફીણની માગણી વિશેષ હોય ત્યાં અફીણ મોકલવાની પરવાનગી મળવી જોઈએ. વળી હીંદી સરકાર મીઠાના સંબંધમાં પોતાની હાલની નીતિ કાયમ રાખવા ઇચ્છતી હોય, તો તેની આવકમાંથી અમુક ભાગ દેશી રાજ્યોને પણ મળવો જોઇએ. તેમ દર પાંચ વર્ષે આ સંબંધી પુનઃ વિચારણા થાય. જે રાજ્યોને બંદરો છે તે રાજ્યોની એવી માગણી છે, કે તેમને મીઠું બનાવવાનો તેમજ તેને બહાર નિકાસ કરવાનો અધિકાર મળવો જોઈએ. કેટલાક રાજાઓએ બ્રિટિશ સરકારની સાથે સમાનતાના દાવાનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે. નિઝામ સરકારે વરાડ અને ગાયકવાડ સરકારે કાઠીઆવાડ મેળવવાની માગણી પણ કરી છે.'

## ઔંધની પ્રગતિ.

ઔંધ રાજ્યનો ૧૯૨૬-૨૭નો વહીવટી અહેવાલ પ્રસિદ્ધ થયો છે. એ ઉપરથી જણાય છે, કે એક લાખ જેટલી વસ્તીવાળા આ રાજ્યમાં રાજ્યની ધારાસભા દ્વારા વહીવટનું બધું કાર્ય થાય છે. ઔંધના રાજકર્તા પોતાના ખાનગી ખર્ચનું બજેટ પણ આ ધારાસભા સમક્ષ તે પાસ કરાવા માટે રજુ કરે છે. અને વાદવિવાદ પછી જ ખાનગી ખર્ચની રકમ મંજુર કરવામાં આવે છે. આ અનુકરણીય શીરસ્તો છે. રાજ્ય તરફથી ઉદ્યોગ પ્રવૃત્તિને ખાસ ઉત્તેજન આપવામાં આવે છે. સમગ્ર હીંદમાં જાણીતું થએલું કીર્લોસ્કર ભાઇઓનું ખેતીનાં ઓજારોનું કારખાનું અને ઓગલેનું કાચનું કારખાનું આ રાજ્યમાં સુંદર રીતે ચાલે છે. શાળામાં જતા લાયક વિદ્યાર્થીઓની સંખ્યા પૈકી ૭૫ ટકા વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે અને હવે પછી ફરજીઆત કેળવણીના પરિણામે આ સંખ્યામાં વધારો થશે. પ્રાથમિક શાળાઓમાં વિદ્યાર્થીઓ તેમજ વિદ્યાર્થિનીઓને કસરત કરવાનું ફરજીઆત છે. તેમજ

માધ્યમિક શાળાઓમાં અભ્યાસ કરનાર કુમાર અને કુમારિકાઓને તરવા શિખવાનું પણ ફરજીઆત છે. રાજ્યની દરેક મ્યુનિ. ને પોતાનો પ્રમુખ ચુંટવાનો અધિકાર છે. આમ સર્વ રીતે ઔંધ પ્રગતિશીલ છે અને પ્રગતિમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય આ હેતુથી રાજ્ય તરફથી અવનવ યોજનાઓ ઘડવામાં આવે છે.

## ત્રાવણકોર. ૧૯૨૭.

ત્રાવણકોર રાજ્યનો છેલ્લા વર્ષનો વહીવટી અહેવાલ પ્રસિદ્ધ થયો છે. એ ઉપરથી જણાય છે, કે આ રાજ્યનું ક્ષેત્રફળ ૭૬૨૫ ચો. મા. મનુષ્ય સંખ્યા ૪૪ લાખ અને વાર્ષિક આવક ૨ કરોડ ૩૮½ લાખ છે. રાજ્ય તરફથી શિક્ષણ પાછળ વાર્ષિક ૪૨ લાખ અર્થાત્ આવકના ૧૮ ટકા ખર્ચ કરવામાં આવે છે. શિક્ષણ તરફ રાજ્ય તરફથી જે કાળજી રાખવામાં આવે છે તેનું પરિણામ પણ સ્પષ્ટ આવ્યું, છે કે ૧૯૨૫ માં બ્રિટિશ હીંદમાં શિક્ષણ પ્રમાણ લગભગ ૪ ટકા જેટલું હતું ત્યારે ત્રાવણકોરમાં એ પ્રમાણ ૧૨½ જેટલું છે. દર હજારે ૧૬૦ પુરૂષો અને ૮૯ સ્ત્રીઓ શિક્ષિત છે. પ્રાથમિક કેળવણી મફત અને ફરજીઆત છે. અને કેટલાક સમય સુધી કુમાર અને કુમારિકાઓને સહશિક્ષણ આપવામાં આવે છે. ઉચ્ચ શિક્ષણ માટે આઠ કૉલેજો ઉપરાંત ઉદ્યોગ, વૈદક વગેરેના શિક્ષણને લગતી જુદી સંસ્થાઓ છે. રાજ્યમાં ન્યાય અને કારોબારી ખાતાંઓ સાવ અલગ છે એટલુંજ નહીં પણ ન્યાય વિભાગ ઉપર રાજકર્તાની લેશ માત્ર પણ સત્તા નથી. કૃષિ અને કૃષિરક્ષા અને મજુર વર્ગના શ્રેય અર્થે ૧૬૪૦ જેટલી સહકારી સંસ્થાઓ ચલાવવામાં આવે છે. ઉપરાંત ખેડુતોને કૃષિની સુધારણા અર્થે ખાસ ઉપદેશ આપવામાં આવે છે. આ રાજ્ય સ્વતંત્ર રીતે પોતાનું પોસ્ટ ખાતું નીભાવે છે. પરંતુ આરોગ્ય વિભાગ સૌ કરતાં વધારે ધ્યાન ખેંચે છે. ૩૧ ઇસ્પીતાલ, ૪૨ નાનાં દવાખાનાં રાજ્યને ખર્ચે નીભાવવામાં આવે છે. તદુપરાંત ૧૮ દવાખાનાંઓને સહાય આપવામાં આવે છે. દેશી ઢબે ચાલતી એક મોટી ઇસ્પીતાલ અને ૧૧૩ ઔષધ શાળાઓ છે. ઉપરાંત રક્તપીત, ચિત્તભ્રમ સ્ત્રીઓ અને બાળકોને માટે જુદી આરોગ્ય સંસ્થાઓ છે. રાજ્યમાં ૧૯ મ્યુનિ. ૧૦૮ છાપખાનાં અને ૧૨૦ વર્તમાન પત્રો નીકળે છે. ત્રાવણકોરની ધારાસભામાં એકંદર ૫૦ સભ્યો છે. તે પૈકી ૨૮ લોક નિયુક્ત સભ્યો છે. ધારાસભાને વાદવિવાદની અને બજેટ ઉપર ચર્ચા કરવાની સંપૂર્ણ છૂટ છે. રીજંટ મહરાણી દ્વારા રાજ્ય વહીવટ ચલાવવામાં આવે છે. મહારાણી રાજ્યની આવકમાંથી માત્ર ૪ ટકા પોતાને માટે ખર્ચે છે અને તે પણ ધારાસભાની મંજુરીથી. આ ધારાસભા ઉપરાંત રાજ્યમાં એક બીજી પ્રજા પ્રતિનિધિ સભા છે. આ સભામાં ૧૦૦ સભ્યો છે તે પૈકી ૨૩ રાજ્ય તરફથી નીમાય છે, પરંતુ આ સભાને અભિપ્રાય દર્શાવવા કરતાં કાંઈ વિશેષ અધિકાર નથી.

## ના. જામ સાહેબનું વક્તૃત્વ.

સેંટ્રલ બેંકની એક શાખા જામનગર ખાતે ખુલ્લી મૂકતાં ના૦ જામસાહેબે બેંકના

ડીરેકટરોએ પોતાની માગણીનો તાત્કાલિક અમલ કર્યો તેનો નિર્દેશ કરી બેડી બંદરના વિકાસ અને તેની અગત્ય સંબંધે પોતાના વિચારો દર્શાવતાં કહ્યું કેઃ—" આ બંદરની ખીલવણી કરવાનો મૂળ ઉદ્દેશ એ છે, કે આ રાજ્ય ભૌગોલિક નજરે જોતાં એવી રીતે આવેલું છે, કે ચોમાસામાં સૌ કરતાં છેલ્લે અત્રે વરસાદ પડે છે. અને છેલ્લાં વીશ વર્ષમાં પરિણામે ત્રણ દુષ્કાળ પડયા હતા અને તેમજ આઠ વર્ષો નબળાં નીવડયાં હતાં. આથી રાજ્યમાં કૃષિના વિકાસને હાની પહોંચી છે, અને તેથીજ બેડી બંદરની ખીલવણીની યોજના હાથ ધરવામાં આવી છે. કમાન્ડર લેથેન્ડ તો એવી આશા રાખે છે, કે બેડી-બંદર સત્વર કાઠીઆવાડનું લીવરપુલ બનશે. આ બંદરના વિકાસ અર્થે રાજ્યે એક કરોડ કરતાં વધારે રકમનો ખર્ચ કર્યો છે. અને રાજ્યના અધિકારીઓએ તેમજ બીજાઓએ દર્શાવેલી સંદિગ્ધતા છતાં તેમાં સંતોષકારક પ્રગતિ થઇ છે. હું આશા રાખું છું કે ભવિષ્યના યુગમાં એનો પૂરેપૂરો લાભ લેવામાં આવશે. મુંબઈના કેટલાક વ્યાપારીઓ અમારૂં કાર્ય અને અમારી પ્રગતિ જોઇ ગભરાઇ ગયા હતા અને અમારી સામે આક્ષેપો મૂકયા હતા પરંતુ હીંદી સરકારને એવા આક્ષેપો સાથે કશુંજ લાગતું વળગતું નથી. હીંદી સરકાર અને આ રાજ્ય વચ્ચે જે કાંઇ મતભેદ અસ્તિત્વ ધરાવે છે તેનું મિત્રાચારી ભર્યું સમાધાન ઉભયને સ્થાઇ લાભ થાય તેવી રીતે અલ્પ સમયમાં થઈ જશે એવી મને આશા છે." ત્યાર બાદ બેંકની ખીલવણી કરવામાં જામનગરની પ્રજા મદદ કરશે એવી આશા દર્શાવી સેંટ્રલબેંકના પ્રમુખ ઓન. સર ફીરોજ શેઠનાની પ્રશંસા કરી હતી. અને પછી રાજ્ય તરફથી રેવન્યુ સેક્રેટરીએ બેંકમાં ૨૦ લાખની રકમ ડીપોઝીટ મૂકવાનું જાહેર કર્યું હતું.

## વડોદરા રાજ્ય અને રેલસંકટ નિવારણ.

વડોદરા રાજ્યની ચાલુ વર્ષની બેઠક ખુલ્લી મૂકતાં રાજ્યના અમાત્ય દી. બા. કૃષ્ણમાચારીએ રાજ્યની રેલસંકટ નિવારણ પ્રવૃત્તિનો આ પ્રમાણે ઉલ્લેખ કર્યો હતો:—

"શ્રીમંત સરકારે રેલસંકટ નિવારણ માટે મંજુર કરેલા કામોનો અમલ કરવામાં ઘણી પ્રગતિ થઈ છે. હું અહીં જે આંકડાઓ આપું છુ તે તા. ૩૧ મી માર્ચ આખર સુધીના છે. ખાનગી વ્યક્તિઓને (સહકારી મંડળીઓને નહીં) ઘર બાંધવા માટે ધીરાણ કરવા સારૂ રૂ. ૨૪,૧૫,૦૦૦ મંજુર થયા છે તે પૈકી સદર તારીખ સુધીમાં ૨૨૩૩૮ અરજદારોને રૂ. ૨૧, ૫૮,૦૦૦ અદા કરવામાં આવેલા છે એટલે લગભગ રૂ. ૨,૫૦,૦૦૦ શિલક છે. પોતાને મળેલા કરજના પહેલા હસાની રકમ પોતે ખરચી છે એમ અરજદાર જણાવે અને તેની ખાત્રી થાય એટલે તેવા અરજદારને એ શિલકી રકમમાંથી નાણાં અત્યારે અપાય છે. ઘર ફરી બાંધવાના કામે મફત દાન તરીકે આપવા રૂ. ૩,૬૨,૦૦૦ મંજુર કર્યા છે તેમાંથી રૂ. ૨,૮૯,૦૦૦ (વડોદરા શહેર બાદ જતાં) ૭૩૬૨ કિસ્સાઓને અદા કરવામાં આવ્યા છે તે ઉપરાંત રેલસંકટાર્થે ઘર બાંધનારી આશરે ૪૪ સહકારી મંડળીઓને રૂ. ૩,૮૯,૦૦૦ ઘર ફરી બાંધવાના કામે ધીરવામાં આવ્યા છે. મફત મદદ અને ધીરાણ કરવાનું કામ જોસભેર ચાલે છે, અને આશા રહે છે કે મે માસની અધવચ સુધીમાં નાણાં અદા કરવાનું કામ પૂરૂં થઇ જશે. ફરીથી અનાજ વાવવા માટે તગાવીનું ધીરાણ કરવા પાછળ કુલ રૂ. ૧,૯૦,૦૦૦ ખર્ચાયા છે."

## મુંબઈમાં નરેંદ્રોનું સંમેલન.

બટલર કમિટિ ઇંગ્લેંડ ઉપડી જાય તે પહેલાં તેનું છેલ્લું સ્વાગત કરવા અને એકવાર ફરીથી દેશી રાજ્યોના હકો રજુ કરવા કાશ્મીર, બીકાનેર, પતીઆલા, જામનગર, દેવગઢબારીઆ, કચ્છ, કોટા, ભોપાલ, ભરતપુર, ભાવલપુર પાલણપુર, ધરમપુર, પોરબંદર, લીંબડી, વઢવાણ, દતીઆ, સાંગલી, દાંતા, લખતર, જસદણ વગેરે રાજ્યોના લગભગ ૩૫ નરેંદ્રોએ અને નાનાં રાજ્યોના લગભગ ૪૦ જેટલા પ્રતિનિધિઓએ હાજરી આપી હતી. આ પ્રસંગે રાજકર્તાઓનું એક સંમેલન ભરવામાં આવ્યું હતું. તેમાં (૧) નાનાં રાજ્યોના સહકારનો પ્રશ્ન (૨) ભવિષ્યના બંધારણ માટે યોજના. અને (૩) રાજ્યનો આંતરભાવ દર્શાવનારો એક મહત્વનો ઠરાવ. એ પ્રમાણે કાર્યો થયાં હતાં. પહેલા પ્રશ્ન પરત્વે નરેન્દ્રમંડળના ચૅન્સલર પતીઆલા નરેશ બોલ્યા હતા કે "નાનાં અને મોટાં રાજ્યોનાં સંબંધમાં હું બે શબ્દ કહેવા ધારૂં છું. મને ખબર મળી છે કે નાનાં રાજ્યો પોતાના હિતને હાનિ થાય એવા ભયથી તેમજ હવે પછી જે યોજના થશે તેથી માત્ર મોટાં રાજ્યોને જ લાભ થશે એવા ખ્યાલથી નરેન્દ્ર મંડળની કાર્યવાહક કમિટિમાં જોડાતાં ખેંચાય છે. મને લાગે છે કે આ માન્યતા સમગ્ર યોજનાના હેતુ સંબંધી અણસમજણને અંગે ઉત્પન્ન થઇ છે. અમારી તો ઇચ્છા

છે કે દરેક નાનું મોટું રાજ્ય પોતાના બંધારણ પૂર્વકના હકો ભોગવે. આ બાબતમાં નાનાં મોટાં રાજ્યો વચ્ચે ભેદ ન હોય. તેમજ નવા થતા બંધારણમાં નાનું મોટું દરેક રાજ્ય પોતાનો યોગ્ય હીસ્સો મેળવે એવો અમારો દૃઢ ઇરાદો છે. આ યોજનાનો મહત્વનો ભાગ એ છે કે દરેક રાજ્ય મધ્યવર્તી સરકાર સાથે સીધા સંબંધમાં આવે. હવે હું નાનાં રાજ્યોના પ્રતિનિધિઓને પૂછું છું કે હાલની સ્થિતિ તમને અનુકૂળ નથી તો પછી તમારા જેવાજ રાજ્યોની સત્તા નીચે તમારા બધા પ્રશ્નોનો ઉકેલ થાય એવું કોઇ મંડળ સ્થપાય એ શું તમને પસંદ નથી ? તમારા વ્યક્તિગત અને સામાન્ય લાભો અમારી દૃષ્ટિ બહાર નથી અને એટલા માટે આપણા સામાન્ય લાભો માટે તમારા સહકારની માગણી કરૂં છું. આ નિમંત્રણ તમે સ્વીકારી લેશો, તો તમારા માટે યથાશક્તિ કરવાનું હું વચન આપું છું. હજી એવો સમય નથી આવ્યો કે તમને નિશ્ચિત સ્વરૂપમાં હું કાંઇ કહી શકું, પરંતુ આપણા સર્વેનાં હિત સમાન છે અને જ્યાં સુધી આપણે એક ન થઇએ ત્યાં સુધી તેનું રક્ષણ થઇ શકે નહીં. એટલા માટે તમે અમારા ઉપર વિશ્વાસ મૂકો. બદલામાં તમારા હક અર્થે અમે લડવા તૈયાર છીએ." સર લેસ્લી સ્કૉટની સાહાય્યથી જે યોજના તૈયાર કરવામાં આવી હતી, તે યોજના સંબંધી પણ આ સંમેલનમાં ચર્ચા થઇ હતી. ત્રાવણકોર, મ્હૈસુર, વડોદરા જેવાં રાજ્યો આ યોજના સંબંધી અનુમત નથી તેમજ કેટલાંક નાના નાના રાજ્યો પણ ઉદાસીન છે. યોજનાનો મુખ્ય ઉદ્દેશ આ પ્રમાણે છે. (૧) તો જુદા જુદા કરારનામાઓ દ્વારા દેશી રાજ્યોને મળેલા હકોનું સંરક્ષણ થાય. (૨) બ્રિટિશ હિંદની મહત્વાકાંક્ષાનો સ્વીકાર અને રાજ્યોની પ્રગતિ કરવાની ઇચ્છા. (૩) દેશી રાજ્યોના આંતરવહીવટમાં સુવ્યવસ્થા. ઉપર્યુક્ત ત્રણે ઉદ્દેશો સફળ થાય એટલા માટે સદરહુ યોજનામાં ત્રણ મંડળોની સ્થાપનાનું સૂચન કરવામાં આવ્યું છે. (૧) વાઇસરોય એન્ડ ઈંડીઅન સ્ટેટ્સ કૌંસીલ. આ સંસ્થા જુદા જુદા દેશી રાજકર્તાઓ અને તાજ સાથેના સંબંધની, કરારનામા, હકો અને જવાબદારીની ચર્ચા અને ઉકેલ કરશે. આ કાર્ય જો નરેન્દ્ર મંડળને સુપ્રત કરવામાં આવે તો તેનું કાર્યક્ષેત્ર વિશાળ બને. (૨) ધી ગવર્નર જનરલ ઇન સ્ટેટ્સ કૌંસીલ. આ સંસ્થાનું બંધારણ દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદના પ્રતિનિધિઓનું બને. આ મંડળમાં સમગ્ર હીંદને લગતા સામાન્ય પ્રશ્નો સંબંધી ચર્ચા થાય અને ખેતી, ઉદ્યોગ, નહેરો, દવાદારૂ કેફી પદાર્થો અને સામાજિક પ્રશ્નો પરત્વે એકતા સાધવા પ્રયત્ન કરે (૩) યુનીયન કોર્ટ. ઉપરની ઉભય સંસ્થાઓ વચ્ચે કે રાજ્યો રાજ્યો વચ્ચે મનફેરી ઉત્પન્ન થાય તો તેનો નિકાલ "જ્યુડીશીયલ કોર્ટ" દ્વારા કરવો. આ કોર્ટ યુનીયન કોર્ટ કહેવાય. અને તેનું બંધારણ એક મુખ્ય જડ્જ અને બીજા બે ઇંગ્લેંડના કુશળ ગૃહસ્થોનું રચવું. યુનીયન કોર્ટની સામે ઈંગ્લેંડમાં પ્રીવી કૌંસીલમાં અપીલ થઇ શકે. યોજનાની મુખ્ય રૂપરેખા આ પ્રમાણે છે. તેના ઉપર નરેન્દ્રસંમેલનમાં ઠીક ચર્ચા થઇ હતી અને બહુધા તે ઘણાને પસંદ પડી હતી. પછી નરેન્દ્રમંડળની કાર્યવાહક સભાના નામે પતિઆલાના મહારાજાએ આ પ્રમાણે ઠરાવ મુકેલો હતો. "દેશી રાજ્યોના રાજ

કર્તાઓ અને પ્રતિનિધિઓની આ સભા (અ) સાર્વભૌમ સત્તા અને બ્રિટીશ હીંદની સાથે દેશી રાજ્યોના સંબંધની તપાસ કરવા શાહી અને હીંદી સરકારે જે કમિટિ નીમી છે તેની કદર કરે છે. (બ) મનુષ્ય જાતિના ૐ ભાગનું રાજદ્વારી ભવિષ્ય નક્કી કરવા અને ઉભય પક્ષના સંબંધો પુનઃ સરખી રીતે મુકવા માટે શાહી સરકાર, હીંદી સરકાર, બ્રિટિશ હીંદની પ્રજા અને દેશી રાજ્યોઃ એ સર્વમાં ઉંચામાં ઉંચી રાજ્યકાર્ય કુશળતાની આવશ્યક્તા છે એમ માને છે. (ક) દેશી રાજ્યની પ્રજાની નૈતિક ભૌતિક પ્રગતિ તરફ પોતાનાથી બનતું ધ્યાન આપવાનો નિશ્ચય જાહેર કરે છે અને આર્થિક તથા નાણાં સંબંધી સમાનતાથી ઉત્પન્ન થતાં તમામ લાભો તરફ પોતાનો નિશ્ચય પ્રકટ કરે છે. (ડ) શાહી તેમજ હીંદી સરકાર અને બ્રિટિશ હીંદની પ્રજા સાથે સહકાર કરી સમગ્ર હીંદની પ્રગતિ અને લાભો માટે પુનઃ પોતાની શુભેચ્છા જાહેર કરે છે. (ઇ) નરેન્દ્રમંડળની છેલ્લી બેઠકમાં દેશી રાજ્યોમાં સુવ્યવસ્થા અને સુવહીવટ દાખલ કરવાની ધારણાથી જે ઠરાવ પસાર કરવામાં આવ્યો છે તેને પુનઃ દ્રઢતાપૂર્વક અનુમોદન આપે છે. (ફ) બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો ઉભયના સંબંધને અંગે બંધારણપૂર્વક ઉપાયો યોજવામાં ઉભયની પ્રગતિ અને આબાદી છે એમ દ્રઢતા પૂર્વક માને છે. (ગ) એક તરફ તાજ પ્રતિ દેશી રાજ્યોની વફાદારી શહેનશાહ સાથેનો તેમનો નિકટવર્તિ સબંધ અને બીજી તરફ બ્રિટિશ હીંદના અભિલાષો, જે વાસ્તવિક છે. તે પ્રતિ એકવાર ફરીથી સહાનુભૂતિ પ્રકટ કરે છે." આ ઠરાવને કાસ્મીરના નાο મહારાજાએ અનુમોદન આપ્યું હતું.

## બ્રિટિશ તાજસાથે દેશીરાજ્યોનો સંબંધ.

કાસ્મીર રાજ્યની બટલર કમિટિએ મુલાકાત લીધી તે પ્રસંગે નાο સર હરિસિંહે કહ્યું હતું કેઃ—

"બ્રિટિશ તાજ અને દેશી રાજ્યો વચ્ચેનો સંબંધ ઘણો વિચિત્ર છે. આ સંબંધ સ્પષ્ટ કરવામાં આવ્યો નથી. એકસો વર્ષ ઉપર માર્કિવસ ઑફ હેસ્ટીંગસના અમલ દરમ્યાન જે સ્થિતિ હતી અને જેના સંબંધમાં વખતોવખત તેમને ફરીયાદ કરવી પડતી હતી તેવી ને તેવી જ ચાલુ રહી છે. હિંદનું આર્થિક અને રાજદ્વારી સંગઠન ઘણી ઝડપથી થતું જાય છે, તેવે વખતે દેશી રાજાઓ પોતાના હક્કોના સંબંધમાં ચોખવટ કરાવવા અને પોતાના હિતનો સ્વિકાર કરાવવા ધારે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. દેશી રાજાઓને એમ લાગે છે કે બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યો ઉપર સમાન અસર કરે એવા મહત્વના સવાલોનો નિર્ણય કરતી વખતે દેશી રાજાઓના હિતોની અને કોલકરારની રૂએ તેમણે મેળવેલા દરજ્જાની અવગણના કરવામાં આવી છે. બ્રિટિશ સરકાર કોલકરાર પ્રમાણે જ ચાલવા માગે છે તે બાબે દેશી રાજાઓને બીલકુલ શક નથી. રાજ કર્તાઓ ફક્ત એટલું જ માગે છે કે જીવો અને જીવવા દો. તેઓ કોઈપણ પક્ષના હક્કો ઉપર ત્રાપ મારવા માગતા નથી.

તેઓ એટલું માંગે છે કે તેમની સાથે કરવામાં આવેલા કરારો પ્રમાણે ચાલવામાં આવે. તે સાથે અમે એટલું સમજીયે છીએ કે એકલા કરારો અને તહનામાઓથી અમારા દરજ્જાઓની સલામતી મેળવી શકાય તેમ નથી. અમારા દરજ્જાની મજબુતી અને સ્થયિપણાનો આધાર મુખ્યત્વે કરીને રાજ્યની રૈયત તરફથી અમને જે ટેકો મળે તેના ઉપર રહ્યો છે. અમારી પ્રજાનું કલ્યાણ થાય અને તેની પ્રગતિ થાય તે જોવાની ફરજ અને જવાબદારીનો વારસો અમોને અમારા વડવાઓ તરફથી મળેલો છે. અમે તેમની સાથે રહીએ છીએ. તેમના સુખદુઃખના ભાગીદાર થઇએ છીયે અને તેમનાં હિતો અને હક્કોનું રક્ષણ કરીએ છીયે; છતાં અમારો અને બ્રિટિશ સરકાર વચ્ચેનો સંબંધ સંતોષકારક પાયા ઉપર મૂકાય એવી અમારી ઇચ્છા છે.



# વડોદરા રાજ્યની ધારાસભા.

છાપાંઓમાં એક દેશીરાજ્યની ધારાસભા તરીકે જેની વારંવાર પ્રશંસા સાંભળવામાં આવતી હતી તેને નજરે જોવાનો લાભ મને આ મહીનામાં મળ્યો. એપ્રિલની તા. ૨૬, ૨૭, ૨૮ એ ત્રણ દિવસ વડોદરા રાજ્યની ધારાસભાની બીજી બેઠક રાજ્યના અમાત્ય ના. રા. બા. કૃષ્ણમાચારીના અધ્યક્ષ પદે મળી હતી. ધારાસભાની સમગ્ર કાર્યવાહીતો "દેશીરાજ્ય" માં ન આવી શકે એટલા માટે આ આ ત્રણ દિવસોમાં મારા મન ઉપર ધારાસભાના કામની, ઠરાવોની અને બીજી જે છાપ પડી છે તેજ લખવી ઠીક લાગે છે.

પ્રમુખશ્રીના પ્રાસ્તાવિક ભાષણ પછી પ્રશ્નોત્તરીનો વિધિ થએલો ગણી લીધા બાદ લોક નિયુક્ત સભ્યોના ઠરાવો રજુ કરવાનું કાર્ય હાથમાં લેવામાં આવ્યું હતું. લોક નિયુકત સભ્યો પૈકી કેટલાક યથાર્થ રીતે લોક મત રજુ કરવા ઉત્સુક જણાયા પરંતુ અતિ ઉત્સાહના પ્રવાહમાં કેટલીક વખત મુદ્દાના વિસ્મરણથી નરી દીર્ઘસૂત્રતા થવા પામતી હતી. છતાં મારે કહેવું જોઇએ કે ધારાસભાનું સમગ્ર કાર્ય સંયમપૂર્વક ચાલતું હતું. સભ્યો પોતાનું મંતવ્ય નીડરતાપૂર્વક રજુ કરતા હતા તેમ સરકારી સભ્યો. પૈકી રા. બા. ગોવિંદભાઇ જેવા દરેક ખાતાઓના વર્ષોના પોતાના વહીવટી અનુભવના પરિણામે દરેલપણા અને ધીમાશથી તેમના વિચારોનું સુન્દર રીતે સમાધાન કરી તેમને સંતોષી શકતા હતા. નામ નિર્દેશ કરવો નિરર્થક છે પરંતુ જેમ દરેક આવી સંસ્થાઓમાં થાય છે તેમ કેટલાક સભ્યો બોલવાની ખાતરજ બોલતા હતા. મને લાગે છે, કે એથી પ્રજા મતને લાભ ન થતાં પ્રજા પક્ષને બદલે સામા પડ્યા જેવું થઇ જાય છે. વળી હું તો માનું છું કે કોઈ પણ રાજ્યની ધારાસભામાં સભ્યો વાક્પટુ હોય, તેના કરતાં અધિકારીઓ કાર્ય કુશળ હોય તોજ શાસન સરસ ચાલે.

સરકારી સભ્યોને પણ અત્રે સ્વેચ્છા પૂર્વક પોતાનો મત આપવાનો અધિકાર છે. કોઈ પણ સત્ય હમેશાં-બધી રીતે, અને બધે સ્થળે-વ્યવહાર નથી હોતું એ ન્યાયે નિયમન, વ્યવસ્થા અને કારોબારી દષ્ટિએ આ પદ્ધતિ પ્રશંસા માત્ર ન ગણાય. લોક પ્રશંસાની વાત બાજુ ઉપર મૂકીએ તો આ પદ્ધતિ વહીવટી નજરેજ નહીં પરંતુ "ડીમોક્રસી"ની નજરે પણ હિતકારક નથી; કારણ કે "ડીમોક્રસી"માં પણ પ્રધાન અંગ તો પક્ષજ છે. આવી પ્રથાથી કારોબારી તંત્ર શિથિલ થઇ જાય છે, તેમ તેનું પરિણામ પણ લોકોના અહિતમાંજ આવે છે એ ઐતિહાસિક વિગત છે. હા, કેટલાક પ્રશ્નો એવા હોય છે, કે જેમાં સરકારી સભ્યોને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય રજુ કરવાની છુટ હોઇ શકે પણ તે અપવાદરૂપે, અથવા કારોબારી તંત્રની પ્રતિષ્ઠાને ઓછામાં ઓછી ક્ષતિ પહોંચતી હોય ત્યારે. હું મત સ્વાતંત્ર્યમાં માનું છું પણ જ્યારે આપણે અમુક અધિકાર સ્વીકારીએ ત્યારે તે અધિકારના અંગનું નિયમન પણ આપોઆપ સ્વીકારીએ છીએ એમ પણ માનું છું. છતાં વડોદરા રાજ્યે પોતાના સરકારી સભ્યોને સ્વતંત્ર મત પ્રદર્શન કરવાની છુટ આપી હોય-આપી છે, તો તે અભિનંદનીય છે. મેં એમ સાંભળ્યું છે, કે ધારાસભાના ઠરાવો રાજ્યને બંધનકર્તા નથી એટલે પછી શું વાંધો? આવા પ્રકારનું માનસ ભૂલભરેલું છે. નૈતિક દષ્ટિએ ધારાસભાના કોઇ પણ ઠરાવની અસર રાજ્યતંત્ર ઉપર આ યુગમાં વહેલાં મોડી થયા વગર રહેજ નહીં. કારણ કે કોઇ પણ રાજ્યતંત્ર હમેશાં સારા દેખાવાનો અને લોક પ્રશંસા મેળવવાનો પ્રયત્ન કરે છે. રાજ્યતંત્રના મૂળમાંજ લોક પ્રીતિ છે. આટલાજ માટે હું ખરેખર માનું છું કે કારોબારી તંત્ર-તેના પ્રત્યેક સભ્યે લાગણી અને માત્ર લોક પ્રીતિનો વિચાર કર્યા કરતાં એ તંત્રમાં રાખવી જોઇતી નિર્મળતાનો વિચાર કરવો જોઇએ. અને ફરી કહું છું કે તેમાંજ લોક હિત છે કારણ કે દરેક પ્રશ્નનો ઉભય દષ્ટિએ તુલનાપૂર્વક જે નિર્ણય થાય છે તે બહુધા ખરો હોય છે.

બીજું એકે બ્રિટિશ હીંદનો કારોબાર અને કાયદા-જેની સામે પણ ઘણું કહેવાય છે-તેની સાથે દેશી રાજ્યોના વહીવટની સરખામણી કરવામાં આવે એ બેશક વડોદરા રાજ્યનો વધારેમાં વધારે ભૌગોલિક સંબંધ બ્રિટિશ પ્રદેશ સાથે છે તે જોતાં સ્વાભાવિક છે. પરંતુ તે સાથે ધારાસભાના સભ્યો ગ્વાલીઅર, મ્હૈસોર, ત્રાવણકોર વગેરે રાજ્યોના કાયદાઓ અને વહીવટ-જેની ચર્ચા થઇ શકે તે-પણ સાથે સાથે વિચારે તો જરૂર લાભપ્રદ થઇ પડે. આ સંભવિત હોય કે ન હોય પણ "બ્રિટિશમાં આમ છે અને આપણે ત્યાં આમ હોવું જોઇએ" એમ, બ્રિટિશ કરતાં પણ કેટલેક અંશે પ્રબુદ્ધ થએલા વડોદરા રાજ્યની ધારાસભાના સભ્યો વિચાર પરાધીનતા શા માટે સ્વીકારે? હા, સારૂં અને ઉપયુક્ત હોય તે સ્વીકારવું એ મત મને માન્ય છે.

આ ધારાસભામાં હાજર રહેલા લોક નિયુક્ત સભ્યો પોતાની પાછળ લોકમતનું કેટલું બળ ધરાવે છે તે વિષે હું કેવળ અજાણ છું. પરંતુ લોક શાસનની પદ્ધતિએ ચાલતી કોઇ

પણ આવી સંસ્થામાં જેઓ ચુંટાઇને આવે છે તેઓજ ખરા લોક પ્રતિનિધિ છે એ હંમેશાં ખરૂં નથી. હું તો આગળ વધીને એમ પણ માનું છું કે ચુંટણીમાં બહુમતિએ કાંઇ યોગ્યતાનું પ્રમાણ પત્ર નથી. મેં જોયું છે, કે પ્રાંતિક કૌંસીલોના ઘણા ઉમેદવારોને ચુંટણીમાં સફળતા મળે તે પહેલાં દ્રવ્યનો ઠીક પ્રવાહ વહેવરાવવો પડે છે. આ અણગમતી વાત છે, છતાં થાય છે. અને તે પ્રમાણે જે ચુંટાય છે તે આપણા પ્રતિનિધિ ગણાય છે. એટલાજ માટે હું તો લોકાનુકૂલ ચાલતા નરેશતંત્રમાં વધારે માનું છું. કારણ કે આ સભ્યોનો મોટો ભાગ એક તરફ પ્રજાનો શુભેચ્છક થવાનો દેખાવ કરે છે અને બીજી તરફ અમલદારી તત્વની સત્તાનો પોતાના અંગત સ્વાર્થ પરત્વે ઉપયોગ કરવા લલચાય છે. ઉપયોગ કરે પણ છે. મનુષ્ય પ્રકૃતિની આ નબળાઈ સર્વત્ર છે. વડોદરા રાજ્યની ધારાસભા સંબંધી લખતાં આટલી સામાન્ય દૃષ્ટિ રજુ કરી.

પહેલાં કહ્યું તેમ ત્રણ દિવસમાં મેં જોયું કે લોક નિયુક્ત સભ્યો જે રીતે માને છે તે રીતે રસ પૂર્વક પોતાનો પક્ષ રજુ કરે છે. પણ એ માન્યતા પાછળ અભ્યાસશીલતા કે અનુભવ જે જોઇએ તે ઓછાં જોયાં. નહીં તો "ખેતી ઉપયોગી જમીનમાં તેનો માલીક ચુનાની ભઠ્ઠી કરે તો તેથી જમીન બગડતી નથી" એવો સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં ન આવે અને એવી મતલબનો ઠરાવ ધારાસભામાં પસાર પણ ન થાય. બાકી "લોકો આમ દુઃખી છે, બિચારા હેરાન થાય છે, અમને તેનો અંગત અનુભવ છે" ક્રિયા વગરની એ શબ્દ રચનાથી અધિકારી વર્ગ ટેવાઇ રહેલો હોય છે અને ઘણી વખત તો આપણા કરતાં તેમનો અંગત અનુભવ વધારે હોય છે.

ધારાસભામાં જે ઠરાવો રજુ થયા હતા તેમાં કેટલાક બેશક અગત્યના હતા તેમ કેટલાક એવા પણ રજુ થયા હતા કે વિગતસર તપાસ પછી તે ઉપયોગી ન જણાત, અને એટલો વખત બચત. જો સભ્યો કારોબારી તંત્ર સાથે અને સાથે પ્રજા સાથે સતત સંબંધ ચાલુ રાખે તો આ કાર્ય વિશેષ સરલ થાય. પરંતુ આપણા દેશમાં જ્યાં સુધી અકિંચન વૃત્તિથી આવાં કાર્યો કરનારા ન નીકળે ત્યાં સુધી છે તે, અને થાય છે તે ઠીક થાય છે *એ માન્યા વગર ન ચાલે. "લાયક મહાલ પંચાયતો તથા પ્રાંત પંચાયતો"ને ચુંટણીથી* હક આપવાનો ઠરાવ રજુ થયો. આ ઠરાવની વાસ્તવિકતા સ્વીકારતા છતાં તેનો પહેલોજ શબ્દ "લાયક" એ આખા ઠરાવને અર્થહીન કરી નાંખે છે. ગામડાનાં લોકો નિયત સ્થળે કચરો ન નાંખે અને ઘરના વાપરનું પાણી ખુલ્લા રસ્તા ઉપર જવાદે તો તેના ચાર આનાને બદલે પાંચ રૂપીઆ દંડ કરવો, એવી મતલબનો ઠરાવ અને તેનો અમલ આપણે ત્યાં હજી કરવાને વાર છે. આપણે કહેનારા જ આપણાં ઘર કેવાં સ્વચ્છ રાખીએ છીએ અને આપણી ગૃહિણીઓને વારંવાર ટપાર્યા છતાં પાણી અને કચરો ક્યાં નાંખે છે એ આપણે ક્યાં નથી જાણતા? પણ આપણાં ગામડાંઓ સર્વ પક્ષે પ્રગતિમાન્ કરવાં હોય તો રાજ્યના કાયદાઓ અને દંડના ભય કરતાં તેઓ કરે છે, તે ખોટું કરે છે તેવી રીતની સમજ શક્તિના ફેલાવાથી

થશે. કડી પ્રાંતના કેટલાક ભાગમાં વેજીટેબલ ઘી ઉપર દર મણે દસ રૂપીઆ જગાત લેવાના ઠરાવે ધારાસભામાં ઠીક ચર્ચા જમાવી હતી. આખરે તે સંબંધી તપાસ કરી રિપોર્ટ કરવા કમિટિ નીમવામાં આવી. પરોક્ષ રીતે લોક આરોગ્યને અસર કરનારા ઉપરના બે ઠરાવ સિવાય એકંદરે રજુ થએલા ૫૫ ઠરાવો પૈકી પ્રજાના આરોગ્ય સાથે સીધો સંબંધ ધરાવનારો એક પણ ઠરાવ રજુ થયો ન હતો. ધારા સભામાં ચર્ચા અને ભલામણો માટે બજેટ રજુ કરવાનો ઉપયોગી ઠરાવ પસાર થયો હતો. બંધ થએલી એ પ્રથા પુનઃ શરૂ થાય એ ઈચ્છવાજોગ છે. મને લાગે છે, કે લોકોને એકવાર આપેલો અધિકાર લઇ લેવાથી લોક વૃત્તિ ઉપર અનિષ્ટ અસર થાય છે.

ઠરાવોનું કામ પૂરૂં થયા પછી સરકાર તરફથી કેટલાક મુસદ્દાઓ અને નિવેદન બાદ વિવાદ માટે રજુ કરવામાં આવ્યાં હતાં. તેમાં હીંદુ વારસાનો નિબંધ સુધારવા વિષેનો મુસદ્દો અને ફરજીઆત કેળવણી સંબંધીનું નિવેદન, એ બે મુખ્ય હતાં. અર્વાચીન યુગમાં ફેરવાતાં જતાં સામાજીક લક્ષણોને અનુલક્ષીને વિધવા સ્ત્રીને, દિકરીઓને અને દાસી પુત્રને વારસાનો હક પ્રાપ્ત થવો જોઇએ એ મુખ્ય સિદ્ધાંત પડેલા મુસદ્દામાં હતો. હીંદુ ધર્મ શાસ્ત્ર અને રૂઢિની સાથે થઈ એકદમ આ નિબન્ધનો સ્વીકાર કરી " ઉતાવળ " ન કરવી એવો સૌનો એકાદ અપવાદ સિવાય–લગભગ અભિપ્રાય હતો.

પરિણામે એકવાર ફરીથી રાજ્યની પ્રજાનીજ નહીં પરંતુ તે સાથે બહારના ધારા શાસ્ત્રીઓ અને અનુભવીઓની સલાહ મળી શકે માટે આ મુસદ્દો પુનઃ પ્રસિદ્ધ કરવો અને પછી ધારાસભા સમક્ષ લાવવો એવો માર્ગ, લેવામાં આવ્યો. ખરે, લોકોની સાંસારિક બાબતોને ગંભીર અસર પહોંચાડનારા આવા કાયદાઓની ખબર તો તેમનાં કર્ણદ્વારો સુધી પહોંચી જવી જોઇએ. ફરજીઆત પ્રાથમિક કેળવણી સંબંધી નિવેદનમાં છેક નાનાં બાળકોને દિવસમાં ત્રણ કલાક શિક્ષણ આપવાની જે ભલામણ કરવામાં આવેલી તેથી બાળકોને ઓછું શિક્ષણ મળશે એવી નિર્માલ્ય દૃષ્ટિ રજુ થએલી અને તે પણ લોક નિયુક્ત સભ્ય તરફથી, ત્યારે નવાઈ લાગી. બાળકોને પાંચ કલાક ગોંધાઇ રહેવાનું કહેવું એ વસ્તુ સ્થિતિનું વધારેમાં વધારે મર્યાદિત જ્ઞાન અને ટુંકી દૃષ્ટિ ન કહેવાય ? મારૂં ચાલતું હોય તો હું તો નાનાં બાળકો માટે તો શું પણ શિક્ષણની બધીજ કુમાર સંસ્થાઓમાં શિક્ષણનો વખત ટુંકવી નાંખું અને તેને બદલે શરીર વિકાસ તથા બુદ્ધિ જ્ઞાનના વિકાસનો ક્રમ ગોઠવું. કારણ કે અક્ષર જ્ઞાન એ શિક્ષણ નથી એ વાત હવે નવી નથી. ૧૯૧૬ માં સીમલા કેળવણી પરિષદમાં લોર્ડ ચેમ્સફોર્ડે શું કહ્યું હતું ?

એક બાબત જે પહેલાં લખવી હતી તે રહી ગઇ, તે એકે ધારાસભાના અધ્યક્ષ તરીકે ના. રા. બા. કૃષ્ણમાચારીએ સંપૂર્ણ સહિષ્ણુતા અને શાંતિ પૂર્વક પ્રત્યેક સભ્યને પોતાના વિચાર જણાવવાની સંપૂર્ણ છૂટ અને વખત આપ્યો હતો. ધારાસભાનું બધુંજ કામ ગુજરાતી ભાષામાં થાય છે, એટલે સંભવિત છે, કે ગુજરાતી ભાષા બોલવાના–સમજવાના

નહીં થોડા ઘણા અભાવને અંગે નડતા પ્રત્યવાયમાંથી જો તે નામદાર મુક્ત હોત તો ધારાસભાના સભ્યો સાથે વિશેષ સરલતાપૂર્વક વિચારોની આપ લે કરી શકત. ધાર્યા કરતાં મારાથી વધારે લખી જવાયું. રખેને કોઇ વ્યકિત કે પ્રસંગને અન્યાય કરી બેસાય એ ભય નજર સમક્ષ રાખી મારા મન ઉપર પડેલી છાપ મેં રજુ કરી છે. છતાં કશા વિશે ઉલટ અનુમાન બંધાયું હોય તો તેમાં મારી દૃષ્ટિનો અને વિચારસરણિનો જ દોષ છે. કારણ કે એક જ વખતના અલ્પ અનુભવે કિંવા વસ્તુસ્થિતિનું યથાર્થ પરીક્ષણ કરવાની કદાચ અશક્તિને અંગે એવો દોષ સ્વાભાવિક રહે, છતાં આ લખી રહું છું ત્યાં સુધી પણ મને એટલો સંતોષ છે કે મારા અંતઃકરણનું પ્રતિબિંબ તદ્રુપ પાડવા મેં યથાશક્તિ પ્રયત્ન કર્યો છે. **જોનાર.**

---

# માસિક નોંધ.

## બટલર કમિટિની વિદાય.

લગભગ ચોવીશ જેટલાં નાનાં મોટાં રાજ્યોની મુલાકાત લઇ બટલર કમિટિ ચાલુ માસના ત્રીજા સપ્તાહમાં ઇંગ્લેંડ રવાના થઇ છે. આ કમિટિ સમક્ષ જે વિસ્તૃત ગુંચવણભર્યું અને નિષ્પક્ષદૃષ્ટિએ વિચારવું પડે એવું જે કાર્યક્ષેત્ર પડ્યું છે તે જોતાં ચાર માસ જેટલા અલ્પ સમયમાં તેમજ હવે પછી તે જે સમય લેશે તેમાં તપાસવાના કાર્યનો ઉકેલ કરી તે સંબંધી શી રીતે નિર્ણય કરશે તે સમજાય તેવું નથી. પ્રાચીન કાળથી ચાલી આવેલી લોકપ્રિય અને ઐતિહાસિક રીતે ઉપયોગી સિદ્ધ થએલી રાજસંસ્થાઓને અખંડીત રાખી અર્વાચીન યુગને બંધ બેસતી કરવી તે સંબંધી તપાસ અને નિર્ણય કરવાનું કાર્ય કાંઇ સહેલું નથી. એટલું જ નહિ પણ સમગ્ર તપાસનું મધ્યબિંદુ જે શાહી સરકાર અને દેશી રાજ્યોના સંબંધનું છે, તે મહત્વના પ્રશ્નને તો કમિટિએ ભાગ્યે જ સ્પર્શ કર્યો છે. તેમ દેશી રાજ્યોએ પણ બેદરકાર જણાયું છે. ત્યાં સુધી સાર્વભૌમ સત્તા સાથેના પોતાના સંબંધને મહત્વ આપવાને બદલે આર્થિક પ્રશ્નોને વધારે મહત્વ આપ્યું જણાય છે. કોઇ રાજ્યે બંદરનાવિકાસ માટે, કોઇએ જગાતમાંથી ભાગ લેવા માટે, કોઇએ ખંડણીની રકમ ઓછી કરવા માટે તો કોઇએ રેલ્વેની આવકમાંથી ભાગ લેવા માટે માગણીઓ રજુ કરી છે. જે આર્થિક પ્રલોભન આપનારી છતાં રાજદ્વારી નજરે ઓછા મહત્વની છે. અને જો નરેંદ્ર મંડળની કાર્યવાહક કમિટિ પણ ઇંગ્લંડમાં એજ પ્રણાલિકાને વળગી રહેશે તો તેણે એક દિશા ભૂલ જ કરી ગણાશે. હા; સર લેસ્લી સ્કૉટે નરેંદ્ર મંડળની કાર્યવાહક કમિટિની સંમતિથી સાર્વભૌમ સત્તા અને દેશી રાજ્યોના સંબંધ પરત્વે એક યોજના—જેનો સાર અમે અન્યત્ર આપ્યો છે—તૈયાર કરી છે, પણ જો તે યોજનાને દેશી રાજ્યો પોતાના વિચારના પાયારૂપ લેખશે તો અમને લાગે છે કે ભવિષ્યમાં પરિસ્થિતિ છે તે કરતાં પણ વિશેષ ગુંચવાડાવાળી થશે. સારામાં સારો માર્ગ તો એ છે, કે રાજ્યકર્તાઓએ અત્યારે

આર્થિક લાભના લોભમાં ન તણાતાં, તે સંબંધી જે કાંઈ ભોગ આપવો પડે તે આપી સાર્વભૌમ સત્તા સાથેનો પોતાનો સંબંધ એકવાર સ્પષ્ટ કરી નાંખી પોતાની પ્રજાના સહકારને અગત્ય આપવી જોઈએ. કોઈ પણ પ્રકારનું સંયુક્ત બંધારણ મતભેદ ઓછા કરવાને બદલે વધારશે એવી અમારી ખાત્રી છે. એટલે ખરી આવશ્યકતા તો આ આખા પ્રશ્નના મૂળમાં રહેલી લોકપ્રીતિની છે. દરેક રાજ્યની પ્રજાને એવી ખાત્રી મળી જાય કે પોતાના રાજકર્તા તરફથી અન્યાય નહીંજ મળે અને મળશે તો તેનો ઉપાય છે. આટલું બસ છે, કારણકે કોઈ પણ યોજનાના સ્વીકાર કરતાં સરલમાં સરલ માર્ગ આ છે.

નરેંદ્ર મંડળની કાર્ય વાહક કમિટિના વતી જે એક લાંબો ઠરાવ પસાર કરવામાં આવ્યો છે, તેમાં અલબત્ત આ વિચારનું સૂચન છે. પરંતુ તે સ્પષ્ટ નથી. રાજકર્તાઓ "બ્રિટિશ હીંદની પ્રજાના વાસ્તવિક અભિલાષો પ્રતિ સહાનુભૂતિ પ્રકટ" કરે છે. અર્થાત્ કે બ્રિટિશ હીંદની પ્રજા જવાબદાર રાજ્યતંત્ર પ્રાપ્ત કરે તે સામે રાજકર્તાઓનો વિરોધ નથી પણ તે સાથે એ માન્યતા સિદ્ધજ થાય છે, કે જે પ્રકારના શાસન તંત્ર તરફ રાજકર્તાઓ સહાનુભૂતિ ધરાવે છે તેવા પ્રકારનું શાસન તંત્ર પોતાના રાજ્યમાં સ્થપાય એવું પણ તેઓ ઇચ્છે છે. ઠરાવમાં દેશી રાજ્યોની "નૈતિક અને સામાજીક પ્રગતિ" કરવાનું જણાવવામાં આવ્યું છે તે ખરેખર સ્પષ્ટ નથી. બ્રિટિશ હીંદથી દેશીરાજ્યો અલગ છે એ ખરૂં પરંતુ બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોની રાજદારી એકતા કદિ છુટી નહીં પાડી શકાય એ પણ એટલુજ ખરૂં છે. આ દિશામાં અટલર કમિટિએ શું કર્યું તે હજી બહાર આવ્યું નથી. એક વાત તો નિશ્ચિત છે, કે દેશી રાજ્યોનું અખંડિતપણું સાચવી રાખતા છતાં આ કમિટિ હીંદી સરકારને જે ભલામણો કરશે તેમાં દેશી રાજ્યોની પ્રજા પ્રતિ રાજકર્તાઓની જવાબદારીના પ્રશ્નને તે અસ્પૃશ્ય રાખી શકશે નહીં. તેમ રાજ કર્તાઓએ પણ આ વાત લક્ષ બહાર રાખવામાં ડહાપણ નથી.

## જામનગરમાં સેંટ્રલ બેંકની શાળા.

બંદરનો વિકાસ કરી છેલ્લાં પાંચ વર્ષમાં વ્યાપારી સૃષ્ટિમાં જામનગર રાજ્યે ધ્યાન ખેંચે એવું સ્થાન પ્રાપ્ત કર્યું છે; તેમ તેથી અસાધારણ આર્થિક પ્રગતિ પણ કરી છે. એટલે વ્યાપારની સગવડ અને નાણાંની લેણદેણની અનુકૂળતા કરી શકાય તથા પરદેશો સાથે પણ સરલતા પૂર્વક આર્થિક સંબંધ જોડી શકાય એટલા માટે રાજ્યની માગણી ઉપરથી સેંટ્રલ બેંકે પોતાની એક શાખા જામનગર ખાતે ચાલુ માસમાં ઉઘાડી છે. ના. જામસાહેબે આ પગલું ભરી રાજ્યના વ્યાપારી વર્ગને એક વધુ સગવડ કરી આપી છે, તે અભિનંદનીય છે. સેંટ્રલ બેંકે અત્યાર સુધીમાં પ્રામાણિક વહીવટ, લોકોપકારક જુદી જુદી યોજના અને સંભાળ ભરી નાણાં પ્રકરણી નીતિથી સ્વદેશી બેંક તરીકે સારી પ્રતિષ્ઠા મેળવી છે એટલે તેની નાણાં પ્રકરણી નીતિ જામનગરની પ્રજાને જરૂર ઉપયોગી થઈ પડશે, પરંતુ જગાત, રેલ્વે, બંદરે ઇત્યાદિ દ્વારા જામનગર રાજ્યને થતી ઉપજ ન ગણતાં છતાં એકલા જમીન મહેસુલનીજ લગભગ ૬૦ લાખ જેટલી આવક ધરાવનાર રાજ્ય, રાજ્યના અને વ્યાપારીઓના નાણાં પ્રકરણી વહીવટ માટે બહારની બેંકનો આશ્રય લે તે પ્રતિષ્ઠા યુક્ત ન જ ગણાય. વળી સેંટ્રલ બેંકનો ઉપયોગ મોટે ભાગે વ્યાપારી વર્ગમાં થશે.

ખેડુતોમાં નહીંજ. હવે જ્યારે જામનગર રાજ્યે સેંટ્રલ બેંકમાં ૨૦ લાખ જેટલી રકમ ડીપોઝીટ મૂકી છે તો પછી તેના દસમા ભાગની પણ રકમ અલાયદી રાખી મ્હૈસોર માફક ખેડુતોને માટે સહકારી બેંકો શું ન કહાડી શકાય? આટલું પ્રાસંગિક કહી જામનગર ખાતે સેંટ્રલ બેંકની શાખાની સફળતા અને ઓન. સર ફીરોજ શેઠના એ કહ્યું હતું તેમ "ચાર વર્ષ પછી મહારાજાની સીલ્વર જ્યુબીલી ઉજવાય તે પહેલાં બેંક પોતાની ઉપયોગિતા પૂરવાર કરી દેશે" એમ ઇચ્છીએ છીએ.

## મ્હૈસોર રાજ્ય અને બટલર કમિટિ

બટલર કમિટિએ જ્યારે મ્હૈસોર રાજ્યની મુલાકાત લીધી ત્યારે બંદર, જગાત અને ખંડણીના મહત્વના પ્રશ્નો, એ કમિટિ સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા એમ જણાયું છે. આ રાજ્ય ભૌગોલિક સ્થિતિને અંગે બંદરની અનુકુળતા ધરાવતું નથી. સર વિશ્વેશરાય જ્યારે દિવાન હતા ત્યારે કાવેરી નદી દ્વારા સમુદ્ર સાથે સંબંધ બાંધી મ્હૈસોર રાજ્યનો સમુદ્ર સાથે વ્યવહાર જોડવાનો તેમણે પ્રયત્ન કર્યો હતો. પરંતુ એ નદીનો મુખપ્રવાહ બ્રિટિશ હીંદમાં હોવાથી તેમજ અન્ય કારણોથી તેમાં સફળતા મળી ન હતી. છેવટે આ નદીના પાણીનો ઉપયોગ વિદ્યુત શક્તિ ઉત્પન્ન કરવામાં કર્યો અને એ વિદ્યુત મદ્રાસ સુધી પહોંચાડી, એટલે એકને બદલે બીજી રીતે મ્હૈસોર રાજ્યે તો આર્થિક લાભ મેળવ્યો અને એટલે અંશે બંદરનો, સવાલ પણ ગૌણ થયો. હવે એમ જણાય છે, કે બંદરનો પ્રશ્ન ગૌણ થવાથી મ્હૈસોર રાજ્યે હીંદી સરકાર પાસેથી જગાતમાં હીસ્સો લેવાનો પોતાનો દાવો રજુ કર્યો છે. હાલની સ્થિતિમાં આ માગણી વ્યવહારૂ છે. મ્હૈસોર રાજ્યે કમિટિ સમક્ષ ત્રીજો મહત્વનો પ્રશ્ન ખંડણીનો રજુ કર્યો છે. ૧૭૯૯ માં મ્હૈસોર રાજ્ય પાસેથી ૨૪½ લાખની ખંડણી લેવાનું ઠરાવવામાં આવ્યું હતું. ૧૮૮૧ માં તેમાં વધારો કરી તે રકમ ૩૫ લાખની કરવામાં આવી. દેશી રાજ્યો પાસેથી સૈનિક ખર્ચ પેટે ખંડણી નક્કી કરવામાં આવી છે. જ્યારે ઘણાં મોટાં રાજ્યોએ આ માટે હીંદી સરકારને પ્રદેશો સુપ્રત કર્યા છે. છતાં તે ઉપરાંત દેશી રાજ્યો ઇમ્પીરીયલ સર્વિસ ટ્રુપ્સ નિભાવે છે. મ્હૈસોર રાજ્ય પણ એ પાછળ લગભગ સાત આઠ લાખ રૂપીઆ ખર્ચે છે. મ્હૈસોર રાજ્યના માજી દિવાન સર શેશાદ્રીઆયરે આ માટે ખંડણીની રકમમાં ઓછું કરાવવા પ્રયત્ન કર્યો હતો. તેમ ત્યાર પછી પણ આ દિશામાં રાજ્યની પ્રવૃત્તિ ચાલુ રહી હતી પરિણામે ગયે વર્ષે લૉર્ડ ઇરવીને જ્યારે મ્હૈસોર રાજ્યની મુલાકાત લીધી ત્યારે, ખંડણીની રકમમાંથી ૧૦॥ લાખ ઓછા કરવાનું જાહેર કર્યું હતું. પરંતુ હજી પણ ઉપર્યુક્ત બાબતો સંબંધી વિચારણા કરવા આ રાજ્યે સ્વતંત્ર રીતે એક નિવેદન પત્ર રજુ કર્યું છે. અને તેમાં રાજ્ય ઉપર ખંડણી નિમિત્તે તેમજ બ્રિટિશ હીંદમાંથી આયાત થતા માલની કીંમતમાં આપવા પડતા વધારાના કર નિમિત્તે કેટલો બોજો છે તે તેમાં જણાવ્યું છે. પરંતુ ખંડણીનો પ્રશ્ન બાજુ ઉપર મૂકીએ તો બધાંજ રાજ્યોને આયાત માલ ઉપરના કરનો બોજો સહન કરવો પડે છે. હીંદુસ્તાનમાં મનુષ્ય દીઠ સરાસરી એક રૂપીઆ કસ્ટમ્સનો બોજો પડે છે. અર્થાત્ કે આ ગણતરીએ દેશી રાજ્યોની જન સંખ્યા લક્ષમાં લઈ ને રીતે અથવા તો અન્ય કોઈ વ્યવહાર

રીતે આ જગાતમાંથી દેશી રાજ્યોને પણ વળતર મળવું જોઇએ એવી તે રાજ્યોની માગણી છે. એવો સમય આવ્યો છે, કે આ સમગ્ર પ્રશ્ન ઉપર હવે શાહી સરકારે ગંભીર પણે વિચાર કરવો જોઇએ.

## પાલીતાણા અને જૈનો

આણંદજી કલ્યાણજીની પેઢીના સભ્યો અને નામદાર પાલીતાણા નરેશ વચ્ચે શત્રુંજયના સંબંધી થઇ શકે તો સમાધાની ભર્યો ઉકેલ કરવા એકત્ર મળી પ્રયત્ન કરવામાં આવ્યો હતો. જો કે બહુજ અલ્પ સમયમાં આ પ્રયત્ન નિષ્ફળ ગયો હતો પરંતુ એ ઉપરથી સૂચિત થાય છે કે કાયદા કરતાં વ્યવહારુ રીતે જો આ પ્રશ્નનો ઉકેલ થતો હોય તો કરવો એવી ઉભય પક્ષની ઇચ્છા છે. એમ જણાયું છે, કે હકુમતનો પ્રશ્ન, જે આ સમગ્ર ચર્ચાનો અગત્યનો મુદ્દો છે તેને અંગેજ સમાધાનીનો માર્ગ બંધ થયો છે. ના. પાલીતાણા નરેશ તો આપેજ પરંતુ જૈન આગેવાનો પણ આ ઐહિક પ્રશ્નને યાત્રાના આમુષ્મિક લાભ કરતાં પણ વિશેષ મહત્વ આપે છે કારણ કે તેઓ દૃઢતા પૂર્વક માને છે, કે તેમાં યાત્રાની સુરક્ષિતતા છે. ઉભય દૃષ્ટિએ અમે આ ગંભીર સવાલને વિચારી શકયા નથી પરંતુ એક તો તે સંબંધે ઐતિહાસિક અન્વેષણ યથાર્થ થઇ ચૂકયું છે તેથી તેમજ ઐતિહાસિક પૂરાવાનું મહત્વ તેના શબ્દાર્થમાં નહીં પણ ચાલુ પ્રથાને-યુગને કેટલે અંશે તે અનુકૂળ છે તેમાં રહેલું હોવાથી અને ઓન. મી. વૉટસનના ચુકાદા પછી આખો કેસ અપીલમાં છે ત્યારે વિશેષ વિવેચન કરવું અસ્થાને છે પરંતુ દેશી રાજ્યો અને હાલની સાર્વભૌમ સત્તા વચ્ચેનો ઐતિહાસિક સંબંધ અને તે સંબંધે અત્યારે ગંભીર પ્રકારે જે વિચારણા થઈ રહી છે તે જોતાં હીંદી સરકાર પણ સ્વાભાવિક રીતે આ પ્રશ્નનો સમાધાની ભર્યો ઉકેલ લાવવા ઇચ્છે. વળી અત્યારે પોતાના હક અને પ્રતિષ્ઠાને અંગે રાજકર્તાઓમાં તીવ્રમાં તીવ્ર લાગણી જાગૃત થવા પામી છે તે વખતે કોઇ પણ રાજકર્તા પોતાની સ્વતંત્ર રાજ્ય મર્યાદામાં બહારનો હસ્તક્ષેપ થાય એમ ન ઇચ્છે એટલે પણ પાલીતાણાના ના. રાજકર્તાનું દૃષ્ટિ બિંદુ સમજી શકાય છે. પરંતુ જ્યારે સમાધાનનો માર્ગ ખુલ્લો થાય છે તે વખતે એ દૃષ્ટિબિંદુમાં રહેલા સત્યની વિવેચના કરી કોમળ-થતા પ્રશ્નને કઠિન કરવો યુક્ત નથી. એટલા માટે અમે ઇચ્છીએ છીએ કે હજી આ સંબંધી સમાધાનની દૃષ્ટિએ પુનઃ વિચારણા કરવામાં આવે.

---

## વિજ્ઞપ્તિ.

જેઓ પોતાનું લવાજમ હજી સુધી ન મોકલાવી શકયા હોય, તેમણે મની.થી લવાજમ મોકલવા કૃપા કરવી. આશા છે, કે નિરર્થક વી. પી.ના ખર્ચમાં અમારે નહીં ઉતરવું પડે.

તંત્રી.

# રોજનિશી.

૫ મી માર્ચ લૉર્ડ સીંહાનું અવસાન.
૬ ઠ્ઠી „ પાલણપુર. બટલર કમિટિની મુલાકાત.
૭ મી „ જામનગર. બટલર કમિટિનું આગમન. રાજ્યકર્તાઓનું સંમેલન.
૮ મી „ પતીઆલા. લૉર્ડ ઇરવીનની મુલાકાત.
૯ મી „ જામનગર. ખેતી, ઉદ્યોગ હુન્નરનું પ્રદર્શન ખુલ્લું મુકાયું
૯ મી „ કપૂરથલા. રાજ્યની ધારાસભાની બેઠક.
૧૦ મી „ પેટલાદ. વડોદરા રાજ્યની ત્રીજી પુસ્તકાલય પરિષદ.
૧૧ મી „ વડોદરા. બટલર કમિટિની મુલાકાત
૧૨ મી „ વડોદરા. ના૦ ગાયકવાડની ૬૬ મી વર્ષગાંઠનો ઉત્સવ.
૧૨ મી „ રાજકોટ. પ્રજા પ્રતિનિધિ સભાની બેઠક.
૧૨ મી „ ધરમપુર. દિવાન અનુપચંદ મોદીનું અવસાન.
૧૩ મી „ સીકંદ્રાબાદ. બટલર કમિટિની નિઝામ સ્ટેટની મુલાકાત.
૧૪ મી „ લંડન. અમીર અમાનુલ્લાખાનનું સ્વાગત અને મુલાકાત.
૧૪ મી „ કપુરથલા. મહારાજાના પ્રમુખપદે રાજ્યનો એન્યુ. દરબાર.
૧૫ મી „ વિકટર. સર પટણીએ પોર્ટ આલ્બર્ટ વિકટર સેકશન ખુલ્લું મુકયું.
૧૫ મી „ ડીસા. બ્રીટીશ સરકારે પાલણપુર રાજ્યને ડીસા કેમ્પ સુપ્રત કર્યું.
૧૮ મી „ જામનગર. જામસાહેબના રાજ્યારોહણનો ૨૨ મો વાર્ષિક ઉત્સવ.
૧૮ મી „ ભરતપુર. જનરલ સર જેમ્સ વીલકોકસના સ્મારકનું કમાન્ડર ઈનચીફ સર વીલીયમ બર્ડવુડે ઉદ્ઘાટન કર્યું.

૨૦ મી માર્ચ દતીઆ. રાજ્યની ધારાસભાનું બીજું અધિવેશન.
૨૪ મી „ લાહોર સર્વટ ઑફ પીપલ એસોસીએશનનો વાર્ષિક ઉત્સવ.
૨૬ મી „ પાલીતાણા. નરેશની ૨૯ મી સાલગ્રેહનો ઉત્સવ.
૨૭ મી „ ગ્વાલીઅર. મજલીસે-આમ કા ઇજલાસનું અધિવેશન.
૨૮ મી „ કાશ્મીર નરેશે બ્રિટિશહીંદની ન્યાયકોર્ટની સમાન કોર્ટની સ્થાપના માટે નિવેદન બહાર પાડ્યું.
૨૯ મી „ ભોપાલ બટલર કમિટિની મુલાકાત.
૩૦ મી „ ગ્વાલીઅર. બટલર કમિટિની મુલાકાત.
૩૦ મી „ ગ્વાલીઅર. સર સયાજીરાવ ગાયકવાડ ગ્વાલીઅરની મુલાકાતે.
૩૧ મી માર્ચ મુંબઇ. સાયમન કમીશનની વિદાયગીરી.

પુ. ૧લું ]          મે-જુન ૧૯૨૮.          [ અંક ૮-૯ મો

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારું માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ : ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ]          [ Annual Subscription Rs. 6

# અનુક્રમ






મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ.
મુદ્રકઃ મગનલાલ વિશ્વનાથ પાઠક.
પ્રકાશકઃ જયંતીલાલ મોરારજી મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લું ] મે-જુન ૧૯૨૮ [ અંક ૮-૯.

## લડાઈ.

### લડાઈ અટકાવવાનો માર્ગ:—

અત્યારે દુનિયા લડાઇના ભયથી ઘેરાએલી છે. અને રાજ્યો પણ ભવિષ્યમાં લડાઇ ન થાય તે માટે જુદા જુદા ઉપાયો યોજે છે. પણ હમેશના માટે લડાઈ અટકાવવી હોય તો બે રીતે અટકાવી શકાય. (૧) ઇશ્વરના હૃદયને મનુષ્યે ઓળખીને; પરંતુ સ્વર્ગની એ વાત અહીં લાવવી અશક્ય છે. એટલે લડાઇ અટકાવવાનો (૨) જો ઉપાય એ છે, કે "હું બીજાનો રક્ષણ કર્તા છું" એવી ભાવના થવી જોઇએ. આ બીજા પ્રકારની ભાવના જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં નહીં ઉતરે, ત્યાં સુધી પ્રજાસંઘથી કાંઇ જ ન થાય. ત્યારે શું લડાઇ થવા દેવી? ઉપરના દૈવી ઉપાયો ન જ થઇ શકે તો પછી કોઈ એવો મનુષ્ય પ્રયત્ન છે, કે જેથી પોતાના સ્વાર્થને અંગે લડાઇ થતી બંધ પડે?

### સ્વાર્થનો માર્ગ:—

હા, એવો એક ઉપાય છે અને તે સ્વાર્થનો કિંવા બીજી રીતે કહીએ તો આસુરી છે. આ માર્ગનો અમલ થઇ શકે એટલા માટે દરેક મનુષ્યને એવો બનાવવો અર્થાત્ તેનું માનસ એવાં પ્રકારનું ઘડવું કે જે કેવળ પોતાના જ સ્વાર્થની ખાતર બીજા સાથે લડે નહી. ગીતામાં વર્ણવેલા 'કાપર્ણ્ય' જેવો મનુષ્યને કૃપણ બનાવવો. એટલે કે લડાઈ અટકાવવા માટે કાંતો પ્રભુ થવું અને કાંતો કૃપણ થવું. હવે એ સિદ્ધાંત રાજ્યો પરત્વે એવી રીતે લાગુ

પાડી શકાય કે જે રાજ્ય–મોટા રાજ્યમાં બહુ મતભેદ થતા હોય તેને વિભક્ત કરી નાંખી, નાનાં નાનાં રાજ્યો બનાવી દઈ, લોકશાસનના ધોરણે તે રાજ્યોનો વહીવટ ચલાવવો. આનું પરિણામ એ આવે કે રાજ્યોના સ્વાર્થથી ભાગલા થએલા હોવાથી તે રાજ્યોના શાસકો પણ સ્વાર્થવૃત્તિવાળા જ હોય. અને આ સ્વાર્થ જ્યારે સત્તામાં આવે ત્યારે પોતાની સત્તા ન જાય એ તરફ એ સ્વાર્થી શાસકોની પહેલી દૃષ્ટિ રહે. વળી જેને સ્વાર્થ તરફ દૃષ્ટિ હોય તેને સ્વમાન કરતાં સ્વાર્થ વધારે વહાલો હોય, એટલે માનને ભોગે પણ તેઓ બનતાં સુધી બીજા સાથે લડવા તૈયાર ન થાય. એટલું જ નહીં પણ આવા શાસકોની સત્તા, બીજાના મત ઉપર આધાર રાખતી હોઇ વ્યક્તિ તંત્રની માફક સ્થાઇ પણ ન હોય અને લોકો પણ લડવૈયા સ્વભાવવાળા કરતાં પોતાને જે શાંત જીવન ગાળવા દે તેને પોતાના અગ્રણી તરીકે વધારે પસંદ કરે. એટલે એક તો આ દૃષ્ટિએ, *તેમ જ સાધનોનો અભાવ, મોટાં લશ્કરો* રાખવાની અશક્તિ અને સ્વાર્થ ખોવાની બીકઃ એ ત્રણ કારણોથી નાનાં નાનાં રાજ્યો એક બીજાની સાથે લડી શકે નહીં. હાલની સ્થિતિમાં આ જ માર્ગ ઠીક છે.

## સત્તાતુલાઃ—

મોટી લડાઇઓ સત્તાતુલાની પ્રવૃત્તિમાંથી જ ઉભી થઇ છે. સત્તાતુલાની પ્રવૃત્તિ જો ઉભી કરવામાં ન જ આવી હોત તો ગત મહાયુદ્ધ ન થાત અને થાત તો ૧૮૭૦ની માફક વ્યક્તિગત લડી છૂટત. બેશક કોણ જીતત એ જોવાનું નથી, પરંતુ આટલાં બધાં માણસો તો ન જ મરત. આ તો જર્મનીએ ત્રીરાજ્યોની એક સંપી સાધી તો ઈંગ્લેંડે ચાર રાજ્યોની મૈત્રી સાધી. પરિણામે લડાઇ થઈ. આ કરતાં જો દરેક રાજ્ય છુટું છુટું લડયું હોત તો આટલું નુકસાન ન થાત અને કદાચ થાત તો આટલાં માણસો તો ન જ મરત.

## ઝઘડાનું મૂળઃ—

દરેક માણસ એક બીજા ઉપર દુશ્મનાવટ રાખે એથી કાંઈ ઝઘડા કે લડાઇ નથી થતાં, પરંતુ બીકથી વધારે માણસો રાખે તેથી ઝઘડા ઉભો થાય છે. એ રીતે શાંતિ રાખવાને નામે સત્તાતુલાની પ્રવૃત્તિ ઉભી કરવામાં આવી પરંતુ તેમાંથી છેવટે લડાઈ થઇ. નાનાં નાનાં રાજ્યો હોય તો પણ તેમાં સંભવ છે, કે લડાઈ થવાનો પ્રસંગ ઉભો થાય, અને ધારો કે લડાઈ થાય તો તે લાંબો વખત ચાલી શકે જ નહીં. કારણકે તે રાજ્યોનો જે અગ્રણી હોય તે એમ સમજે કે મારા હાથમાં ક્યાં સુધી સત્તા રહેવાની છે ? એટલા માટે હાલની સ્થિતિમાં લડાઇ અટકાવવાનો સારામાં સારો માર્ગ એ છે, કે નાનાં નાનાં ટોળાંઓના એકઠા સ્વાર્થ કરી નાનાં નાનાં રાજ્યો ઉભાં કરવાં.

પ્રજાસંઘ લડાઇ બંધ કરવાનું કહે છે, તે આદર્શ હોવાથી ઠીક લાગે છે; પરંતુ જીતેલાઓએ જે લીધું છે, તે તેમને ખોવું નથી અને જેણે ખોયું છે તે તેમને પાછું મેળવવાનો કશો ઉપાય નથી. આવી સ્થિતિમાં રાજ્યો રાજ્યો વચ્ચેનો સંબંધ અને પ્રજાસંઘનો આદર્શ

થી રીતે સાચવી શકાય એ જોવા જેવી વાત છે. આ કરતાં તો તમામ પ્રકારની પ્રગતિને જ બંધ કરી દેવી એ હિતાવાહ છે.

## કોમી પ્રતિનિધિત્વ

કોઇપણ રાજ્યતંત્રમાં જ્યાં સુધી કોમી પ્રતિનિધિત્વ "Communal Representation" અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી તે રાજ્યતંત્ર સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્રની કક્ષાએ પહોંચી શકે જ નહીં. હીંદુસ્તાનમાં અત્યાર સુધી આ ધોરણ ચાલે છે પરંતુ આંહીના રાજદ્વારીઓનો મોટો ભાગ પ્રથમથી જ આવા પ્રકારના પ્રતિનિધિત્વની સખ્ત વિરૂદ્ધ છે. એટલું જ નહીં પણ અત્યારે હવે તો સરકાર પણ એમ ઇચ્છે છે, કે કોમી પ્રતિનિધિત્વને ધોરણે કરવામાં આવતી ચુંટણી હીંદુસ્તાનના લાભોને હાનિકર્તા છે. એટલા માટે સરકારનો ઇરાદો પણ એવો છે, કે કોમીભેદ ઉપર રચાયલાં જુદાં જુદાં મતદાર મંડળો રદ કરી સમાન ધોરણે ચુંટણીનું ક્ષેત્ર વિસ્તારવું. કારણકે પ્રતિનિધિત્વનું એ ધોરણ સ્વીકાર્યા વિના કોઇપણ દેશ જવાબદાર રાજ્યતંત્રના માર્ગે જઇ શકે નહીં. બેશક, હવે પછીના રાજદ્વારી સુધારામાં સંભવ છે, કે કોમી પ્રતિનિધિત્વ રદ કરવામાં આવે. પરંતુ એમ લાગે છે, કે ચુંટણી માટે નક્કી કરેલા દરેક વિભાગમાં જ્યાં જરૂરનું લાગશે, ત્યાં ખાસ કોમો માટે અલાયદી બેઠકો રાખવામાં આવે. આ પગલું પણ જવાબદાર રાજ્યતંત્રની નજરે તો અયુક્ત ગણાય, પરંતુ હીંદુસ્તાનની હાલની પરિસ્થિતિ પૂરતું તે વ્યવહારૂ લેખાવું જોઇએ. કારણકે તેથી મહત્વનો લાભ એ થશે કે ચુંટણી માટે ઉભા થનાર દરેક ઉમેદવારને ચુંટણીમાં ફતેહ મેળવવા માટે બીજી કોમોના મતોની પણ જરૂર પડશે. આથી ધીમે ધીમે જ્ઞાતીય ધિક્કારની લાગણી ઓછી થશે. અને એક કોમને બીજી કોમની ગરજ પડવાથી તેઓ વચ્ચે વાણી અને વિચારનો સંબંધ વધશે. દરેક કોમના આગેવાનોને બીજી કોમનાં માણસોને ખુશી રાખી તેમનાં દીલ જીતી લેવાં પડશે. પરિણામે અત્યારે દેશમાં જે કોમી વિખવાદ છે, તે નાશ પામી સલાહ શાંતિનું વાતાવરણ ફેલાશે.

## રાજસત્તા ઉપર નિયમન

રાજકર્તાઓની સત્તા નિયમમાં રહે એટલા માટે તેના ઉપર અન્ય સત્તાની આવશ્યક્તા હોવી જોઇએ, એમ અત્યારે વારંવાર કહેવામાં આવે છે. ખરૂં છે, કે રાજકર્ત્તાઓની અનિયંત્રિત સત્તાના દુરૂપયોગ સામે જે ફરીઆદ કરવામાં આવે છે, તે ખોટી નથી. પરંતુ એ સત્તા ઉપર અન્ય સત્તાનું નિયમન મૂકવામાં આવે તો થોડા સમયને માટે તે કદાચ સુખરૂપ નીવડે પરંતુ જ્યારે એ અન્ય મોટી સત્તા પણ અતિશયતાનું રૂપ લેશે, ત્યારે પાછી એની એ ફરીઆદ ઉભી થશે. આ રીતે સત્તાના નિયમનના ચક્રાવાનો અંત જ નહીં આવે. એટલે રાજકર્તાઓની સત્તાને નિયમમાં રાખવાનો સરસ માર્ગ તો એ છે, કે તેમને અપાતા

શિક્ષણમાં ફેરફાર કરવો. અત્યારે રાજકુમારોને જે શિક્ષણ આપવામાં આવે છે, તે કેવળ એકહથ્થુ સત્તાનું પોષક અને પ્રજાને તાબામાં રાખવાના હેતુથી જ અપાય છે. જે શિક્ષણ તેમને મનુષ્યત્વમાંથી ચ્યુત કરે છે. એટલે જ્યાં સુધી રાજકર્ત્તાઓને અપાતી કેળવણીમાં ફેરફાર કરવામાં નહીં આવે ત્યાં સુધી હાલની રાજ્યપદ્ધતિમાં કશો જ તાત્વિક ફેરફાર નહીં થાય.

રાજ્ય વહીવટમાં પણ ' Preventive ' બાધક અને શામક " Curative " એવી બે મુખ્ય પદ્ધતિ છે. તેમાં આપણાં દેશી રાજ્યોનો વહીવટ ઘણેભાગે પહેલી પદ્ધતિ અનુસાર જ ચાલે છે. જ્યારે બીજા પ્રકારની શામક પદ્ધતિ તરફ સાવ દુર્લક્ષ રાખવામાં આવે છે. રાજકુમારોને જે શિક્ષણ આપવામાં આવે તે શિક્ષણમાં આ ઉભય પદ્ધતિનો સમન્વય કરવામાં આવે તો જ્યારે તેઓના હાથમાં રાજ્યની લગામ આવે ત્યારે, ઉભય પદ્ધતિ પૈકી કઇ પદ્ધતિનો ક્યારે અને ક્યાં તથા ક્યા સંયોગોમાં ઉપયોગ કરવો તેની તેમનામાં સમજણ હોવાથી તેમનો વહીવટ લોકોપકારક થઇ પડે. અને એ વહીવટ ઉપર કોઇ બીજી સત્તાના નિયમનની જરૂર ન રહે.

---

## પ્રજારક્ષણ

तस्करेभ्यो नियुक्तेभ्यो<br>
शत्रुभ्यो निजवल्लभात्<br>
नृपतेः निजलोभाच्च<br>
प्रजा रक्षेत् पिता यथा.

ચોરોથી, અધિકારીઓથી, શત્રુથી, ખુશામતખોરોથી તેમજ ઉત્તરોત્તર એ બધા કરતાં પણ ચઢી જાય એવી પોતાની લોભવૃત્તિથી રાજાએ પ્રજાનું રક્ષણ કરવું.

**એક વૃદ્ધની વિચારપોથીમાંથી.**

---

# દેશી રાજ્યો અને દરિયાઈ જગાત.

### ( કર્નલ કૈલાસ નારાયણ હકસર. સી. આઈ. ઈ. )

હીંદુસ્તાનની રાજદ્વારી પરિસ્થતિ તપાસી ભવિષ્યમાં હીંદી બંધારણમાં સુધારા સૂચવવા સાયમન કમીશન નીમાયું હોય અત્યારે હીંદી રાજ્ય બંધારણનો પ્રશ્ન ચર્ચાઈ રહ્યો છે. આ વખતે દેશી રાજ્યોએ એ બંધારણમાં પોતાના સ્થાનનો વિચાર કરવાનો યોગ્ય વખત છે.

બ્રિટિશ હીંદના રાજ્ય વહીવટથી અલગ રહેવાની દેશી રાજ્યોની ઇચ્છા હોય પરંતુ ઐતિહાસિક, ભૌગોલિક અને વ્યાવહારિક પરિસ્થિતિને અંગે એ અશકય છે. કારણ કે ઐતિહાસિક રીતે દેશી રાજ્યો બ્રિટિશ હીંદના પ્રાંતોની સાથે એવા નિકટ સંબંધથી જોડાયલાં છે, તેમજ બ્રિટિશ હીંદના પ્રાંતોની એટલી નજીક છે કે બ્રિટિશ હીંદના રાજદ્વારી અને આર્થિક પ્રશ્નો સંબંધે દેશી રાજ્યોથી બેદરકારી રાખી શકાયજ નહીં. એટલા માટે અત્યારે જો દેશી રાજ્યો મૌન રહે તો તેઓ પ્રગતિ તો ન કરી શકે, પરંતુ તેમનું અસ્તિત્વ. પણ જોખમમાં આવી પડે. તટસ્થ રહેવાનો વખત હવે ગયો છે.

દેશી રાજ્યોએ અમુક મુકરર રાજનીતિ સ્વીકારી છે. પરંતુ બ્રિટિશ હીંદના અભિલાષાં પ્રતિ તેમણે સંપૂર્ણ સહાનુભુતિ જણાવી છે. રાજકર્તાઓ માને છે, કે હીંદની પ્રગતિ અને આબાદિમાં પોતાનો સ્વાર્થ છે તેમજ નવાયુગમાં પોતાનું ગમે તે સ્થાન હોય પણ પરિસ્થિતિને તો લક્ષમાં લેવીજ જોઇએ, આટલા માટે ઝડપથી થતી દુનિયાની પ્રગતિમાં પોતાનું અને પોતાની પ્રજાનું શું સ્થાન છે તેનો રાજકર્તાઓએ એકત્ર મળી વિચાર કરવો જોઈએ. રાજાઓ માટે અત્યારે મહત્વની વસ્તુ એ છે, કે તેમણે પોતાની પ્રજાના લાભો સાચવવા, તેની સામાજિક પદ્ધતિનું રક્ષણ કરવું અને કરારનામાઓનું તત્વ અખંડિત રાખવું. આ રીતે દેશી રાજ્યોનો પ્રશ્ન સંક્ષિપ્તમાં આ રીતે મૂકી શકાય (૧) હીંદી સરકાર સાથે દેશી રાજ્યોનો સંબંધ કેવા પ્રકારનો રહેશે ? (૨) હીંદુસ્તાનના રાજકારણમાં દેશી રાજ્યોનું સ્થાન કેવું રહેશે ?

પહેલા પ્રશ્ન ઘણો સાદો અને સરળ છે. રાજકર્તા સાથેના કરારનામામાં આ પ્રમાણે શરત છે, કે "દરેક રાજકર્ત્તા પોતાના મુલકમાં સંપૂર્ણ સત્તાધારી રહેશે". આમ છતાં ભૂતકાળમાં દેશી રાજ્યોના કારભારમાં–જો કે ગંભીર ગેર વહીવટ પ્રસંગે–સરકાર વચ્ચે પડી છે. વળી આ સંબંધમાં દેશી રાજ્યો બહુ લાગણી ધરાવતાં હોય એમ સામાન્યત: નથી જણાતું. કારણ કે જૂના જમાનાની રાજનીતિના ધોરણે–જે વિલક્ષણ સંબંધ હીંદી સરકાર અને દેશી રાજ્યો વચ્ચે છે તે નિભાવી રાખવા દેશીરાજ્યો તૈયાર જણાય છે. કારણ કે અત્યાર સુધી દેશી રાજ્યો સાથે બ્રિટિશ સરકારે જે ઔદાર્ય અને મમતા દર્શાવ્યાં છે તેથી તેમજ બ્રિટિશ સરકાર કરારનામાઓની પવિત્રતાને જાળવશે એવા વિશ્વાસથી ચાલી આવેલી રૂઢિમાં કશો ફેરફાર કરવો યુક્ત નથી. આ ઉપરથી તો પોતાનું ઐતિહાસિક સ્થાન જાળવી રાખવાની રાજકર્તાઓની ઇચ્છા અને દુરદર્શિતા જ જણાય છે, પરંતુ ભવિષ્યની હીંદી સરકારના હસ્તક દેશી રાજ્યોનો વહીવટ

સુરક્ષિત રહેશે, એ માન્યતા ગમે તેટલી સાચી હોય પણ તેથી દેશી રાજ્યોના હક્કો સચવાશે તેની પૂરેપૂરી ખાત્રી મળતી નથી. અને ભવિષ્યમાં તેવું બને ત્યારે ઉપાયો નિરર્થક થઈ પડે, તે કરતાં અત્યારથી જ રક્ષણના ઉપાયો યોજવા એ ઠીક છે. આ માટે દેશી રાજ્યોમાં મૈત્રીનું વાતાવરણ ઉત્પન્ન કરવાનું, રાજ્યોને કાયદાની રીતે રક્ષણ આપવાનું, દેશીરાજ્યોના લાભોને નુકસાન કરે એવી કોઇ પણ યોજનાને અટકાવવાનું કે તેમાં સુધારો કરવાની સત્તા સાથે કોઈ પણ પ્રકારની રચના કરવાનું કાર્ય મહત્વનું છે.

આ માટે એક એવી યોજનાની જરૂર છે, કે દેશી રાજ્યો હીંદી રાજ્યતંત્રમાં ઓતપ્રોત થઇ જવા છતાં પોતાનું વ્યક્તિત્વ સ્વતંત્ર રીતે જાળવી શકે. આ વસ્તુ ત્યારેજ સાધી શકાય કે સંયુક્ત-બંધારણમાં-રાજ્યતંત્રમાં નરેંદ્રમંડળને જોડાવાની તક મળે તો. નરેંદ્રમંડળ અત્યારે હીંદી સરકારથી અલગ છે. સંભવ છે, કે તે જેમનું તેમ રહે. આમ છતાં રાજનૈતિક સંગઠનના એક અંગ તરીકે, એક બળ રૂપે અને હીંદના સામ્રાજ્યમાં ઉત્પન્ન થતા વિવાદ ગ્રસ્ત તેમજ ગુંચવનારા ભર્યા પ્રશ્નોનો નીવેડો કરવામાં સાધનભૂત થાય એવી રીતે જો નરેંદ્ર મંડળને ફેરવી શકાય તો અત્યારે જે પ્રશ્નો ઉત્પન્ન થાય છે તેનો સરસ ઉકેલ થઇ શકે તેમજ એ ઉકેલ દેશી રાજ્યો અને ધારાસભાના સંબંધમાં પણ વધુ પોષક બને.

એ તો સ્પષ્ટ છે કે દેશી રાજ્યોનો સવાલ રાજનીતિની દૃષ્ટિએ ઘણો જ મહત્વનો છે. પરંતુ તેને અંગે ખાસ ધ્યાનમાં લેવા જોગ દેશી રાજ્યોની આર્થિક બાબત છે. દેશી રાજ્યો સંબંધી તપાસ કરવાનું રૉયલ કમીશનના ક્ષેત્ર બહાર હશે પરંતુ દેશી રાજ્યોને લગતા આર્થિક પ્રશ્નો, તેના પ્રજા જીવનને અને માલમીલકતને અંગે એટલા મહત્વના છે કે બ્રિટિશ હીંદની સમગ્ર વસ્તુ સ્થિતિ જાણવાની સાથે દેશી રાજ્યોની વસ્તુ સ્થિતિ જાણ્યા સિવાય રૉયલ કમીશન કાંઇ પણ ભલામણ કરે તો તે અન્યાય યુક્ત જ ગણાય.

દેશી રાજ્યોની આવકના સાધનોમાં દરીયાઈ બંદરો ઉપરની જગાત લેવાનો તેમનો હક એક છે. અત્યારે તો આયાત-નિકાસની જગાત બ્રિટિશ બંદરેજ લેવામાં આવે છે અને તેનો તમામ લાભ બ્રિટિશ હીંદના કર ભરનારાઓને જ મળે છે. હવે એમ તો નજ કહી શકાય કે દેશી રાજ્યોના હકની વાત કરવામાં આવે છે, તે સાવ નવી જ અથવા તો હમણાંની છે. કારણ કે એમ કહેવું એ હીંદી સરકારે દેશી રાજ્યોના હિત તરફ દુર્લક્ષ રાખ્યું છે, એમ કહેવા બરાબર છે. અને ૧૮૬૩થી ૧૮૯૪ સુધીમાં કાયદાઓ ઘડતાં તેમજ તે કાયદાઓના આધારે જાહેરનામાંઓ કાઢતાં હીંદી સરકારે જગાતના "Customs Laws" હમેશાં દૃષ્ટિ સમક્ષજ રાખ્યા છે. ૧૮૬૨, ૧૮૭૮ અને ૧૮૯૪માં કાયદાઓમાં સ્પષ્ટ રીતે સ્વીકારવામાં આવ્યું છે કે જગાતની બાબતમાં બધાં દેશી રાજ્યો "Foreign territory" ગણાશે.

સને ૧૮૮૨થી ૧૮૯૪ સુધી હીંદુસ્તાન વ્યાપારી છુટાપણા દેશ તરીકે ગણાતો હતો. અને સિદ્ધાંત તથા કાયદા પ્રમાણે દેશી રાજ્યોની પ્રજા જગાતમાંથી મુક્ત હોવા છતાં વ્યવહારમાં તેમના ઉપર જે બમણી જગાત પડતી હતી તેનો પ્રશ્ન કદિ ઉદ્ભવ્યો જ ન હતો; જો કે એ ખરું છે કે બજાવા પછી આયાત માલ ઉપરની જગાત ૧૦ ટકા ગટી ગઈ હતી

પણ તે ૧૮૬૪માં ૭૬ ટકા સુધી ઉતરી હતી અને ૧૮૭૫ સુધીમાં તો નિયમ પ્રમાણે ૫ ટકા થઈ ગઈ હતી. તેમ ચોખા, ગળી, તેલ અને લાખ ઉપરની નિકાસ જગાત જો કે કાયમ રહી હતી તો પણ તે વખતે તે જગાતના ધોરણથી દેશી રાજ્યોને વધૂ અડચણ થવા પામી ન હતી. કારણ કે આ વસ્તુઓ એવી ન હતી કે જેનો દેશી રાજ્યો નિકાસ કરતાં હોય. માલ લાવવા લઇ જવા માટેનાં સાધનોના અભાવે આયાત થતા માલમાં પણ જગાત સંબંધી દેશી રાજ્યોનું ખાસ હિત નહતું. એટલે દેશી રાજ્યોને ફરીઆદ કરવાનું ખાસ કારણ ત્યારે ન હતું.

પરંતુ વ્યાપારના છુટાપણાની મુદત પૂરી થયા પછી જ્યારે નાણાંની કીંમત ઘટી અને પાંચ ટકાની આયાત જગાત પાછી નાખવામાં આવી ત્યારે દેશી રાજ્યોને ખુલ્લું નુકસાન થવા લાગ્યું. આથી હીંદનાં દેશીરાજ્યોના વ્યાપારીઓએ તે સામે વાંધો લીધો એટલું જ નહીં પણ વર્તમાન પત્રોમાં પણ તે સવાલ ચર્ચાયો હતો. ૧૮૯૪ થી ૧૯૧૦ સુધીમાં ૩૬ ટકાની કાપડ ઉપરની જગાત અને ઉપર જણાવેલી ૫ ટકાની જગાત સિવાય બીજું કાંઈ મહત્વનું એ સંબંધે નથી બન્યું, પરંતુ ૧૯૧૦ થી ૧૯૧૬ ની વચ્ચે ચીન સાથેના અફીણના વ્યાપારની બંધીને સબબે ખોટ પૂરી કરવાના બ્હાના હેઠળ સરકારે ચાંદી, તમાકુ, દારૂ, અને બીર ઉપરની જગાત વધારી. અને આ જગાતના પ્રવાહનું અનિષ્ટ પરિણામ ૧૯૧૬ અને ૧૯૧૯ દરમિયાન જણાઇ આવ્યું. તેમ તેને અંગે બ્રિટિશ હીંદમાં વિરોધ પણ થયો. છતાં દેશી રાજ્યો તટસ્થ રહ્યાં. કારણ કે એક બાજુએથી મહાન્ યુદ્ધમાં મહારાજ્યને પોતાનાં સાધનોથી મદદ કરવી અને બીજી બાજુથી યુદ્ધના ખર્ચને પહોંચી વળવા સરકારે જે ઉત્પન્ન વધારવાનો માર્ગ લીધો તેમાં ભાગ માગવો એ દેશી રાજ્યોને અયુક્ત લાગ્યું. પરંતુ કાપડની જગાતને લીધે, અને ૧૯૧૭ થી ૧૯૧૯ દરમિયાન સરકારે જે જગાતી પગલાં લીધાં તેથી દેશી રાજ્યોને ઘણુંજ ગંભીર નુકસાન થયું છે. બ્રિટિશ હીંદની આયાત અને નિકાસ જગાતનો બોજો દેશી રાજ્યોના વાપરનારાઓ તથા ઉત્પન્ન કરનારાઓ ઉપર ન પડવો જોઇએ એ સિદ્ધાંતનું હિંદી સરકારની આ પ્રકારની રાજનીતિથી અથવા જુના વખતની ચાલી આવેલી પ્રથાથી યથાર્થ પાલન થયું નહિં. અને દેશીરાજ્યોને પુષ્કળ નુકસાન ગયું. અર્થશાસ્ત્રીઓ આ બાબતમાં સંમત છે, કે આયાતના કરનો બોજો તેના વાપરનારાઓ ઉપર પડે છે અને નિકાસના કરનો બોજો તેના ઉત્પન્ન કરનારાઓ ઉપર પડે છે. આ સિદ્ધાંતથી ઉઘાડું છે, કે જે પ્રદેશમાં આયાત થએલો માલ વપરાતો હોય તેજ પ્રદેશ ઉપર કર નાંખી તેનું ઉત્પન્ન જાહેર ખર્ચમાં વાપરવું. પણ ઉપર કહેલો નિર્ણય દેશી રાજ્યોની બાબતમાં તપાસતાં ખામી ભરેલો જણાય છે. એટલુંજ નહિ પણ તેની વાસ્તવિકતાની તટસ્થ રીતે જો પરીક્ષા કરવામાં આવે તો પણ તે બરાબર જણાશે નહિં. આ ઉપરથી ચોક્કસ માની શકાય છે, કે જે દરીઆઇ જગાત હીંદી સરકારે દેશી રાજ્યોમાં જતા માલ ઉપર નાંખી છે તે ચોખ્ખે ચોખ્ખી "ટ્રાન્ઝીટ ડયુટિ" જ કહેવાય.*



* Asiatic Review ઉપરથી.

# ઈડરસ્ટેટ ( નાની મારવાડ )

## ( એક જુનો નોકર )

શ્રીયુત નાથાભાઇ હાજીભાઇ પટેલે ઇડર રાજ્યનું દીવાન પદ, રાવ સાહેબ હરિદાસ વીહારીદાસ દેસાઇ જુનાગઢના દીવાન થયા તેમની પછી ધારણ કર્યું. રાવ સાહેબ હરીદાસ ભાઇ જોકે થોડી મુદત ઇડરના દીવાન તરીકે રહેલા છતાં, તેઓએ પોતાના અનુભવ અને બુદ્ધિ શક્તિથી જે માર્ગ ઇડર જેવા રાજ્યને માટે દોરેલો તે માર્ગ તેમની પછી થનારા દીવાનોને બહુ ઉપકારક થઇ પડયો હતો. દીવાન નાથાભાઇ જુવાન હતા અને રાજ્ય કારભારનો ઓહોળો અનુભવ ધરાવતા નહોતા છતાં પ્રમાણિક અને જુસ્સાવાળા હોવાથી તેમની કારકીર્દિ દરમિયાન ઇડર રાજ્ય આબાદીને માર્ગે વધતું ચાલ્યું. નામદાર મહારાજા સાહેબે રાજ્ય સત્તા ધારણ કરી તેની યાદગીરી રહેવા સારૂ " વુડહાઉસ લાઇબ્રેરી " અને " કશોક ટાવર " નામના ભવ્ય મકાનનો પાયો તે સમયે નંખાએલો તે મકાન પૂર્ણ થયું. તેમજ છીછીબા કન્યાશાળા વગેરે બાંધકામો થયાં. તેમના વખતમાં બે મહત્વનાં કામ થયાં. એક ઇડર રાજ્યના પોતદાર ગોસાંઈ મોહનગરજીને ત્યાં પ્રથમ રાજ્યનું દાણ ઇજારે હતું જેમાં રાજ્યનો ભાગ હતો–તે ભાગ બદલનો નહિ અંધારામાં રહેલો તેનો હીસાબ તે પોતદાર પાસેથી માગવામાં આવ્યો–તેમાં રાજ્યની મોટી રકમ લેહેણી અજવાળામાં લાવી વસુલ કરી. બીજું કામ અહમદનગરમાં હાથમતીના કાંસ સબંધી સરકારની સાથે સરતો થએલી તે વખતે " ડેમ " ની દીવાલ ઉપર પુલ બાંધવાના ખરચમાં ઇડર રાજ્ય પાસે અમુક મોટી રકમ ડીપોઝીટ મુકાવેલી હતી, પણ કેટલાંક કારણસર પુલ બાંધવામાં આવેલો નહીં, છતાં રકમ પડી રહેલી તે સરકારમાં લખાણ કરી પાછી રાજ્યમાં વસુલ લીધી. રાજ્યના ખેડુતોની આબાદી વધારવાને માટે ભાયાત અને સરદારોની સાથેનો નાતો મજબુત કરવાને માટે અને જાનમાલના રક્ષણ માટે નામદાર મહારાજા અને દીવાન નાથાભાઇ બન્ને બહુજ ગંભીર પ્રયાસ કરી રહ્યા હતા. ઇડર રાજ્ય અને તેના તાબાના ભાયાતો–સરદારોવચ્ચેના હક સબંધો એટલા અટપટા અને ગુચવાડા ભરેલા હતા–કે બન્ને વચ્ચેનો સબંધ નાનો સરળ અને શાન્તીમય રાખવામાં બહુજ ડાહાપણ, ધીરજ અને મક્કમપણાની આવશ્યકતા હતી. જ્યારે જ્યારે અથડામણીના પ્રસંગો ઉપસ્થિત થતા ત્યારે શાન્તીથી સમાધાન કરવામાં આવતું. પણ બનતા સુધી સરકાર દરમ્યાનગીરીને ટાળવાનીજ સાવધાની રાખવામાં આવતી હતી. આવી રાજ્યનીતી અખત્યાર કરવામાં આવેલી જોઇ કેટલાક સરદારોએ એજંસીની હકુમતમાંથી રાજ્યની હકુમતનીચે આવવાનું પસંદ કર્યું. આ પ્રમાણે જ્યાં કેહેવત છે કે " There is no Rose without a thorn ". રાવ સાહેબ હરીદાસભાઇની દીવાનગીરી દરમીયાન ખટપટ શરૂ થયેલી તે નાબુદ કરવા સારૂ તેઓને પુરતો વખત નહીં મળવાથી તે વખતની

વ્યક્તિઓએ અંદરખાનેથી પોતાની ખટપટ જારી રાખેલી અને રાજ્ય તથા સરદારો વચ્ચે વિક્ષેપ આણવા કોશીસ કરેલી, પણ છેવટે તેવી વ્યક્તિઓને નામદાર મહારાજા સાહેબે ખસેડી સુવ્યવસ્થા જાળવી રાખી. " મોર પીંછાંથી રળીયામણો " એ કહેવત પ્રમાણે ઇડર રાજ્યની શોભા સરદારોની આબાદી, સુખ શાન્તી અને રાજ્ય સાથેના તેમના સરળ નાતાને અવલંબી રહેલી માનવામાં આવે છે, તેથી તેઓ સાથે સમાધાની અને શાન્તી ભરેલો વ્યવહાર રહે એવીજ રાજ્યનીતિ નામદાર મહારાજા સાહેબને પસંદ હતી. કેટલાએક અનુભવી અને બુજર્ગ સરદારોની રાજ્ય કાજમાં પ્રસંગોપાત સલાહ લેવામાં આવતી હતી. એજંસી સાથેનો સબંધ પણ બહુજ મિત્રાચારી ભરેલો રાખવામાં આવતો. કેટલાક પોલીટીકલ એજંટો નામદાર મહારાજાના ખાસ મીત્રો ગણાતા હતા. અને તેમની રાજ કાર્યમાં ખાનગી રીતે સલાહ લેવામાં આવતી હતી. નામદાર મહારાજાને કેળવણીનો શોખ વધુ હોવાથી પોતાની પ્રજા તેમાં બહુ પછાત હતી. તેમાં ફેલાવો થવાના કારણસર ગુજરાતી સ્કુલોની સંખ્યામાં વધારો કર્યો એટલુંજ નહીં પણ ઇડરમાં ઇગ્રેજી શીખવવાને એક નાના પાયા ઉપર સ્કુલ સ્થાપી, તેનો લાભ ઇડરની પ્રજા તેમજ સરદાર–ભાયાતોના કુંવરો પણ લેવા લાગ્યા. ઇગ્રેજી સ્કુલમાં શરૂઆતની કેળવણી પામેલા સરદારોના કુંવરો પૈકી મરહુમ ઠાકોર શીવસીંગજીએ રાજકુમાર કૉલેજમાં અભ્યાસ કરી મેટ્રીકની પરીક્ષા પસાર કરી, રાજ્યમાં મોટા હોદ્દાની જગો પ્રાપ્ત કરી હતી. રૈયત પૈકી ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટે વકીલની પરીક્ષા પસાર કરી હતી. જેઓ હાલ દાંતા સ્ટેટના દીવાન છે. મી. વલ્લભરામ આદીતરામે બી–એ ની પરીક્ષા પસાર કરી હતી. જેઓ હાલમાં ઇડરના ઉપદીવાન છે. અને એક મેડીકલ કૉલેજમાં તથા એક ખેતીવાડીની કૉલેજમાં પાસ થઇ આવ્યા હતા. આ વિદ્યાર્થીઓ રાજ્યના આશ્રયથી તૈયાર થયેલ હોઇ જુદા જુદા ખાતાઓમાં સારા પગારથી તે રાજ્યમાં દાખલ થયા. નામદાર મહારાજા કેશરીસીંગજીની કેળવણી પ્રત્યેની પ્રેમભાવના અને ઉદારતાને આ આભારી છે. વળી ભીલ જેવી તોફાની અને જંગલી વસ્તીમાં પણ કેળવણીનો પ્રચાર કરવા ભીલ સ્કુલો સ્થાપવામાં આવી હતી.

• ઇડર એજંટ અને ના૦ શ્રીના ખાસ મિત્ર શ્રીયુત મનઃસુખરામ સૂર્યરામની ભલામણથી તેઓશ્રીએ ઇટાલીના રાજા " માર્કસ ઑરીલીયસ ઍન્ટોનીનસના વિચારો " ના પુસ્તકનું ગુજરાતી ભાષાન્તર કરવા માંડયું. પુસ્તક તૈયાર થયે તે અર્પણ કરવાનો પોતાનો હેતુ નામદાર મહારાણી વિકટોરીઆને હતો, પણ ભાવિબળવાન છે. તે પુસ્તક પુરૂં થતાં અવલ મહારાણી સ્વધામ પધાર્યા. વળી પુસ્તક લગભગ પૂરૂં લખાયું એટલામાં તો પોતે પણ સ્વર્ગવાસ કર્યો, એટલે આ પુસ્તકનો લેખ એમને એમ પડયો રહેલો પણ તેઓશ્રીના પ્રશસંકોને એમ લાગ્યું કે આ પુસ્તક બહાર પડવું જોઇએ. જેથી ફાર્બસ સભાએ તે હાથમાં લઇ પ્રસિદ્ધ કર્યું. નામદાર મહારાજા કેસરીસીંગજી સવાર-સાંજ બે વખત સંધ્યા પુજા, નીયમીત વાંચન, રાજ્યકાર્ય અને ચર્ચાનું સેવન કરતા. તેઓશ્રીને મોટા વાઘના શીકારનો

શોખ હતો. તેમાં ઘણું કરીને જંગલની નજીકનાં ગામોમાં જ્યારે એવા મોટા વાઘ, ગાયો તથા ઢોરો મારી લોકોને હેરાન કરતા ત્યારે ત્યાં મુકામ કરી તેવા વાઘનો શીકાર કરી ઉપદ્રવ મટાડતા. પોલીટીકલ ઓફીસરોને પણ તેનો લાભ આપતા હતા. પણ હાલમાં પ્રચાર પામેલી રૂઢી પ્રમાણે ઈંગ્રેજ મીત્રોને ભેગા કરી હજારો નિર્દોશ પ્રાણીઓનો સંહાર કરવાની તેમજ તે વખતે હદ વગરનો ખરચ કરવાની ટેવ તેમનામાં નહોતી. તેઓ જો કે ઇંગ્રેજી કેળવણી પામેલા હતા તો પણ અન્ય રાજ્યવંશીઓની માફક તેમણે ઈંગ્રેજી ઢબ છબનો પગ પેસારો થવા દીધો નહોતો. તેઓ વલ્લભાચાર્ય સંપ્રદાયમાં હોવાથી ભક્તિ પ્રાધાન્ય ધર્મનિષ્ટાવાળા હતા અને બહુ જ પવિત્ર હૃદયના દાનવીર હતા. ઇંગ્રેજ તેમજ દેશી મીત્રોની સ્વાગત અને ખાતર બરદાસ કરવામાં તેમનો પહેલો નંબર ગણાતો હતો. કોઈ અતીથી અગર અભ્યાગત ત્યાંથી નીરાશ થઇને જતો નહીં અને સર્વેને માટે તેઓનો દરબાર ખુલ્લો હતો. એક વખતે તેમના અંગત અધિકારીને તેમણે કહ્યું કે "તમે બીજાઓની માફક મારી પાસે કંઈ બક્ષીસ અગર ઇનામ માગતા નથી માટે આ પેટી તમારી આગળ મુકું છું તેમાંથી પસંદ પડે એ વીંટી તમે પેહેરી લ્યો!" એમ કહી વીંટીઓ એક પછી એક પાંચ હજારથી માંડીને ખસેં સુધીની આગ્રહપૂર્વક આગળ ધરી. પેલા અધીકારી પણ એવા સંતોષી અને નિસ્પૃહી હતા કે રૂ. ૧૫૦) ની કીમતની હીરાની વીંટી પોતાના માલીકની મરજી સાચવવાની ખાતર પેહેરી લીધી. ધન્ય છે એ રાજાને! તેમજ કૃતકૃત્ય છે તેવા સેવકને! ઇડરની ગાદી નવલખી કેહેવાતી. તેમાં ત્રણ લાખ રાજ્ય, ત્રણ લાખ ભાયાતો સરદારો અને ત્રણ લાખ ધરમાદા સેસાણ એમ ત્રણ પ્રકારે મુલક વેહેંચાએલો હતો. પેહેલા વર્ગનું રાજ્ય પંદર તોપોનું માન—અને નાની-મારવાડમાં અગ્રેસર પદ ધારણ કરનાર—એવા આ રાજકર્તા હતા. થોડી ઉપજ વાળા રાજ્યમાં તેઓશ્રીની આવી ઉદારતાને કેટલાક બહુ ખરચાળપણું કહેતા. આ સંબંધમાં એક પોલીટીકલ અજંટે વાણી વીનોદમાં કહ્યું હતું કે "મહારાજા! જો રાજાઓની બદલી થતી હોત તો હું તમારે માટે વડોદરા રાજ્યની ગાદી માટે ભલામણ કરત કે જેથી તમારી ઉદારતાને પહોંચી વળે એવી તીજોરી તમારે હાથ પડત!"

ઇડર સ્ટેટની કુદરતી સ્થીતી અને સરહદનો મામલો એવો ગુંચવાડા ભરેલો હતો કે સુલેહ શાન્તિને માટે પોલીસની મોટી સંખ્યા ઉપરાંત ચોકીયાતો અને વળાવાની રૂઢી ચાલુ હતી. ડુંગરો, જંગલ, નદી—નાળા, ડુંગરો વચ્ચેના સાંકડા રસ્તા જાણે નાના ખાબખર ઘાટ હોય નહી! આવી જગોએ કોઇ કોઈ વખત વટેમાર્ગુઓ અને કેસરીયાજી જાત્રાએ જનાર સંઘોને હરામખોરોએ સતાવેલા અને લુટેલા પણ ખરા. તેમને નિર્ભય કરવાના હેતુથી નામદાર મહારાજાએ કેટલાંક નવાં પોલીસ થાણાં મુકી બુરજો બંધાવ્યા. સ્ટેટમાં હથીયાર રાખવાની છુટ હોવાથી તલવાર-ભાલા, દેશી બંદુકો અને તીરકામઠાં રાખવામાં આવતાં. ભીલ, ગરાસીયાઓને તીરકામઠું એ સાધારણ હથીયાર ગણાય છે. ભીલનો

એક નાનો છોકરો હોય તે પણ તીરકામઠા વગર બહાર નીકળે નહીં અને તેવું એક તીર-કામઠાવાળું છોકરૂં વળાવા તરીકે વટેમારગુ સાથે હોય તો નીર્ભયપણે મુસાફરી કરી શકે એવી તેઓની હાક બેશી ગએલી. રાજ્યમાં ભીલોની સંખ્યા એક લશ્કરી બળ ગણાય છે. છતાં એક બીજા રાજ્યની સરહદ ઓળંગીને ઓરતોને કાઢી ગયા બાબતના અગર બીજા તેવાં વેર લેવાની ખાતર ધાડાં પાડી ઉપદ્રવ કરે છે. તેમજ એક બીજાનાં ખુન પણ કરે છે. આ પ્રમાણે સરહદી ભીલો વચ્ચે ઘણા લાંબા વખતથી ઝઘડાઓ ચાલે છે. આવા ખુન વીગેરેના સરહદી કેસો ન્યાયની કોર્ટમાં ચુકવાતા નથી પણ તેને માટે ખાસ નીયમો કરી બોર્ડર કોર્ટો ભરવાનો રીવાજ છે. જ્યાં પંચ મારફતે ઠરાવેલ નીયમો પ્રમાણે ખુનના કેસમાં પણ દંડની શીક્ષા કરી વસુલ કરવામાં આવે છે. ઇડરનાં પાંચ રત્નો માટે પ્રાચીન ઇતિહાસમાં કહેવામાં આવ્યું છે કેઃ

> " इडरं पंचरत्नानीः भृगु ब्रह्मा गदाधरः ।
> चतुर्थ कलनाथस्य पंचमं भवनेश्वरं ॥

પરંતુ કળીયુગમાં આને બદલે લોકોક્તી એવી ચાલે છે કેઃ—

> " ઇડરં પંચરત્નાની પહાડ, પાણી ને પાંદડા
> ચતુર્થ મધુપુષ્પસ્ય પંચમમ વસ્ત્ર લોચનં

આ પ્રમાણે દૈવી સંપતી આસુરી સંપતીમાં કાળે કરી કેવી રીતે ફેરવાઈ જાય છે, તે આ શ્લોકો સુચવે છે? ભૃગુ અને બ્રહ્મા ખેડ ગામમાં છે; ગદાધર જેમને સામળા-જી કહે છે તે સામળાજીમાં છે. ત્યાં હરીશ્ચંદ્રપુરી પ્રાચીન સમયમાં હતી; કળનાથ મહાદેવ ઇડરના પાસેના ડુંગરમાં છે, અને પાંચમા ભવનેશ્વર મહાદેવ મઉગામ પાસે છે. જ્યાં પતીયા કોઢીયાઓના રોગ શાન્ત થાય છે. આ પ્રાચીન તીર્થસ્થાનો છે. વળી ઇડરના ગઢ ઉપર જૈનોનાં પ્રાચીન દેરાસરો છે. તેમજ બીજી ઘણી જગોએ પુરાણી વાવો, કુંડો વીગેરે છે. આ બધું પ્રાચીન સમયની તે મુલકની સમૃદ્ધિની સાક્ષી પુરે છે, અને વર્તમાન સમયની સ્થીતી શું છે, તે લોકોક્તીનો શ્લોક સુચવે છે. કાળની બલીહારી છેઃ

અપૂર્ણ.

---

# ભવાનીશંકર વહીવટદાર

" જુઓ ભવાનીશંકર ! આ વરસ મોળું છે, એ તો આપણે સૌ જાણીએ છીએ."

" હા સાહેબ."

" તો પછી મહેસુલ ઉઘરાવતાં એટલું જોવું કે ગરીબ કોઇ માર્યો ન જાય."

" એવું ન બને."

" ઠીક ત્યારે હું એ પ્રમાણે ગામે ગામ ખબર આપું છું."

"બરાબર એથી ખેડુતોનાં મન શાંત થશે. પણ સાહેબ, હરામખોરો ફાવી જશે." ભવાનીશંકરે કહ્યું.

"ગરીબોને નુકસાન ન થતાં હરામખોર કોઈ ફાવી જશે તો એને પહોંચાશે."

"સાહેબ, ત્યારે રજા લઉં?"

"હા, પણ જોજો, બાપુ સુધી રાડ ન પહોંચે. ખુદનો હુકમ છે, કે ગરીબોને કનડગત ન થાય તે જાળવવું." વસુલાતી અધિકારીએ ભારપૂર્વક કહ્યું.

"ફીકર નહીં."

ભવાનીશંકર વહીવટદાર નંદરબારના વતની હતા. અને મણિપુરા નામના એક મધ્યમ વર્ગના રાજ્યમાં વહીવટદાર હતા. મહેસુલ ઉઘરાવવામાં તેઓ કાબેલ ગણાતાં. ભવાનીશંકર કહેતા કે પ્રેમાનંદ જ્યારે નંદરબારમાં આવતા ત્યારે તેમને ઘેર ખડીઓ ટીંગાળતા. કારણ કે તેમના વડવા પણ કવિ હતા. પણ પાછળથી કવિયો વધી પડવાથી એ ધંધામાં કાંઈ કસ ન રહ્યો એટલે એમના બાપદાદાઓએ પઘડીઆનો ધંધો સ્વીકારેલો. ભવાનીશંકરને મુંબાઇના છાપાવાળાઓની ઓળખાણથી મણિપુરામાં નોકરી મળી ગઈ એટલે એ ધંધાને પોતે ઇચ્છા છતાં વિકસાવી ન શકયા. છતાં એંધાણ તરીકે તેઓ પોતાની પાઘડી તો જાતે જ બાંધી લેતા.

× × ×

ગજપરના દરબારી ઉતારામાં બપોરના જમીને ભવાનીશંકર આડે પડખે થાય છે, ત્યાં લાલો મકવાણો આવ્યો. "કેમ લાલા પરેલ! હું કાંઇ તમારૂં સાંભળવાનો નથી. દરબારે ભાગને બદલે વિઘોટી કરી, તોય લુચ્ચાઈ? મારે કાંઇ રાજ્ય પાયમાલ નથી થવા દેવું. માટે જુઓ, જે થશે તે કાયદાથી થશે." ભવાનીશંકરે કહ્યું.

"પણ......"

"એ પણ બણ નહીં ચાલે. કાલ રોકડા રૂપીઆ જોઇએ."

"રોકડા કયાંથી લાવવા? ફરી ફરીને થાકયો, પણ ગામમાં કોઈ ઘી રાખતું નથી. નીકર થોડા ઘણા પતાવત." ભવાનીશંકરને કાંક યાદ આવ્યું હોય એમ "લ્યો ઠીક સાંભર્યું, અલ્યા ભીમા! પછી તેં ઘીનું શું કર્યું?"

"છે, એક બે ઠેકાણે; પણ ભાવમાં..."

"જે ભાવે મળે તે ભાવે લઇ લે. બચુ બેનને આજકાલ છુટા છેડા થશે. અને તારી બાનો સ્વભાવ તો તું જાણે છે."

"ત્યારે બીજાનું લ્યો તો પછી મારૂં જ લ્યોને, બાપા!" મકવાણો ધીમેથી બોલ્યો.

"ભાવ શું?" ભીમાએ પૂછ્યું.

"બાપા આપશે તે ભાવ. બાકી તો બાપાનો ભાવ હશે તો પછી ભાવ શું કહેવાનો?"

પછી તો ગજપરના ઘીને બચુએ અને બચુની બાએ ચાલ્યું ત્યાં સુધી વખાણી વખાણી

ખાધું. પણ ગંજપરના લોકો વાત કરતા હતાં કે બિચારા ગરીબ મરી ગયા અને ખમતીધર લાસો મકવાણો બચી ગયો. કહે છે કે વહીવટદાર જોડે તેણે કાંઈક ખાનગી કરી હતી.

× × ×

આજ ભવાનીશંકરનો મુકામ ખેમણા છે. ગામના ચોરામાં સાંજે અરજદારોનું ઓળું વળી બેઠું છે. ભવાનીશંકર બોલ્યા. "બોલો પટેલો શું કહેવું છે ?"

"બાપા ! બબ્બે મહીનાથી દરબારે ઘર ચણતાં અટકાવ્યા છે. અને ચોમાસું તો આવશે કે આવ્યું !"

"ઉપરદલના પૈસા આપી ચણી લ્યો."

"પણ ઉપરદલનો ધારો તો નવાં ઘરોનો છે ને ?"

"ધારો તમારે ઘેર. જુઓ પોલીસ પટેલ ! દરબાર ધારો ભર્યા વગર એક લોઢો પણ કોઈ ન મૂકે."

"પણ બાપા, અમે રહીએ કયાં ? કાંક તો દયા રાખો."

"ન રહેવું હોય તો જાઓ પર રાજ્યમાં. દરબારને રાજ્ય કરવું છે. કાંઈ ભેખ નથી લેવો ?"

કોઇ બોલ્યું નહીં. બધા એક બીજાની સામું ટગર ટગર જોવા લાગ્યા. પણ પાછળથી કોઈક ધીમેથી બોલ્યું. કરો સત્યાગ્રહ. પછી વાત આગળ ચાલી.

"બાપા, આ ભાણો જમીન આપવાની ના કહે છે." પોલીસ પટેલે કહ્યું.

"એ કાંઈ ચાલે ? દરબારને જોઇએ, ને આપતે પૈસે કાંઇ ના કહેવાય ?

"સાહેબ, પેટના દીકરા જેવી જમીન આપી દેતાં જીવ કેમ ચાલે ?"

"ભાણા ! રાજ્યની સામે કોઇ થઇને રહ્યું છે ?" ભવાનીશંકરે કહ્યું.

"એ તો બોલશોમાં સાહેબ, અમ હઇએ તો રાજ્યને ?" એટલું કહી બધા પટેલીઆ ઉઠયા. ભવાનીશંકર મુંગા રહ્યા. થોડીવાર વિચાર કરી બોલ્યા.

"અને લવજી શેઠ, બાપુ તમારા ઉપર બહુ નારાજ થયા છે,"

"કાં સાહેબ !"

"કાં સાહેબ શું ? ભગા વાળંદને ઘેરથી તમારા ઘરનું કામકાજ કરે છે, ખરૂં ને ?"

"કરેસ્તો. ખેમણા વસ્યું ત્યારથી ભગો અમારૂં ઘરાક છે."

"એ મારે ઇતિહાસ નથી જોતો. જુઓ પોલીસ પટેલ આ વાતમાં ઊંડા ઉતરી તપાસ કરો—બાપુનો હુકમ છે."

"અરે વહીવટદાર સાહેબ, જ્યાં ત્યાં બાપુનો હુકમ ! વાતને કાંઇ ધડ માથું હોય કે નહીં ?"

કાંઈ ન સાંભળ્યું હોય એમ "અર્યો બીમા ! પાણી કાઢજે. મારે સાંજ સંધ્યાનો વખત થયો." ઉઠતાં ઉઠતાં ભવાનીશંકર બોલ્યા.

"લવજી શેઠ ખોટું ન લગાડશો. આ પેટ બધી વેઠ કરાવે છે."

# રાજકર્ત્તાઓની યોજના

૧ જેના આધારે ભવિષ્યમાં રચનાત્મક દરખાસ્તો રજુ કરી શકાય એવી સર્વ માન્ય ભૂમિકા મુંબઇના સંમેલન પછી અસ્તિત્વમાં આવે એ આશયથી નીચેની યોજના વિવેચન, સમાલોચન અને અભિપ્રાય માટે રજુ કરવામાં આવે છે.

## યોજનાનો ઉદ્દેશઃ—

૨ નીચેની જરૂરીઆતોને પહોંચી વળવા આ યોજના ઘડવામાં આવી છે.

(અ) જે રાજદ્વારી અને આર્થિક અધિકારો માટે દેશી રાજ્યો ખરેખરાં હકદાર છે તેના ભોગવટામાં તેમનું સંપૂર્ણ રક્ષણ કરવું. આ પ્રમાણે તેમની સાધન સંપત્તિ વિકસાવવા તથા શુભ અને કલ્યાણ કારક રાજ્ય વહીવટના ધ્યેયમાં પ્રગતિ કરવાના તેમના પ્રયત્નોમાં સરલતા કરી આપવી.

(બ) સમગ્ર હીંદ અને સામ્રાજ્યના હિત અર્થે બ્રિટિશ હીંદ સાથે પરસ્પર સહકારની શરતે અને સમાનતાના ધોરણે, સામાન્ય હિતના પ્રશ્નોમાં એકત્ર મળી વિચાર કરવાનો પ્રબન્ધ કરવો.

(ક) નીચેની ૫ મી કલમના ૧ અને ૨ પૅરામાં દર્શાવેલ સબળ સલામતીનાં સાધનો પ્રમાણે ભયંકર અન્યાયના કે ઘોર ગેર વહીવટના પ્રસંગે હસ્તક્ષેપ કરવાની ચોક્કસ, અંતિમ સત્તા વાપરવાનો પ્રબન્ધ કરવો.

૩ ત્રણ નવી સંસ્થા સ્થાપવાનો આ યોજનાનો ઉદ્દેશ છે. (૧) વાઈસરોય ઇન ઇંડીયન સ્ટેટ્સ. કૌંસીલ. (૨) યુનીયન કૌંસીલ (એટલે કે સામાન્ય હિતના પ્રશ્નોના નિરાકરણ માટે ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અને ગર્વનર જનરલ, ઇન કૌંસીલ સાથે બેસે તે) અને (૩) યુનીયન સુપ્રીમ કોર્ટ. વળી નરેંદ્ર મંડળની સત્તા વધારવાનો અને રાજદ્વારી ખાતાની (Political Department) વ્યવસ્થા અને કાર્ય પદ્ધતિમાં સુધારણા કરવાનો પણ આ યોજનાનો ઉદ્દેશ છે.

## ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલઃ—

૪ ઇંડીઅન સ્ટેટ્સ કૌંસીલની આ પ્રમાણે રચના થશે. વાઇસરોય પ્રમુખ, દેશી રાજ્યોના ત્રણ પ્રતિનિધિઓ, (રાજકર્તા કે પ્રધાનો) અને હીંદ સાથે અગાઉનો સંબંધ ન હોય એવા બે અંગ્રેજ સભ્યો તથા રાજદ્વારી ખાતાનો મુખ્ય અધિકારી. સલાહકારક સભા. સ્થાપવાના રાજકર્તાઓના મૂળ વિચારનો આ કૌંસીલ સ્વાભાવિક વિકાસ છે.

૫ ઈંડીઅન સ્ટેટ્સ કૌંસીલનાં કર્તવ્ય નીચેની અ–ગ. પેટા કલમમાં લખ્યાં છે, અને દેશી રાજ્યોની દૃષ્ટિએ જરૂરી સલામતીના માર્ગોનો ઉલ્લેખ પણ યોગ્ય પેટા કલમોમાં કરવામાં આવ્યો છે.

(અ) ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ દેશી રાજ્યોના હિતનું રક્ષણ કરશે અને તેમની આંતરિક સ્વતંત્રતાને અનુકૂળ રહીને હીંદનાં દેશી રાજ્યોને લગતાં કાર્યોનો સામાન્ય વહીવટ કરશે.

(બ) દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદના સામાન્ય વિષયોનો, નીચે દર્શાવેલા સલામતીના માર્ગોને અનુસરી નિર્ણય કરવાની સત્તા ધરાવનાર યુનીયન કૌંસીલમાં ઇન્ડીયન સ્ટેટ્સ કૌંસીલ હીંદનાં દેશી રાજ્યોના પક્ષની પ્રતિનિધિ ગણાશે.

## સલામતીના માર્ગો.

(૧) રાજકર્તાઓ અને સરદારોના હક્કો, સત્તા અને મોભા સાથે દેશી રાજ્યોનું હિત જાળવવાની વાઇસરૉયે અને ઇન્ડીયન સ્ટેટ્સ કૌંસીલના દરેક સભ્યે પવિત્ર પ્રતિજ્ઞા લેવી પડશે. ભવિષ્યમાં આ જવાબદારી વાઇસરૉય ઉપર મૂકવામાં આવે ત્યારે તે આવી જુદી પ્રતિજ્ઞા લે અને ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલના દરેક સભ્યના નીમણુક હુકમમાં પણ આ ફરજનો ઉલ્લેખ કરવો જોઈએ.

(૨) સામાન્ય સંબંધના સવાલોમાં ગવર્નર જનરલ ઇન કૌંસીલ સાથે વાટાઘાટ કર્યા પછી થએલા ઠરાવોનું દેશી રાજ્યો પાસે પાલન કરાવવાની ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલની સત્તા અમર્યાદ નહીં રહે. નરેંદ્રમંડળની કાર્યવાહક સમિતિ અને ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ એકત્ર મળી રાજનીતિના જે સામાન્ય સિદ્ધાંતો ઘડશે, તે સિદ્ધાંતોને સામાન્ય પ્રશ્નોમાં દેશી રાજ્યોની ભાવનાના મૂર્ત સ્વરૂપ તરીકે ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ સ્વીકારશે. પરંતુ એ પ્રમાણે ચોક્કસ થએલ રાજનીતિના સામાન્ય સિદ્ધાંતોની મર્યાદામાં ન આવતા હોય તેવા પ્રશ્નો નરેંદ્રમંડળ સમક્ષ રજુ કરવા જોઈએ. અને દેશી રાજ્યોની વતી ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલની સત્તાનો અમલ થાય તે પહેલાં કોઈ પણ દરખાસ્તને નરેંદ્રમંડળની મંજુરી મળવી જોઈએ. ઉપરાંત ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અને નરેંદ્રમંડળની કારોબારી સમિતિએ નિકટ સહવાસમાં રહેવું જોઇએ, અને નરેંદ્રમંડળની બેઠકોના વચગાળાના સમયમાં જો અકસ્માત કોઇ પ્રશ્નો ઉપસ્થિત થાય તો તેના નિરાકરણ માટે સંયુક્ત બેઠકો કરવી જોઇએ.

(૩) વ્યક્તિગત દેશી રાજ્યના હિતને માત્ર લાગતું વળગતું હોય ત્યારે, તેવા દરેક રાજ્યને કાં તો

(અ) ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અથવા યુનીયન કૌંસીલના સામાન્ય ઠરાવ તેના પોતાના સંબંધમાં ફેરવવા, કે

(બ) ચોકસ કારણોને અંગે આ ઠરાવથી તદ્દન અલગ રહેવાની પોતાની ઇચ્છા ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ સમક્ષ રજુ કરવાની તેને તક મળવી જોઇએ. દરેક કેસની યોગ્યતા ઉપરથી ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ નિર્ણય આપશે.

(૪) ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ, યુનીયન કૌંસીલ, કે સાર્વભૌમ સત્તાના હરકોઇ પ્રતિનિધિના અધિકારનો ઉપભોગ બંધારણ વિરુદ્ધનો છે અને તેથી તે બંધનકારક નથી એવા પ્રકારનું "રૂલીંગ" યુનીયન સુપ્રીમ કોર્ટ પાસેથી મેળવવાનો દરેક વ્યક્તિગત રાજ્યને અધિકાર રહેશે.

(૫) ગવર્નર જનરલ ઈન કૌંસીલને ધારાસભા માર્ફતે જે સત્તા મળે છે, તેવા પ્રકારની સત્તા ઈંડીયન સ્ટેટ્સ કૌંસીલને આપવા નરેંદ્રમંડળનું કાર્યક્ષેત્ર વિસ્તારવામાં આવશે તેમ તેની અગત્ય વધારવામાં આવશે.

(૬) કોઇ રાજ્યમાં ભયંકર અન્યાય કે ગંભીર ગેર વહીવટના પ્રસંગે હસ્તક્ષેપની કાયદેસર જવાબદારી તો વાઇસરૅાયની પોતાની ઉપર જ રહેશે પરંતુ તે પહેલાં તેણે ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલનો અભિપ્રાય અને સલાહ લેવાં જોઇશે.

**સલામતીના ઇલાજો.** ( ઉપરના ' ક ' પેરામાં દર્શાવેલ સ્પષ્ટ શરતો ઉપરાંત. )

(૧) **હસ્તક્ષેપ કરવામાં આવે તે પહેલાં**, કેસની વિગતો સ્વીકારવામાં ન આવી હોય તો તે તપાસના પરિણામે સાબીત થવી જોઇએ. આમાં રાજકર્તા કે રાજસ્થાન એક પક્ષ ગણાશે અને મુદ્દો સાબીત ન થાય ત્યાં સુધી તે દેશીરાજ્યના પક્ષમાં નિર્દોષપણાનો વ્યાજબી અભિપ્રાય રહેશે તેમજ રાજકર્તા કે રાજ્યની સામેની તમામ જુબાનીઓની માહેતી મેળવવાનો અને તેનો પ્રતિકાર કરવાનો તેને હક રહેશે.

(૨) **આવી (હસ્તક્ષેપ કરવાની) સલાહ આપતા પહેલાં** લાગતાવળગતા રાજકર્તા કે રાજ્યને તેનો પોતાનો અભિપ્રાય કે દરખાસ્ત ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ સમક્ષ રજુ કરવાની તક તે કૌંસીલ આપશે.

(૩) રાજદ્વારી ખાતાને સૂચનાઓ આપશે અને તેના ઉપર અંકુશ રાખશે.

(૪) નરેંદ્રમંડળ પાસેથી અભિપ્રાય માટે મળેલા ઠરાવો અને વિચારણા કે અમલ કરવા માટે કોઇ વ્યક્તિગત રાજ્ય પાસેથી આવેલી હકીકતો સ્વીકારશે.

(૫) તમામ પ્રશ્નો નરેંદ્રમંડળની વિચારણા અને સલાહ માટે રજુ કરશે. ઉપરની સામાન્ય સત્તાને મર્યાદિત કર્યા વગર એક દાખલો આપીએ:-શિષ્ટાચાર, સન્માન અને અધિકારને લગતા રાજકર્તાઓના અંગત હક્કો.

(૬) કોઇ રાજા કે નરેંદ્રમંડળ દાખલો માગે તો હકીકત કે કાયદાના અથવા તો એ બન્નેના આવા સવાલો યુનીયન સુપ્રીમ કોર્ટ પાસે રજુ કરે. અથવા ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ આવા પ્રકારના રેફરેંસ માટે યોગ્ય ઠરાવે તે બાબતો રજુ કરે.

## યુનીયન કૌંસીલ:—

૬ ઉપર લખ્યા પ્રમાણે યુનીયન કૌંસીલ, એ, વાઇસરૅાય ઈન ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અને ગવર્નર જનરલ ઈન કૌંસીલની સંયુક્ત બેઠકની બનશે, અને વાઇસરૅાય તેના પ્રમુખ ગણાશે. બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોના સામાન્ય પ્રશ્નોની વિચારણા અને તેનો અમલ કરવો એ યુનીયન કૌંસીલનો કાર્ય પ્રદેશ ગણાશે. અને તે ઉપરાંત—

( અ ) બહારના હુમલા સામે રક્ષણ અને પરદેશને લગતી બાબતો પરત્વે તાજની ફરજો; અને

(બ) બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો વચ્ચે સામાન્ય ન હોય એવા પ્રશ્નોનું યોગ્ય નિરાકરણ કરી સમગ્ર હીંદના લાભનું રક્ષણ: આ બન્નેનો તેમાં સમાવેશ થશે.

**સલામતીના માર્ગો.**

(૧) ઈંડીયન સ્ટેટ્સ કૌંસીલ કરતાં વધી જાય એટલી બહુમતિની સત્તા ગવર્નર જનરલની કૌંસીલને આપવામાં આવશે નહીં.

(૨) જો બ્રિટિશ હીંદની કોઇ દરખાસ્ત ઈંડીયન સ્ટેટ્સ કૌંસીલના ફરમાનની ઉપર વટ જાય તો (જુઓ ઉપરની ૫મી કલમમાં બ. ૨.) દેશી રાજ્યની સ્પષ્ટ મંજુરી સિવાય તે દેશી રાજ્ય સામે તેનો અમલ થઇ શકે નહીં.

(૩) યુનીયન કૌંસીલમાં ચર્ચાયલી કોઇ દરખાસ્ત દેશી રાજ્યોના હિતમાં ભવિષ્યનાં પરિણામોના કારણે ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલને સ્વીકારવા યોગ્ય ન લાગે તો યુનીયન કૌંસીલ તેને મંજુરી આપશે નહીં. આવા મુશ્કેલ પ્રસંગને પહોંચી વળવાના સાધનનો પ્રબંધ કરવા સંભાળપૂર્વક વિચાર કરવાની આવશ્યકતા છે. બ્રિટિશ હીંદમાં ગવર્નર જનરલને છે, તેવી સર્ટીફીકેશનની સત્તા વાઇસરૉયને આપવાથી આનો શક્ય ઈલાજ મળી રહેશે.

(૪) ઉપર લખેલી ૫ બની ૪ થી કલમ જુઓ.

## યુનીયન સુપ્રીમ કોર્ટ:—

૭ યુનીયન સુપ્રીમ કોર્ટ, લવાદ કોર્ટ સ્થાપવાના રાજકર્તાઓના મૂળ વિચારના પરિણામના વિકાસરૂપ છે. આ કોર્ટમાં ભારે પગારવાળા એક મુખ્ય ન્યાયાધીશ અને બીજા બે ન્યાયાધીશની જીવનપર્યંત નીમનોક થશે, અને ગ્રેટબ્રિટનના શ્રેષ્ઠ પુરુષોમાંથી તેમની પસંદગી થશે.

બંધારણ પૂર્વકના અને ન્યાયને યોગ્ય અન્ય વાંધાભર્યા વિષયો જેની પાસે રજુ કરી શકાય એવા નિષ્પક્ષપાત ન્યાયમંદિરનો પ્રબંધ કરવાનું અને વિશેષતઃ નીચેના વાંધાઓનો નિર્ણય કરવાનું તેનું કાર્ય ગણાશે. તેના સામે પ્રીવી કૌંસીલમાં અપીલ નોંધાવી શકાશે.

અ. એક બાજુ ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અથવા દેશી રાજ્યો અને બીજી બાજુ સાર્વભૌમ સત્તા વચ્ચેનાં તહનામા, કરારનામા, શીરસ્તા, રૂઢિ કે અન્ય પ્રકારના પરસ્પરના અધિકાર અને બંધનના વાંધાઓ;

બ. રાજ્યો વચ્ચેના ન્યાયને લગતા વાધા;

ક. દેશી રાજ્યોને અસર કરે એવો બ્રિટિશ હીંદનો કોઇ કાયદો, મર્યાદાનું ઉલ્લંઘન કરતો હોય અને તેથી આવા દેશી રાજ્ય કે બ્રિટિશ હીંદને, જે પક્ષકાર હોય તેને બંધનકર્તા ગણાય કે નહીં તેનું નિરાકરણ;

ડ. રાજકરણના અંગના વાંધા વિષે કાયદા કે હકીકતના મુદ્દાઓ;

**સલામતીના માર્ગો.**

(૧) સુપ્રીમ કોર્ટ સમક્ષનો મુદ્દો કોર્ટની નજરે બંધારણસરના અધિકારનો વિષય

ગણાશે તો 'દેશી રાજ્યનો કાયદો' (act of state) એવો મુદ્દો દર્શાવી બચાવ ચાલશે નહીં.

(૨) રાજ્યકર્તા રાજાના અંગ પર યુનીયન સુપ્રીમ કોર્ટની જરાયે હકુમત રહેશે નહીં.

કોઇ દેશી રાજ્યના ન્યાય વહીવટના તંત્રમાં ડખલગીરી કરવાની યુનીયન સુપ્રીમ કોર્ટને કોઇ સત્તા મળશે નહીં. યુનીયન સુપ્રીમ કોર્ટ બ્રિટિશ હીંદની કોર્ટ ગણાશે નહીં, પણ સાર્વભૌમ સત્તા અને રાજકર્તાઓના સહકારથી સ્થપાયલી કોર્ટ ગણાશે. કેટલાંક રાજ્યો તેનો પોતાની અપીલ કોર્ટ તરીકે ઉપયોગ કરવા ઇચ્છે અને તેમની પોતાની હાઇકોર્ટમાંથી અપીલો સાંભળવાને તેમના પોતાના "કોર્ટરૂલ" પ્રમાણે તેને હકુમત આપે, એ પણ બનવા જોગ છે. એ પ્રમાણે આ કોર્ટ કામ કરતી હોય ત્યારે તેનું નામ "યુનીયન સુપ્રીમ કોર્ટ (અમુક) દેશી રાજ્યની કોર્ટ તરીકે" એમ આપી શકાય.

## નરેંદ્ર મંડળઃ—

૮ જે માટે નરેંદ્ર મંડળ સ્થપાયું છે, તે તમામ કાર્યો કરી શકે એટલા માટે જ નહીં, પણ રાજકર્તાઓનું સ્થાન અને તેના અધિકાર પણ જાળવે એવું તે અસરકારક બને તે માટે તેની સતા અને લાગવગ વધારવાં જોઇએ. તે આ રીતેઃ—

(૧) તેના વટહુકમ અને તેની કાર્યવાહી પર તેને કાબૂ સોંપવો.

(૨) વ્યક્તિગત દેશી રાજ્યના કામકાજ—જો તે દેશી રાજ્યની સંમતિ હોય તો—સહિત, તેને ગમે તે પ્રશ્ન હાથ ધરવાનો હક આપવો.

(૩) તેને ગમે તે વિષયની વિચારણા કરવા અને તેનો અમલ કરવા માટે ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ પાસે રજૂ કરવાનો હક આપવો. ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલના કાર્ય સંબંધી ઠરાવો પસાર કરવાનો તેને અધિકાર હોવો જોઇએ.

(૪) તેને પોતાનું સેક્રેટરીયટ સોંપવું. નરેંદ્ર મંડળના કાર્યના અમલ માટે તે મંડળને જવાબદાર પગારદાર સેક્રેટરી નીમવો. આ સેક્રેટરી ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલના સેક્રેટરી માર્ફત નરેંદ્ર મંડળ અને વાઇસરૉય વચ્ચે કાયમી સબંધ જોડનાર સાંકળરૂપ બનશે.

(૫) પ્રમુખ (નરેંદ્ર મંડળના) અને કાર્યવાહક સમિતિની સામાન્ય દેખરેખ નીચે નરેંદ્ર મંડળના સેક્રેટરીને, કાં તો તેની પોતાની મરછ્છ મુજબ અથવા ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલની સુચના મુજબ, કાર્યવાહક સમિતિ કે નરેંદ્ર મંડળ વખતોવખત નીમે તે પ્રધાનોની ખાસ કમિટિઓ સાહાય્ય કરશે. જ્યારે જ્યારે જરૂર પડશે ત્યારે પ્રમુખની સુચના પ્રમાણે નરેંદ્ર મંડળનો સેક્રેટરી આ કમિટિઓની બેઠક ભરશે.

(૬) આમની સભા કમિટિના રૂપમાં ફેરવાઈ જાય છે ત્યારે 'સ્પીકર' પ્રમુખપદનો ત્યાગ કરે છે, તે પ્રમાણે નિયામકના પ્રમુખપદ નીચે આ મંડળમાં કમિટિનું પણ કાર્ય કરી શકાય તેવી ગોઠવણ નરેંદ્ર મંડળના વટહુકમોમાં કરવી.

(૭) ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલે શરતોને અધીન રહી પાસ કરેલા પણ ૫ બની બીજી કલમમાં સૂચવ્યા પ્રમાણે અમલ નહીં કરેલા સામાન્ય હિતના સવાલોની રાજનીતિના સવાલોને છેવટની મંજુરી આપવાની થોડી સત્તા નરેંદ્ર મંડળને આપવી જોઇએ. દેશી રાજ્યોના નાણા પ્રકરણી કે આંતરિક સ્વતંત્રતાને લગતા પ્રશ્નોમાં ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલે પસાર કરેલા કામચલાઉ ઠરાવોને પણ સંમતિ આપવાની આવી રૂઢિ લાગુ પાડવામાં ડહાપણ રહેલું છે.

(૮) ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલના સભ્યોને નરેંદ્ર મંડળમાં સ્થાન આપવું. નરેંદ્ર મંડળ ( કેમિટિના રૂપમાં ન હોય ત્યારે )ની બેઠકોમાં તેમને હાજર રહેવાનો—પણ મત નહીં આપવાનો—હક હોવો જોઇએ. અને પ્રમુખ અમુક ખાસ વિષયો પરત્વે નરેંદ્ર મંડળ પાસે ભાષણ આપવાનું કહે ત્યારે અને વટહુકમોમાં ઠરાવાય એવી પદ્ધતિ પ્રમાણે મંડળના કોઈ પણ સભ્ય તરફથી પૂછવામાં આવેલા સવાલોના જવાબ આપવાની ફરજ તેમના ઉપર રાખવી જોઇએ.

## રાજદ્વારી ખાતું:—

૯ રાજદ્વારી ખાતું ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલના અંકુશ અને દેખરેખ નીચે રહેશે. નીચે લખેલી શરતો પ્રમાણે તેની ભાવિ કાર્યસત્તામાં થોડો ઘણો ફેરફાર કરવામાં આવશે.

(૧) શાહી ઠરાવથી કે બીજી યોગ્ય ગોઠવણથી દેશી રાજ્યોના કામકાજમાં હસ્તક્ષેપ કરવા મર્યાદા મૂકવામાં આવશે. (કલમ ૨૭ ક જુઓ ) અને આ મર્યાદાના દરેક ઉલ્લંઘનને ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ કે યુનીયન સુપ્રીમ કોર્ટના ધ્યાનમાં લાવવા માટે પ્રસંગના પ્રકાર પ્રમાણે રાજકર્તાઓને ઉત્તેજન આપવામાં આવશે. ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ અને યુનીયન સુપ્રીમ કોર્ટ પાસેથી તેને યોગ્ય રાહત મળી શકશે.

(૨) નરેંદ્રમંડળની સાથે મસલત ચલાવીને ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલ રાજદ્વારી અધિકારીઓ માટે એક નવો ' Manual of Instructions ' રચશે. તેમાં રાજદ્વારી અધિકારીઓનાં કર્તવ્યોની વ્યાખ્યા આપવામાં આવશે. દેશી રાજ્યોના ગૃહ વ્યવહારના પ્રશ્નોમાં હસ્તક્ષેપ કરવાનો અધિકાર તે મેન્યુઅલમાં આપવામાં નહીં આવે.

(૩) રાજદ્વારી ખાતાનાં હાલનાં દફતરો ઇંડીયન સ્ટેટ્સ કૌંસીલની કે તેના અધિકારીઓની ' રેકર્ડ ઑફીસ ' માં બદલાવામાં આવશે, અને રાજકર્તા કે દેશી રાજ્યને લગતો પ્રશ્ન જ્યારે ઉપસ્થિત થાય ત્યારે, રાજકર્તા કે દેશી રાજ્યને તે દફતરોની તપાસ કરવા દેવામાં આવશે.×

---

× નરેંદ્રમંડળની સ્ટેન્ડીંગ કમિટિ વતી ઘણાં રાજકર્તાઓની સંમતિપૂર્વક આ યોજના સર લેસ્લી સ્કૅાટે તૈયાર કરી મુંબઇની નરેંદ્રસભા સમક્ષ રજૂ કરી હતી.

# શત્રુંજય સંબંધી કરારનામું

[ પાલીતાણાના દરબાર અને જૈન કોમ વચ્ચે શત્રુંજયની યાત્રાના સંબંધી ઈ. સ. ૧૮૮૬ માં થયેલા કરારનામાની મુદત ઇ. સ. ૧૯૨૬ ના માર્ચની આખરે પુરી થયા બાદ પાલીતાણા દરબાર અને જૈનો વચ્ચે યાત્રાવેરા સંબંધી ગંભીર મતભેદ ઉપસ્થિત થયો હતો. એજ વર્ષના જુલાઇ માસમાં કાઠીયાવાડના એજંટ ટુ ધી ગવર્નર જનરલ મી. સી. સી. વૉટસને ઉભય પક્ષની વિગતો સાંભળી પોતાનો નિર્ણય આપ્યો હતો, પરંતુ એ નિર્ણયથી અસંતુષ્ટ થઇ જૈનોએ હીંદી સરકારને અપીલ કરી હતી. કાયદાપૂર્વક આ બાબતનો ફડચો કરવામાં આવે તે પહેલાં ના૦ વાઇસરોય લોર્ડ ઇરવીને ના૦ પાલીતણાનરેશ અને જૈન કોમના પ્રતિનિધિઓને એકત્ર કરી સમાધાન કરવાનું સૂચન કર્યું હતું. પરિણામે સમાધાન થઈ જે કરારનામું થયું તે આ નીચે આપીએ છીએ. તંત્રી ]

### કરારનામું.

પાલીતાણા દરબારના પ્રતિનિધિ તરીકે પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબ અને હીંદની જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક કોમના પ્રતિનિધિ તરીકે શેઠ આણંદજી કલ્યાણજી વચ્ચે થએલી સમજુતીનો કરાર આ પ્રમાણે છે.

### કરારના મુદ્દાઓ

૧. ૧૮૭૭ ના માર્ચની તારીખ ૧૬ મીના ઠરાવ નંબર ૧૬૪૧ માં જૈનોના દર્શાવેલા હકો અને મર્યાદા સચવાઇ રહે તેવી રીતે શત્રુંજયનો ડુંગર પાલીતાણા રાજ્યની હદમાં આવેલો, અને રાજ્યનો એક ભાગ છે.

૨. ગઢની દિવાલોની અંદર આવેલી બધી જમીન, ઝાડો, મકાનો અને બીજાં બાંધકામોનો ધાર્મિક તેમજ તેને લગતા હેતુસર ઉપયોગ કરવાની જૈનોને સત્તા છે. અને પાલીતાણા દરબારને પોલીસને લગતા કામકાજ સિવાય કોઇ પણ પ્રકારે તેમાં કાંઇ કે ડખલગીરી કરવાનો અધિકાર નથી.

૩. ગઢની દિવાલોનો અત્યારે જે ઘાટ અને સ્થાન છે તેમાં ફેરફાર કર્યા સિવાય જૈનોને જરૂર પડે ત્યારે વગર પરવાનગીએ તે ફરી બાંધવાની, મરામત કરવાની અને તેને ચાલુ સ્થિતિમાં સાચવી રાખવાની સંપુર્ણ છુટ રહેશે. છતાં અત્યારે ગઢની દિવાલોનો જે ભાગ મંદિરો સાથે જોડાએલ હોય, તે ભાગને મંદિરોની ઉંચાઇ વધારવામાં આવે ત્યારે મંદિરની દિવાલ બનાવવાને જરૂર પૂરતા પ્રમાણમાં વધારવાની છુટ છે. તેમજ ગઢની બીજી દિવાલોને પણ વધારેમાં વધારે ૨૫ ફુટ ઉંચી કરવાની છુટ છે.

૪. દરબારની કોઈ પણ પ્રકારની ડખલગીરી સિવાય જૈનો ડુંગર ઉપરનાં તેમજ ગઢની બહારનાં દહેરાંઓનો વહીવટ કરી શકશે.

૫. ડુંગર ઉપર અને ગઢની દિવાલ બહારનાં પગલાં દહેરીઓ, છતરીઓ તેમજ કુંડ

અને વિસામાઓ જૈનોની માલેકીના છે. પણ કુંડ અને વિસામાઓનો જાહેર પ્રજા ઉપયોગ કરી શકે તથા પરવાનગી સિવાય જૈનો આ બધાની મરામત કરાવી શકે.

## દરબારે સમરાવવાના માર્ગો.

૬. ઉપર જણાવેલા કુંડોમાં આવતાં કુદરતી ઝરણાંઓની પાલીતાણા દરબાર મરામત કરશે.

૭. શત્રુંજય ડુંગરની તળાટીથી ગઢ સુધી જતો 'મોટા રસ્તા' નામનો માર્ગ તેની વંડી સહિત જાળવી રાખવા અને વગર પરવાનગીએ મરામત કરવાની જૈનોને સત્તા છે. એ રસ્તાનો ઉપયોગ જાહેર પ્રજા કરી શકશે.

૮. નીચેના રસ્તાઓ પાલીતાણા દરબાર પોતાને ખર્ચે સાચવી રાખશે અને સમરાવશે. (अ) શ્રીપુંજની ટુંક તરફ જતો મોટો રસ્તો. (ब) ઘેટીની પાગ. (क) રોહીશાળા કેડી (ह) ૭ ગાઉનો રસ્તો. (ए) શેત્રુંજી નદીની કેડી (फ) દોઢ ગાઉનો રસ્તો. (ग) ૭ ગાઉ રસ્તાને મળતા નાના નાના રસ્તા અને રોહીશાળા રસ્તાથી શરૂ થતો ૭ ગાઉ રસ્તામાં ભળી જતો રસ્તો. જૈનોને આ રસ્તાઓનો ઉપયોગ કરવાની સંપૂર્ણ છુટ છે.

## જૈનેતર ધાર્મિક સ્થાનો.

૯. મી. કેન્ડીના રિપોર્ટમાં જણાવેલાં મહાદેવના દેરા સિવાય ઇંગારશા પીરની કબર સુધાં અન્ય જૈનેતર ધર્મસ્થાનો ઉપર જૈનોનો અંકુશ અને વહીવટ રહેશે. મહાદેવનું દહેરૂં ગઢની દિવાલથી અલગ રહે એવી રીતે તેની આજુબાજુ દિવાલ ચણી લેવાશે. અને ગઢની દિવાલોની બહારથી જવા આવવાનો સ્વતંત્ર રસ્તો મહાદેવના દહેરાની હદની બહાર રહેશે.

૧૦. ડુંગર ઉપરનાં તેમજ ગઢની અંદરનાં દહેરાંઓ, ટુંકો અને બીજા ધાર્મિક સ્થાનોની મુલાકાત લેનારાઓ માટે યોગ્ય ધારા ધોરણો કરવાનો જૈનોને હક રહેશે. પણ એ એવાં હોવાં જોઇએ કે જૈનેતર ધાર્મિક સ્થળોની પૂજા કરવામાં તેથી પ્રતિબંધ ન નડે.

૧૧. ઉપર જણાવેલો મોટો રસ્તો, તેમજ ટેકરી ઉપરનાં અને ગઢ બહારનાં મંદિરો પગલાં, દહેરીઓ, છત્રીઓ, વિસામા, અને કુંડનાં સ્થળ, નકશા ઉપર દર્શાવવામાં આવશે અને એ નકશો આ કરારનામાનો એક ભાગ થશે તથા તેના ઉપર કાયદેસર સહી સીક્કા થશે.

૧૨. જૈન મંદિરોની મૂર્તિઓના શણગાર માટે શેઠ આણંદજી કલ્યાણજી જે ઝવેરાત કે દાગીના લાવે તેના ઉપર દરબાર કોઇ પણ જાતની જગાત લેશે નહીં. શેઠ આણંદજી કલ્યાણજીના મુનીમની ખાત્રી ઉપરથી આ પ્રકારની છુટ આપવામાં આવશે.

૧૩. આ કરારનામામાં જણાવેલા જૈનોના હક સંબંધી, અથવા તેને અંગે કે કરારનામાને અમલમાં મૂકતાં કાંઇ વાંધો ઉપસ્થિત થતાં, જૈનોની અરજ ઉપરથી પાલીતાણાના

રાજકર્તા પોતાની કારોબારી સત્તાથી થતો નિકાલ કરશે. જૈનોને એ નિર્ણયથી અસંતોષ રહે તો તેઓને એજન્ટ ટુ ધી ગવર્નર જનરલને અરજ કરવાનો હક રહેશે અને તે ઉભય પક્ષોની હકીકત સાંભળી ચુકાદો આપશે. પણ તે ચુકાદા ઉપર ધોરણસર ઉપરી સત્તાને અપીલ કરવાનો ઉભય પક્ષને હક રહેશે.

## સાઠ હજારનો નક્કી કર.

**૧૪.** ૩૫ વર્ષ સુધી દર વર્ષે રૂ. ૬૦ હજારની મુકરર રકમ લેવા પાલીતાણા દરબાર કબૂલ થાય છે અને જૈનો તે આપવા કબૂલ થાય છે. આ બંધન ૧૯૨૮ના જુનની ૧લી થી શરૂ થશે અને ૧૯૨૯ની ૧ લી જુને તે રકમ જૈનો આપશે. ત્યાર પછીનાં વર્ષમાં એજ તારીખે એ રકમ આપશે. સદરહુ રકમના બદલામાં દરબાર યાત્રા વેરા તરીકે જૈનો પાસેથી કોઇ પણ પ્રકારની બીજી રકમ ન લેવાનું કબૂલ રાખે છે. આ રકમમાં 'મલણું' વગેરે રક્ષણનો સમાવેશ થાય છે.

**૧૫.** ઉપર જણાવેલ ૩૫ વર્ષની મુદત પછી બેમાંના ગમે તે પક્ષને સદરહુ નક્કી થએલી વાર્ષિક રકમમાં ફેરફાર કરાવવાની માગણી કરવાની છુટ છે. અને ઉભય પક્ષની હકીકત સાંભળીને તેનો નિકાલ કરવાની, તેમજ વાર્ષિક રકમ નક્કી કરવાની તેમ તે રકમ માટે મુદત નક્કી કરી આપવાની સત્તા પણ બ્રિટિશ સરકારની છે.

**૧૬.** ઉપર જણાવેલ વાર્ષિક રકમનો એક માસ સુધીમાં નિકાલ ન થાય તો પાલીતાણા દરબારે કયો માર્ગ લેવો તે એજંટ ટુ ધી ગવર્નર નક્કી કરશે.

**૧૭.** મુંબઈ સરકારના રાજદ્વારી ખાતાના ૧૯૨૨ ના ૫ મી જુલાઇ નં. ૧૮૩. ટી.' ના, તેમજ ૧૯૨૩ ના મે માસની તારીખ ૨૫ મી ના નં. ૪૪–૧–૬ ના ઠરાવમાં જણાવેલા મુંબઇ સરકારના હુકમો અને હીંદી પ્રધાનના ૧૯૨૪ ના ઓકટોબરની તા. ૮ મી નં. ૧૨૮૧ બી. ના પત્રમાં જણાવેલા હુકમો આ કરારનામાંથી જેટલે દરજ્જે વિરૂદ્ધ અથવા અસંગત હોય તેટલે દરજ્જે તે હુકમો અથવા તેનો ભાગ રદ કરવામાં આવે છે.

**૧૮.** આ કરારનામામાં નક્કી થએલી બાબતો સંબંધી ઉભય પક્ષે જે કાંઈ અપીલો કે નિવેદનો કર્યા હોય તે બધાનો આ કરારનામાથી ફેંસલો થઇ ગએલો સમજવો.

**૧૯.** 'દરબાર' શબ્દથી "પાલીતાણા સ્ટેટ" સમજવું અને "જૈનો" શબ્દથી "હીંદુસ્તાનની શ્વેતાંબર મૂર્તિ પૂજક જૈન કોમના પ્રતિનિધિ શેઠ આણંદજી કલ્યાણજી અને તેના વારસો" સમજવા.

સીમલા. તા. ૨૬ મી મે સને ૧૯૨૮
કીકાભાઇ પ્રેમચંદ રાયચંદ
કસ્તુરભાઇ એમ. નગરશેઠ.
માણેકલાલ મનસુખભાઇ.

બહાદુરસીંગ.
પાલીતાણા ઠાકોર સાહેબ.

સારાભાઇ ડાહ્યાભાઈ શેઠ.
અમૃતલાલ કાળીદાસ.
પ્રતાપસિંહ મોહોલાલભાઈ.
સમગ્રહીંદ જૈનસંઘના
પ્રતિનિધિઓ.

અમારી હાજરીમાં સહી થઇ.
સી. એચ. સેતલવાડ.
ભૂલાભાઇ જે. દેસાઈ.

૨૦ આ કરારનામું ઉભય પક્ષોએ તૈયાર કર્યું છે અને હીંદી સરકારે સીમલા મુકામે તે મંજુર કર્યું છે.

તા. ૨૬ મી મે સને ૧૯૨૮ના રોજ હીંદી સરકારે મંજુર કર્યું છે. **સીમલા.**

ઈર્વીન
વાઇસરોય અને ગવર્નર જનરલ.
૨૬–૫–૨૮

# આપણાં દેશી રાજ્યો.

## કાશ્મીરનો વહીવટ:—

જમ્મુ અને કાશમીરનું રાજ્ય જે હીંદુસ્તાનમાં એક મુખ્ય રાજ્ય ગણાય છે તેને લગતી કેટલીક જાણવા જોગ હકીકતોને લગતી યાદી એક નાનકડા પુસ્તક રૂપે એ રાજ્ય તરફથી બહાર પાડવામાં આવી છે એ ઉપરથી જણાય છે. કે કાશમીરનું રાજ્ય પાંચ મુખ્ય વિભાગોનું બનેલું છે અને તેનો વિસ્તાર ૮૪૨૫૮ ચોરસ માઇલ જેટલો છે. આખો પ્રદેશ તદ્દન પહાડી છે તેમાં નાની નાની ટેકરી અને પર્વતો આવેલાં છે. ૧૯૨૧ ની વસ્તી ગણત્રી મુજબ ત્યાંની વસ્તી ૩૩,૩૦,૫૧૮ હતી.

કાશમીર રાજ્યે જુદી જુદી વખતે બ્રિટીશોને લશ્કરી મદદ કરી છે. ૧૮૫૭ ના બળવા વેળાએ, હુન્ઝાની લડાઇ વખતે, ચીત્રાલની ચઢાઈ વેળાએ, સરહદપરની લડાઇઓમાં અને છેલ્લાં મહાન યુરોપી યુદ્ધમાં કાશમીર રાજ્યે લશ્કર, તોપ વીગેરેની સારી મદદ કરી છે.

મહારાજા ગુલાબસીંગ પછી મહારાજા રંભારસીંગજીના વખતમાં રાજ્યમાં બોહળા સુધારા વધારાં થયા હતા. તેમના વખતમાં ન્યાયની અદાલતો સ્થાપવામાં આવી હતી.

રણબીરસીંગજી પછી મહારાજા શ્રી પ્રતાપસીંહજી ૧૮૮૫માં ગાદીએ આવ્યા અને ૧૯૨૫ સુધી તેઓએ રાજ્ય કર્યું. તેમના અમલમાં દેશમાં સુધારા વધારા આગળ વધ્યા. ૧૯૨૫થી મહારાજા હરીસીંહજી ગાદીએ આવ્યા છે અને એમણે કાશ્મીર રાજ્યમાં જાણવાજોગ લશ્કરી સુધારા કર્યા છે. આ મહારાજાએ ટુંક સમયમાં રાજ્યકારોબારમાં બહોળો ફેરફાર કર્યો અને માર્ચ ૧૯૨૭માં આખાં રાજ્ય માટે નીચલા પાંચ ખાતાંઓ માટે પ્રધાનોની નીમણુંક કરી છે:–

૧ પરદેશ ખાતું અને વ્યાપાર ખાતું
૨ પોલીસ અને જાહેર બાંધકામ ખાતું.
૩ મેહેસુલ.
૪ સ્વદેશ અને ન્યાય ખાતું.
૫ નાણાં ખાતું.

એ ઉપરાંત એક છઠ્ઠો પ્રધાન મહારાજાની પાસે હંમેશાં હાજર રહે છે, અને જુદા જુદા પ્રધાનો તરફથી નામદાર મહારાજા પાસે આવતો પત્ર વ્યવહાર રજુ કરે છે. એ પાંચે પ્રધાનો સ્વતંત્રપણે કામ કરે છે ખરા, પણ બજેટ અને કાયદા બાંધવાની બાબતો પર મહારાજાની સમક્ષ સઘળા પ્રધાનોએ સાથે મળીને વિચાર ચલાવવો પડે છે. આ વખતે મહારાજા પોતે પ્રમુખસ્થાન લે છે. લશ્કરના સેનાપતિનો હોદ્દો મહારાજાના પોતાના હસ્તક છે. ન્યાયની રૂઢી અને સઘળી અદાલતોમાં કામ ચલાવવાની રીત બ્રીટીશ ધોરણપર છે, અને બ્રીટીશ હીંદના કોઇ પણ પ્રાંત સાથે તેની સરખામણી થઇ શકે છે. નાણાં પ્રકરણી મુખ્ય નીયમ એ છે કે કોઈપણ જાતના ખરચ સબંધી બજેટમાં ગોઠવણ નહીં હોય અને જો સતાવાર રીતે મંજુરી લેવાઇ નહીં હોય તો તે કદીપણ કરી શકાતો નથી, અને બજેટના અડસટ્ટાઓ દર વરસે ઘડવામાં આવે છે.

૧૯૧૭માં રાજ્યની મહેસુલ રૂ. ૧૪૨૫૨૮૨૬ની હતી જ્યારે ખરચ રૂ. ૧૪૨૩૧૧૦૨નો થયો હતો. ૧૯૨૭માં આવક રૂ. ૨૩૯૧૧૦૦૦ની થઇ હતી જ્યારે ખરચ રૂ. ૨૬૧૨-૭૦૦૦નો થયો હતો. એવી રીતે છેલ્લા ૧૧ વરસમાં મહેસુલમાં લગભગ રૂ. ૧ કરોડનો વધારો થયો છે. રાજ્યની ઉપર કોઇપણ રીતનું કરજ નથી, એટલું જ નહી પણ સામી રૂ. ૫૦૦૯૦૦૦ની રોકડ રકમ હાથમાં છે, અને રૂ. ૭૫૫૯૦૦૦ની રકમ જુદાં જુદાં કામો પાછળ રોકવામાં આવી છે. એટલે રાજ્યની તીજોરીમાં રૂ. ૧૩૫૬૮૦૦૦ની રકમ પડેલી છે.

દેશની ખીલવણી કરવાની યોજનાઓ ધમધોકાર આગળ વધતી જાય છે અને વખત જતાં એ યોજનાઓ પરીપક્વ થશે અને તેથી રાજ્યને ખરેખર ફાયદો થશે. તેજુરી કેશ બેલન્સની હદ રૂ. ૫૦ લાખની કાયદા મુજબ ઠરાવવામાં આવી છે અને રાજ્યે તેમાંથી કોઇપણ રકમ ઉપાડી નથી. રાજ્યમાં ઉદ્યોગ હુન્નરને પણ સારૂં ઉત્તેજન આપવામાં આવે છે અને પરીણામમાં–નીચેના ઉદ્યોગનાં કારખાનાંઓ હાલ છે:–

૧ સાબુ ૨ ગાલીચા ૩ આઇસ ૪ તંબુ ૫ તેલ ૬ વુડવર્ક ૭ દુધની ડેરીઓ ૮ ગુંથણકામ ૯ ત્રંક ૧૦ ધાતુકામ ૧૧ નીકલ પ્લેટીંગ ૧૨ લાકડાં વહેરવાની બે મીલો. કાસ્મીરમાં રેશમનો ઉદ્યોગ સઉથી મોટો પાયાપર ચાલે છે. તે ઉદ્યોગ ઘણો જુના કાળનો છે. મલબેરી ફળના ઝાડો વિશે ૧૫૩૬ માં ઇસારો કરવામાં આવેલો જણાય છે. અને એમ જણાવવામાં આવ્યું હતું કે લોકો આ મલબેરીનો ઉપયોગ ફક્ત રેશમના કીડાઓને પોષવામાંજ કરતા હતા. પણ ૧૮૬૯ સુધી આ રેશમનો ઉદ્યોગ ખીલવવા સંબંધે કાંઇ પણ ગંભીર તજવીજ કરેલી જોવામાં આવતી નથી. ૧૮૬૯ માં થયેલા પ્રયત્નો પણ નિષ્ફળ ગયા અને છેક ૧૮૯૬ માં રાજ્યની અંદર રેશમનું કારખાનું સ્થાપવામાં આવ્યું. આજે " શ્રીનગર સીલ્ક ફેક્ટરી " આખી દુનીયામાં સઉથી મોટામાં મોટી ફેક્ટરી ગણાય છે. એ ઉદ્યોગ ત્યાં છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ ચલાવવામાં આવે છે. નામદાર મહારાજા પોતાના અમલદારોને એનો અભ્યાસ કરવાને ખાતર દુનિયાના જુદા જુદા મુલકોમાં મોકલે છે. જેથી કરીને કારખાનામાં વખતો વખત સુધારા દાખલ કરી શકાય. આ ઉદ્યોગની બધી શાખાઓમાં મળીને રોકાયલા કામદારોની સંખ્યા મરદો, સ્ત્રીઓ અને બાળકો મળીને ૨ લાખની છે. છેલ્લાં ૭ વરસમાં દર વરસની સરાસરી રેશમની ઉતર પૈકી પહેલા નંબરનું રેશમ ૧૭૫૦૦૦ રતલ અને બીજા નંબરનું રેશમ ૧ લાખ રતલ હતું.

કાસ્મીરમાં ખનિજ પદાર્થ પણ ઘણા છે અને તે સંબંધે હાલ મોટા પાયાપર તપાસ ચલાવવામાં અવિ છે. રાજ્યમાં કેળવણીએ પણ સારો વધારો કર્યો છે. હાલમાં આખા રાજ્યમાં બે પહેલા વર્ગની કોલેજો છે. જેમાં છેલ્લામાં છેલ્લી શોધ મુજબની સાયન્ટીફીક લેબોરેટરીઓ છે. ૧૪ હાઇસ્કુલો, ૪૧ મીડલ સ્કુલો અને ૮૫૦ પ્રાથમિકશાળા છે. ચાર ટ્રેનીંગ સ્કુલો છે. કેળવણી માટેની ગ્રાન્ટમાં દર વરસે બજેટમાં વધારો જ કરવામાં આવે છે. ૧૯૦૭માં કેળવણીની ગ્રાન્ટ રા. ૨૦૮૬૨૩ની હતી. જે ૧૯૧૭ માં રા. ૭૩૫૧૦૬ ની થઇ હતી જ્યારે ૧૯૨૭માં રૂ. ૧૪૨૭૦૦૦ ની ગ્રાન્ટ આપવામાં આવી હતી. નામદાર મહારાજા કેળવણી માટે કેટલી બધી કાળજી ધરાવે છે તે એટલા પરથી જ જણાશે કે ૧૯૨૬-૨૭ માં રાજતીલકના પ્રસંગે ફક્ત એક જ વરસમાં તેઓએ ૧૪૪ નવી સ્કુલો સ્થાપી. ૧૯૨૭માં પ્રાથમીક શાળાઓમાં ભણતાં બાળકોની સંખ્યા ૪૦૬૩૧ જેટલી હતી જ્યારે ૧૯૧૬ માં તે સંખ્યા ફક્ત ૨૧૫૮૩ જેટલી હતી, એટલે આટલાં વરસોમાં સેંકડે ૯૦ ટકા જેટલો વધારો થયો છે.

## એક નવી સૂચના:—

હીંદની ભવિષ્યની સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના મહત્વના પ્રશ્નનું નિરાકરણ કરવા 'near east and India' નામનું પત્ર એક જુદી કમીટી નીમવાની સુચના કરતાં જણાવે છે કે સાયમન કમીશન અને બટલર કમીટી સમક્ષ જે પ્રશ્નો છે તે જુદા જુદા હોવા છતાં

એક બીજા સાથે એટલા તો સંકળાએલા છે કે તેનું નિરાકરણ એકજ પ્રશ્ન તરીકે થવું જોઇએ. એટલા માટે એ જરૂરનું છે કે કમીશન તેમ જ કમીટીનું કામ બંને સાથે સાથે ચાલે તે માટે કંઇક માર્ગ શોધી કાઢવો જોઇએ. કદાચ સાયમન કમીશનનું ક્ષેત્ર એટલું વિશાળ કરી શકાય કે જેથી દેશી રાજ્યોની બાબતમાં પણ તે કાંઈ નિરાકરણ કરી શકે અને જો તેમ કરવું અશક્ય લાગે તો એ પ્રશ્નનું નિરાકરણ કરવાને બીજી કમીટી નીમવાની જરૂર છે. છતાં એ પ્રશ્નનું નિરાકરણ કરવાને ગમે તે પદ્ધતિને સ્વીકારવામાં આવે તો પણ દેશી રાજ્યોના પ્રશ્નનું નિરાકરણ થયા વગર બ્રિટિશ હીન્દના અત્યારના બંધારણમાં કંઇ પણ સુધારા વધારા આપવા એ તદ્દન અશક્ય છે.

## ના. પાલીતાણા નરેશનું વક્તવ્યઃ—

શત્રુંજયની યાત્રા ખુલ્લી મુકવાનો વિધિ કરતાં પાલીતાણાના ના. ઠાકોર સાહેબ બહાદુર સિંહજીએ સંઘના પ્રતિનિધિ, ભાવિક શ્રાવક અને શ્રાવિકાઓને ઉદ્દેશી નીચે પ્રમાણે કહ્યું હતું:—

"તમારા આ મોટા સમુદાયને પ્રથમ હું ભાવભરેલો આવકાર આપું છું.

મેં રાજ્યની સત્તા હાથમાં લીધી ત્યારે હીંદુસ્તાનના દરેક ભાગમાંથી મારા પાટનગરમાં આવનાર યાત્રિકને મારા રાજ્યમાં વસતી પ્રજાની બરાબર ગણવાનું મેં જાહેર કર્યું હતું તેજ પ્રમાણે અમલ કરવાનો મેં પ્રયત્ન કરયો છે. યાત્રાળુઓની સગવડ માટે જે જે જરૂરનું જણાયું, તે તે કરવામાં આવ્યું છે.

પ્રભુએ જેમને સુખશાંતિ આપવાની મને તક આપી છે તેમને અધિક અધિક સુખ, શાંતિ મળે, તે જળવાય અને તેમાં વધારો થતો જાય તેમાં મને મળેલી તકની હું સફળતા માનું છું.

યાત્રાળુઓ પ્રતિ, મારી કાયમની પ્રજા પ્રતિ જેવો આદર છે તેવો જ છે. જ્યાં સુધી યાત્રાળુઓ મારા રાજ્યમાં હોય ત્યાં સુધી તેમનો મારા ઉપર મારી કાયમની પ્રજા જેટલો જ હક છે.

તમારા શરીરને આરામ મળે અને તમે તમારા મનની શાંતિ મેળવી શકો તેવી વ્યવસ્થા કરવામાં રાજા તરીકેના મારા ધર્મનું પાલન છે એમ હું માનું છું. ધર્મ સંબંધી વિચારોના પરિવર્તનના આ કાળમાં પુજા અર્ચા અને ધાર્મિક ક્રિયાઓમાં રહેલા ઉંડા મર્મને નજરમાં રાખી તમારી ધર્મભાવના ખીલવવાની પ્રવૃત્તિ શરૂ થાય અને તેમાં આગળ વધી અનેક ખુબીવાળા જૈન ધર્મનો પુરો લ્હાવ લઇ આલોક અને પરલોક સુધારવાને તમે સૌ ભાગ્યશાળી થાઓ એ શુભેચ્છા છે.

યાત્રાનાં સર્વ શુભ ફળ તમને મળે એ શુભેચ્છા પણ હું પ્રેરૂં છું.

સદ્દભાવનું કારણ સદ્દભાવ છે. અને સદ્દભાવનું પરિણામ સદ્દભાવજ હોઇ શકે. સદ્દભાવ કેળવવાથી દુનિયા ઉપરની ઘણી મુશ્કેલીઓ ઉભી થતી નથી. અને કદાચ ઉભી થાય તો

ઉઠી જાય છે. રાજ્ય તરફથી સદ્ભાવ કેળવવાનો ધર્મ પાલન કરવા મારો પ્રયત્ન ચાલુ છે. મને આશા છે કે મારી કાયમી પ્રજા અને ભાવિક યાત્રાળુઓ પણ સદ્ભાવને ખીલવી યાત્રાનો અધિક લાભ મેળવી કૃતાર્થ થશે."

## ધી મણિલાલ અંબારામ હૉસ્પીટલ.

સચીનના નામદાર નવાબ સાહેબને રાજ્યારોહણનાં ૨૧ વર્ષ પૂરાં થયાં તે માંગલિક પ્રસંગ રાજ્યમાં ઉત્સાહ પૂર્વક ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે સચીનના માજી સ્વ. દિવાન મણિલાલ અંબારામના સ્મરણાર્થે પોલીટીકલ એજંટ મી. હાર્ટશોર્નના હસ્તે "ધી મણિલાલ અંબારામ" હોસ્પીટલનું ખાત મુહુર્ત કરવામાં આવ્યું હતું. આ હૅાસ્પીટલ માટે લગભગ ૧૧ હજાર રૂપીઆ પ્રજા જનોએ એકત્ર કર્યા હતા અને તેટલીજ બીજી સામી રકમ રાજ્યે આપી હતી. ભરવામાં આવેલા દરબારમાં દિવાન રા. ગ્રીણાભાઈએ રાજ્યની પ્રજા તરફની નામદાર નવાબ સાહેબને અભિનંદન આપનારૂં અને તે નામદારની પ્રજાહિતની લાગણીની પ્રશંસા કરનારૂં સંક્ષિપ્ત વિવેચન કર્યું હતું તેનો પ્રતિ ઉત્તર આપતાં નામદાર નવાબ સાહેબે જણાવ્યું હતું કે "આપ સર્વ તરફથી જો મને સહાકાર અને ઉત્તેજન ન મળ્યાં હોત તો મારૂં કાર્ય નિરર્થક થાત. આ યુગમાં કોઇ પણ રાજકર્તા પોતાના એકલા પ્રયત્ન ઉપર આધાર રાખી શકે જ નહીં. તેણે પ્રજાને પોતાના પક્ષમાં લેવી જોઇએ." ત્યારબાદ તે નામદારે ના. ગવર્નરની મુલાકાતનો ઉલ્લેખ કરી કહ્યું કે "આવશ્યક કાર્યો સફળતા પૂર્વક પાર પાડવામાં મને ઘણા દિવાનો તરફથી વખતો વખત સાહાય્ય કરવામાં આવી હતી જેમાંના કેટલાક કુશળ, કેટલાક બેદરકાર તો કેટલાક બીલકુલ અસંતોષ આપનારા હતા." ત્યારબાદ ના. નવાબે સ્વ. દિવાન મણિલાલની પ્રશંસા કરી ગયા વર્ષમાં નવાં ખાતાં સ્થાપવાનાં અપૂર્ણ રહેલાં કાર્યો પોતાની પ્રકૃતિ સુધરે અંગત દેખરેખ નીચે શરૂ કરવાનું અને રાજ્યના વફાદાર નોકરોને પોશાક આપવાનું જાહેર કર્યું હતું. ના. નવાબ સાહેબે જે નિખાલસતા પૂર્વક પોતાનાં વિચાર પ્રદર્શિત કર્યાં છે તે માટે અમે તે નામદારને અભિનંદન આપીએ છીએ.

## દેશી રાજ્ય પ્રજા પરિ૦ સમિતિના ઠરાવોઃ—

સમગ્ર હીંદ પ્રજા પરિષદ્ની કારોબારી સમિતિની એક બેઠક મુંબઇ ખાતે મળી હતી. કામકાજની શરૂઆતમાં બટલર કમિટિ સંબંધી રા. પથિકજી અને પ્રો. અભ્યંકરનો પત્ર તેમજ સર લેસ્લીસ્કૉટની યોજનાના સંબંધી પરિષદ્ના પ્રમુખ એમ. રામચંદ્ર રાવનો પત્ર વંચાયાબાદ કારોબારી સમિતિમાં શ્રીયુત અમૃતલાલ ઠક્કરનું નામ ઉમેરવામાં આવ્યું હતું. આ સમિતિમાં નીચે પ્રમાણે મુખ્ય ઠરાવો થયા હતા.

(૧) "દેશી રાજ્યોની પ્રજાના નિર્દેષ કે પ્રતિનિધિત્વ વિના ઇન્ડીયા–ઑફીસ તરફથી નીમાયેલી બટલર કમિટિએ પોતાના મર્યાદિત કાર્યક્ષેત્રને પણ જે રીતે સંકુચિત રાખ્યું

તેમજ તેણે પ્રશ્નપત્ર અને બીજાં સાધનો આપવાની દેશી રાજ્યોની પ્રજાને ના પાડી, અને પ્રજાની જુબાની ન લેતાં તેણે પોતાનું કાર્ય બંધ બારણે કર્યું એ બધી હકીકત ધ્યાનમાં લઇ આ સમિતિ જાહેર કરે છે કે એ કમિટિની ભલામણ ઉપરથી બ્રિટીશ સરકાર જે કાંઈ નિર્ણય કરશે તે દેશી રાજ્યોની પ્રજા કોઇ રીતે સ્વીકારશે નહિ."

(૨) "બટલર કમિટિએ વાસ્તવિક રીતે કેવી રીતે કામ કર્યું છે અને તેની કાર્ય પદ્ધતિ દેશી રાજ્યોની પ્રજાના હિતમાં કેટલી બધી હાનિકર્તા નીવડી છે તે સંબંધી આ સમિતિ તરફથી એક નિવેદન પ્રકટ કરવા આ સમિતિ પરિષદની પ્રકાશનસમિતિને સત્તા આપે છે."

(૩) "મુંબઇમાં મળેલી નૃપતિપરિષદે કરેલા ઠરાવો તેમ જ નરેન્દ્રમંડળના કેટલાક સભ્યોએ વર્તમાનપત્રોના પ્રતિનિધિઓ પાસે રજુ કરેલા વિચારો અને સર લેસ્લી સ્કૉટે દેશી રાજ્યોના તરફથી રચેલી અને હાલ પ્રકટ થયેલી યોજના દેશીરાજ્યોની પ્રજાનો તેમજ બ્રિટીશ હિન્દની પ્રજાના હિતમાં અને અખિલ હિંદના સ્વરાજ્યના આદર્શમાં હાનિકર્તા છે એવો આ સમિતિનો અભિપ્રાય છે."

આ અગત્યના ઠરાવો ઉપરાંત સર લેસ્લી સ્કૉટની યોજનાની તપાસ કરી તે સંબંધી અહેવાલ રજુ કરવા, તેમ જ દેશી રાજ્યોના પરસ્પરના તથા હીંદી સરકારની સાથેના સંબંધ અને દેશી રાજ્યોના ભાવિ બંધારણ સંબંધી વિચાર કરી યોજના રજુ કરવા જુદી જુદી કમિટિઓ નીમવામાં આવી હતી.

## બટલર કમિટિ શું કરશે?

એક અંગ્રેજી વર્તમાન પત્રનો ખબરપત્રી બટલર કમિટિના સંબંધમાં જણાવે છે કે "દેશી રાજ્યો સાથેના કરારનામાઓ અને સંધીપત્રોની તપાસ કરવા નીમાએલી બટલર કમિટિને બ્રિટિશ હીંદમાં દેશી રાજ્યોનું શું સ્થાન હોવું જોઇએ, તે સંબંધી અભિપ્રાય આપવાની સત્તા નથી. વળી બટલર કમિટિએ હીંદુસ્તાનમાં બધી તપાસ અને મંત્રણા બંધ બારણે કરી છે. તેમાં દેશી રાજ્યોની પ્રજાને લગાર પણ ભાગ લેવા દીધો નથી. કારણ સ્પષ્ટ છે, તે એ કે જે શરતોથી આ કમિટિ નીમવામાં આવી છે, તે શરતો જ પ્રજાને કમિટિની કાર્યવાહીથી દૂર રાખે છે. સર હારકોર્ટ બટલર હીંદુસ્તાનના રાજકર્તાઓ સાથે મૈત્રી સંબંધ ધરાવે છે, જે સંબંધ તેમને દેશી રાજ્યોના પ્રશ્નોનો તોડ કઢાવવામાં ઉપયોગી થશે. આ કમિટિ પ્રત્યેક દૃષ્ટિએ તપાસ કરીને પોતાનો અહેવાલ હીંદી સરકાર સમક્ષ રજુ કરશે. પરંતુ તે પહેલાં નરેંદ્ર મંડળની કારોબારી સમિતિ, જેમાં કાશ્મીર, અલવર, પતીયાળા, બીકાનેર, નવાનગર અને ભોપાલના રાજકર્તાઓ છે, તેઓ લંડનમાં કમિટિ સાથે નહીં ચર્ચાયેલા પ્રશ્નોની વાટાઘાટ કરશે. તેમ છતાં આ બધું થઇ રહ્યા પછી સાયમન કમીશન દેશી રાજ્યોના પ્રશ્નને નહીં સ્પર્શે, એ માનવું ભૂલભરેલું છે. સર જોન સાયમન પણ

બટલર કમિટિના અહેવાલ વાંચી ગયા પછી તે કમિટિના સભ્યો સાથે તત્સંબંધી વિચારણા ચલાવશે. અર્થાત્ કે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો વચ્ચેના સંબંધનો ખરો નિર્ણય તો બટલર કમિટિ નહીં પણ સાયમન કમીશન જ કરશે એમ જણાય છે."

**ભરતપુરઃ**

એક સંવાદદાતા લખે છે કે "જ્યારથી ભરતપુરમાં નામ. વાઇસરૉય દ્વારા અંગ્રેજ દિવાનની નિયુક્તિ કરવામાં આવી છે, ત્યારથી રાજ્યમાં ઘણું પરિવર્તન કરવામાં આવ્યું છે. ભારતવીર બંધ કરવામાં આવ્યું છે. મ્યુઝિયમનાં અનેક જનાવરો લીલામ કરવામાં આવ્યાં અને જેમને મહારાજાએ રાજ્ય વિરોધી માની કાઢી મૂક્યા હતા તેમને પુનઃ બોલાવવામાં આવ્યા છે. મહારાજાનું ખાનગી વિદ્યુત ગૃહ રાજ્યના અંકુશ નીચે મૂકવામાં આવ્યું છે. ઉચ્ચાધિકાર ઉપર બહારથી મોટા મોટા પગારો આપી માણસો બોલાવવામાં આવે છે. અને એમ પણ સંભળાય છે કે મહારાણીશ્રીને મોટરનો ખર્ચ આપવાની પણ દિવાને ના કહી છે. એવી પણ અફવા છે, કે મહારાજા સાહેબ નરેંદ્રમંડળની બેઠકમાં હાજરી આપવા મુંબઇ ગયા ત્યારે તેનો ખર્ચ આપવાની પણ ના પાડવામાં આવી. મ્યુનિ. ઓ રદ કરવામાં આવી છે. મહારાણીશ્રીની જાગીર રાજ્યમાં મેળવી લેવાનો પ્રયત્ન કરવામાં આવે છે. ઠેકેદારોના બીલોના રૂપીઆ હજી સુધી આપવામાં નથી આવ્યા. તેમ બંધ કરેલા ભારતવીરના સ્ટાફ વગેરેનો પગાર પણ ચુકવવામાં નથી આવ્યો. તેમ મહારાજા સાહેબની અદાલતનો ચાર્જ પણ દિવાન સાહેબે પોતાના હસ્તક લીધો છે."

**સર પટ્ટણીનો અભિપ્રાય.**

સર પટ્ટણી ઇંગ્લેંડથી હીંદ આવવા રવાના થયા તે પહેલાં રૂટરના પ્રતિનિધિએ તેઓશ્રીની મુલાકાત લઇ દેશી રાજ્યોને લગતી હાલની પરિસ્થિતિ સંબંધી પૃચ્છા કરી તેમનો અભિપ્રાય જાણવા ઇચ્છા દર્શાવી હતી. સર પટ્ટણીએ આ સંબંધમાં જણાવ્યું હતું કેઃ—

"બ્રિટિશ હીંદના રાજદ્વારી પ્રગતિના માર્ગમાં દેશી રાજ્યો વિઘ્ન નાખે છે, એ હકીકત સાવ ખોટી છે. બ્રિટિશ હીંદની રાજદ્વારી પ્રવૃત્તિમાં ડખલગીરી કરવાની દેશી રાજ્યોની ઇચ્છા નથી. અને દેશી રાજ્યોના વહીવટમાં બ્રિટિશ હીંદના રાજદ્વારીઓ હસ્તક્ષેપ કરે એ દેશી રાજ્યોને પસંદ નથી. સાઇમન કમીશન સમક્ષ પ્રસિદ્ધ કે બંધબારણે જુબાની આપવા દેશી રાજ્યો આતુર હોય એમ હું નથી માનતો. પણ જો તેઓ કમિશન સમક્ષ કંઇ દરખાસ્તો રજૂ કરવાના જ હોય તો તે પ્રસિદ્ધ રીતે રજૂ થાય તો સારૂં એમ હું માનું છું."

**દેશી રાજ્યોની તપાસસમિતિનો ખુલાસો.**

કેટલીક ગેરસમજ ઉત્પન્ન કરે એવા ખુલાસાઓ પ્રકટ થવાથી દેશી રાજ્યોની તપાસ સમિતિએ જણાવ્યું છે કે માર્ચની શરૂઆતમાં તેણે હિંદનાં ૨૩૫ દેશી રાજ્યો ઉપર પ્રશ્ન

પત્રો મોકલી આપ્યાં હતાં. નરેન્દ્રમંડળના સભ્ય ૧૦૮ રાજ્યોમાંથી ૩૨ રાજ્યોએ એવું જણાવ્યું છે કે તેઓ જુદા જવાબો મોકલનાર નથી. પરંતુ નરેન્દ્રમંડળની કાયમ સમિતિ તરફથી સર લેસ્લી સ્કોટ તેઓનો મુકદ્દમો રજુ કરશે. આ ૩૨ રાજ્યોમાંના ઘણાં અગત્યનાં રાજ્યો કાશ્મીર, ભોપાળ, પતીઆળાં ટોંક, બુંદી અને ભરતપુર છે. ૨૦ રાજ્યોએ અંગત જવાબ આપ્યો છે. આમાં હૈદ્રાબાદ, મૈસુર, ત્રાવણકોર, જોધપુર અને કોલ્હાપુર છે. બીજાં ૧૨૭ રાજ્યોને નરેન્દ્રમંડળમાં ૧૨ રાજ્યકર્તાઓને પ્રતિનિધિ તરીકે મોકલવાનો હક્ક છે એમાંના ૨૧ રાજ્યોએ પોતાનો મુકદ્દમો નરેન્દ્રમંડળની કાયમ સમિતિને સોંપવાની ઇચ્છા બતાવી છે. અને ૧૨ રાજ્યોએ વ્યક્તિગત પ્રતિનિધિ મોકલવા જણાવ્યું છે. ૧૫૦ રાજ્યોએ ઉત્તર આપ્યા નથી.

# માસિક નોંધ

## દેશી રાજ્યોમાં સામાજીક સુધારણા.

દેશી રાજ્યોમાં હમણાં હમણાં સામાજીક સુધારણા–ખાસ કરીને લગ્નના વયની મર્યાદા-તરફ લક્ષ અપાવા લાગ્યું છે. સામાજીક સુધારો એ પ્રજાજીવનમાં બલપૂરક હોવાથી તે તરફ રાજ્યોએ અવશ્ય લક્ષ આપવું જોઇએ. પરંતુ જ્યાં સુધી પ્રજામાં તે સંબંધી તીવ્ર ભાવના જાગૃત ન થાય અથવા તો પ્રજાનો મોટો ભાગ તેની આવશ્યકતા સમજતા છતાં તેને અમલમાં મૂકવાને નિરૂપાય છે એમ સમજી રાજ્યને હસ્તક્ષેપ કરવા ન કહે ત્યાં સુધી માત્ર કાયદાથી-જ સમાજ સુધારણા સફળ થવી મુશ્કેલ છે. રાજ્ય એ પ્રજાના સામાજીક પ્રશ્નોમાં વચ્ચે પડનાર વ્યક્તિ નથી પરંતુ જ્યારે એ પ્રશ્નો સંબધી પ્રજામાં મતભેદ જાગે ત્યારે સમાધાન કરનાર વ્યક્તિ છે. સિવાય રાજ્યનું પ્રધાન કાર્ય તો પ્રજા રક્ષણનું જ છે. એટલા માટે અમને લાગે છે કે સામાજીક સુધારણા કાયદાના અંકુશ કરતાં તે સંબધી જ્ઞાન પ્રચારથી સુલભ છે. લગ્ન વયની મર્યાદા વગેરે સામાજિક સુધારા કરવા રાજ્યો અતિ ઉત્સુક છે, તેનું મુખ્ય કારણ–પ્રજાની વધતી જતી નિર્બળતા અને અલ્પાયુ:' એ હોવું જોઇએ. પરંતુ તેને માટે શું અન્ય કારણો નથી ? પૌષ્ટિક ખોરાકની અછત, નિર્મળ પાણીની તંગાશ તથા આરોગ્યનાં સાધનોની ખામી એ પણ તે માટે ઓછાં જવાબદાર નથી. અર્થાત્ કે જે આશયને અનુલક્ષીને મર્યાદા ઠરાવવામાં આવતી હોય તેજ આશયને વિશેષ સફળ કરનારાં બીજા કારણો અને તેના ઉપાયો પ્રતિ રાજ્યોએ દુર્લક્ષ ન રાખવું જોઇએ. અને પ્રજા જીવનને નિર્બળ કરનારા માત્ર એક અંગ પરત્વે જ નહીં પણ બધાંજ અંગો પરત્વે રાજ્યોએ સાવચેત રહેવું જોઇએ. સિવાય માત્ર ગતાનુગતિક લગ્નની વય મર્યાદા નક્કી કરવા માત્રથી–અને તેના જેવાંજ અન્ય કારણોને પડતાં મુકી–કશો લાભ થાય, એ અસંભવીત છે. ઉલટ તેથી લગ્નના કાનુનમાંથી છટકવાની યુક્તિઓ રચવાની કેટલાકમાં 'અનિષ્ટ વૃત્તિ જાગૃત ન થાય તો ગનીમત છે.

## અફીણ સંબંધી દેશપરદેશોની નીતિ.

અફીણ અને બીજી કેફી ચીજોના સંબંધમાં થતી દાણચોરી ઉપર વિચાર ચલાવવા અને અંકુશ મૂકવા છીનીવા ખાતે મળેલી પ્રજાસંઘની એડવાઇઝરી કમિટિની અગીઆરમી બેઠક પૂરી થઇ છે. ગયે વર્ષે સર બેસીલ બ્લેકેટે દેશી રાજ્યોએ અફીણની ખેતી ઉપર અંકુશ મૂકવા અને સરકારે નક્કી કરેલા એક જ સ્થળેથી અફીણ ખરીદવાની એક યોજના તૈયાર કરી અફીણ કોન્ફરંસ સમક્ષ રજુ કરી હતી. તેમ ત્યારબાદ દેશી રાજ્યોમાં અફીણની ખેતી સંબંધી તપાસ ચલાવવા એક કમિટિ પણ નીમવામાં આવી છે. પરંતુ પ્રજાસંઘની કમિટિમાં જે કામ થયું છે એ ઉપરથી તો એમ જણાય છે કે હજી આ સંબંધમાં દેશપરદેશો પણ કોઇ વ્યવહાર માર્ગ સ્વીકારવાને બદલે પરસ્પર જવાબદારી ઢોળી નાંખવાની વૃત્તિથી અલગ રહ્યા નથી. આ કમિટિમાં ઇટાલીના પ્રતિનિધિએ અફીણ વગેરે કેફી ચીજોની વધતી જતી દાણચોરી અટકાવવા એક યોજના રજુ કરી, કેટલાક ઉપાયો સૂચવ્યા હતા. પરંતુ પેટા કમિટિએ એ યોજના રદ કર્યાનું બહાર આવ્યું છે. યુનાઇટેડ સ્ટેટ્સના પ્રતિનિધિએ ૧૯૨૭ના વર્ષનો રિપોર્ટ અફીણ કમિટિ સમક્ષ રજુ કરતાં જણાવ્યું હતું કે હીંદમાંથી દાણચોરી થઈ ફીલપાઇન ખાતે અફીણ મોટા પ્રમાણમાં આયાત થયું હતું, પણ હિંદના પ્રતિનિધિ મી. કેમ્પબેલે તે હકીકતનો ઇન્કાર કરતાં જણાવ્યું હતું કે હિંદી સરકાર અફીણની નિકાસ ઉપર સંપૂર્ણ કાબૂ રાખે છે. પણ જ્યારે જાપાનના પ્રતિનિધિએ પોતાનો રિપોર્ટ રજુ કર્યો ત્યારે હીંદના પ્રતિનિધિએ એક પ્રશ્નમાં ખુલ્લી રીતે જણાવ્યું કે જાપાનમાં જરૂરીઆત કરતાં કોકેનની અસાધારણ આયાત થાય છે. અને તે ચોરીદ્વારા હીંદમાં આવે છે. જાપાનિ પ્રતિનિધિએ આ વાત થોડે અંશે સ્વીકારી હતી. ચીનના પ્રતિનિધિએ દાણ ચોરીથી આવતા અફીણના આંકડાઓ રજુ કર્યા હતા પણ તેને અપૂર્ણ ધારવામાં આવ્યા હતા અર્થાત્ કે વિગતેસર ફરી એ આંકડાઓ રજુ ન થાય ત્યાં સુધી તે ચર્ચા અટકી પડી હતી. પરંતુ આ ઉપરથી એક અનુમાન નીકળે છે, કે જે રાજ્યો અફીણની ખેતી અને નિકાસ ઉપર અંકુશ મૂકવાનું જણાવે છે તેજ રાજ્યોમાથી ચીનમાં અફીણ આવે છે એમ દર્શાવવાનો ચીનના પ્રતિનિધિનો હેતુ હોવો જોઇએ. હીંદુસ્તાનમાં પણ હજુ દાણચોરી થાય છે. એવું ગયે વર્ષે લોર્ડ ઇરવીને પણ જાહેર કર્યું હતું અને તે માટે દેશીરાજ્યોનો સહકાર માગ્યો હતો. પરંતુ પ્રજા સંઘની અફીણ કમિટિ આ સંબંધમાં જ્યાં સુધી કોઈ પણ પ્રકારની વ્યવહાર યોજના સર્વની સમંતિથી ન સ્વીકારે ત્યાં સુધી દેશીરાજ્યો ઉપર વધારા પડતું દબાણ કરવું એ અયુક્ત છે.

---

## શક્તિ અલ્કલી વર્કર્સ.

નવીન ઉદ્યોગ, સાહસ અને અથાગ ઉદ્યમ શીલતાથી ધ્રાંગધ્રામાં તૈયાર કરવામાં આવેલા શક્તિ અલ્કલી વર્કર્સની બે માસમાં કેવળ ધાર્મિક વિધિથી બાહ્યાડંબર રહિત વાસ્તુ અને ઉદ્ઘાટન ક્રિયા કરવામાં આવી છે. આ સાહસની સફળતા કરતાં તે નિષ્ફળ નીવડવાનાં શબ્દ ચિત્રો અત્યાર સુધી પ્રસિદ્ધ થયાં છે, એ, આવા સાહસોની સ્વાભાવિક લાક્ષણિકતા સૂચવે છે. પરંતુ જો

કોઇપણ કાર્ય તન્મયતા, કર્તવ્યનિષ્ઠા અને અવિરત ઉદ્યોગથી સફળ થતું હોય તો ધ્રાંગધ્રા રાજ્યે અને તેના કારોબારીઓએ આ કાર્ય પ્રતિ એ ત્રિવિધ પ્રકારે એટલો પરિશ્રમ ઉઠાવ્યો છે, કે તેની સફળતા વિષે શંકા કરવી એ આવા પ્રકારના ઉદ્યોગ અને સાહસને ન્યાય આપવાની આપણી અશક્તિ સૂચવે છે. અને વળી હવે તો આ સાહસ, સંપૂર્ણ રીતે કાર્યના રૂપમાં પરિણામ પામ્યું છે, ત્યારે હવે તેને સફળ કરવાની જવાબદારી ધ્રાંગધ્રા રાજ્ય ઉપરથી ઉતરી સમગ્રદેશ ઉપર અને પરદેશી માલનો બહિષ્કાર કરવા ઇચ્છનાર આપણા સૌના–ઉપર આવે છે. આપણી મીલો, આપણાં કારખાનાંઓ અને આપણાં બજારોમાં આ સ્થાનિક ઉદ્યોગથી ઉત્પન્ન થતો માલ વપરાય એટલું જ બસ નથી, પરંતુ તેની સામે જે મુખ્ય ભય–રાજ્યના લક્ષમાં હોવો જોઇએ–પરદેશી વ્યાપારીઓની સ્પર્ધા અને તેને અંગે ઉત્પન્ન થતી સરકારની નીતિનો છે. એટલા માટે આ ઉદ્યોગને સંપૂર્ણ રક્ષણ આપવાનો ધર્મ લોકોએ નિઃસંકોચપણે ઉદારભાવે સ્વીકારવો જોઇએ.

## શત્રુંજય યાત્રા શરૂ.

અમે ગતા અંકમાં આશા દર્શાવી હતી, તે પ્રમાણે પાલીતાણા દરબાર અને શેઠ આણંદજી કલ્યાણજી વચ્ચે લગભગ બે વર્ષ સુધી શત્રુંજયની યાત્રા સંબંધી ચાલેલા તીવ્ર મતભેદનું લૉર્ડ ઇરવીનની દરમિયાનગીરીથી આખરે સંતોષપ્રદ નિરાકરણ થયું છે. લૉર્ડ ઇરવીને પોતાની લાક્ષણિક રીતિ પ્રમાણે કાયદા કરતા પોતાના દરજ્જાના લાગવગનો કરેલો ઉપયોગ, પાલીતાણાના નામદાર ઠાકોર સાહેબે દર્શાવેલું પ્રસંગોચિત ઔદાર્ય, અને જૈન આગેવાનોએ જો પોતે ધારેલી યાત્રાની સુરક્ષિતતા રહેતી હોય તો **अर्धंत्यजति पंडितः** એ ન્યાયે દર્શાવેલી ઐહિક ત્યાગવૃત્તિ એ ત્રણે ખરેખર અભિનંદનીય છે. આ થએલાં કરારનામા ( જે અમે અન્યત્ર આપ્યું છે )થી શત્રુંજય સંબંધી ભૂતકાળની બધી પ્રવૃત્તિ ઉપર પડદો પડે છે, એ તેની વિશિષ્ટતા છે, એટલું જ નહીં પણ ભવિષ્ય માટે પણ ઉપયુક્તતા છે. બેશક આથી વ્યક્તિગત અસંતોષનો ભાવ જાગૃત થયો હશે પરંતુ સમગ્રકરારનામા ઉપર દૃષ્ટિ નાખતાં દરબાર અને જૈનોને વધારેમાં વધારે અનુકૂળ થાય એવી તેની ઇમારત છે. ઝીણવટમાં ઉતરનાર હરકોઈ તેમાં ક્ષતિ દર્શાવી શકે તેમ જ કાકદૃષ્ટિએ જોનાર તેમાંથી વિષ પણ ખેંચી શકે; પરંતુ લૉર્ડ ઇરવીન સાથે ત્રણે પક્ષને પોતાની પ્રામાણિક માન્યતાને શિથિલ કરતાં અને પરસ્પરના સમભાવ અર્થે સિદ્ધાંતનો ત્યાગ કરતાં કેટલું દુઃખ થયું હશે તે જો સમજવામાં આવે તો જ આ સમાધાનની ખરી કદર થઇ શકે. કારણકે કોઈપણ સમાધાનના માર્ગમાં પોતાની માન્યતાનો વધારેમાં વધારે ભોગ એ, આવશ્યક વસ્તુ છે. આ સમાધાનથી શત્રુંજય ઉપર પાલીતાણા રાજ્યની સ્પષ્ટ હકુમત અને ગઢની અંદરનાં મંદિરોની જૈનોની માલેકી સ્પષ્ટતઃ સ્વીકારવામાં આવી છે. મતભેદના આ મુખ્ય મુદ્દાઓનો બેશક સંતોષકારક નિર્ણય થયો છે. છતાં કોઈ ફુલાઇ જઇને એમ કહે કે ' અમે જીત્યા ' તો તેનો અર્થ એટલો જ કે એવા જ માણસોએ આ પ્રશ્નના નિરાકરણમાં અત્યાર સુધી પ્રત્યવાય કર્યો છે; જેમને હાર અને જીતના અર્થનું પણ ભાગ્યે જ ભાન હશે.

## કચ્છી પ્રજામંડળ

નીચે જણાવેલા બે મુખ્ય ઉદ્દેશને અનુસરી કચ્છના કેટલાક આગેવાનોએ "કચ્છી પ્રજામંડળ" નામક સંસ્થા સ્થાપવાનું જાહેર કર્યું છે. ઉદ્દેશ આ પ્રમાણે છે.

૧ રાજ્ય અને પ્રજા વચ્ચે એખલાસ વધે અને કચ્છનું રાજ્યતંત્ર પ્રજા પ્રિય થાય, તે માટે પ્રયાસ કરવા.

૨ પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર મેળવવા માટે પ્રજામત કેળવવા પ્રજાની જાગૃતિ તથા બળ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવા.

૩ કચ્છી પ્રજાની દરેક પ્રકારની અને સર્વ દેશી ( સામાજીક તથા પ્રાસંગિક ) સેવા માટે દરેક રીતે કામ કરવાં.

ઉપરોક્ત ઉદ્દેશના ઘડનારાઓની માન્યતા છે, કે "રાજ્યતંત્રમાં ઘટતા સુધારા કરાવવાનો પ્રશ્ન રાજ્ય અને પ્રજા વચ્ચે પરસ્પર સમજી લેવાય તે માટે કોઇ ત્રીજી સત્તાની વાત વચમા લાવવી એ ઇચ્છનીય નથી." અર્થાત્ કે જો "કચ્છી પ્રજામંડળ" વ્યવસ્થિત સ્વરૂપ લેશે તો તે એટલી ઉદ્દામ કક્ષાએ નહીં જાય કે ત્રીજી સત્તાની અનિવાર્ય જરૂર પડે. પ્રજા મંડળના ઉદ્દેશો વિશાળ છતાં સંયમપૂર્વક ઘડાયલા છે. અને એટલા જ સંયમપૂર્વક, મીઠાશ અને ધીરજથી જો કાર્યવાહકો તેને અમલમાં મૂકવા પ્રયત્ન કરશે તો "રાજ્ય અને પ્રજા વચ્ચે એખલાસ" વધારવામાં સફળતા મેળવશે. પરંતુ દેશી રાજ્યોમાં આવી કોઇપણ સંસ્થા આટલી હદે પહોંચે તે પહેલાં તે ઘણીવાર એવું અનિયંત્રિત સ્વરૂપ લે છે, કે તેના ઉદ્દેશોનો અનર્થ કરી તે પોતે જ પોતાનો ઘાત કરે છે; એટલી વાત અમે આ મંડળના અનુભવી કાર્યવાહકો સમક્ષ સૂચન રૂપે મૂકી, સદરહુ સંસ્થાની સફળતા ઇચ્છીએ છીએ.

---

## પોલીસોની કોન્ફરંસ.

કોન્ફરંસો દ્વારા એકત્ર થવું એ આ યુગનું એક મહાન્ બળ છે. અને તેની અસર પોલીસો ઉપર પણ થઈ છે. મે માસની શરૂઆતમાં ભોપાળ ખાતે ગ્વાલીયર રાજ્યના ઇન્સ્પેકટર જનરલના પ્રમુખપણા નીચે પોલીસોની એક કોન્ફરંસ થઇ હતી. આ કોન્ફરંસમાં મધ્ય હીંદનાં સોળ રાજ્યોના પ્રતિનિધિઓ ઉપરાંત મધ્ય પ્રાંતના બ્રિટિશ પોલીસ અધિકારી વર્ગે પણ હાજરી આપી હતી. આ રીતે જુદાં જુદાં રાજ્યોની પોલિસ વચ્ચે જો સહકારની ભાવના જાગૃત થાય અને પરસ્પર સાહાય્ય આપવાની વૃત્તિ પેદા થાય તો ગુન્હાઓ પકડાવાની કેટલીક નિરર્થક વિધિ ઓછી થાય. અને ગુન્હાઓનું પ્રમાણ પણ ઘટે. સિવાય આ બધા કરતાં મહત્વનો લાભ તો એ થાય કે પોલીસોમાં પણ નૈતિક બળ વિકસે. પોલીસ માત્રનો ઉદ્દેશ અને ઉપયોગ ગુન્હાઓની તપાસ કરવાનો અને તેને અંકુશમાં રાખવાનો છે. એટલે જો જુદાં જુદાં રાજ્યોનાં પોલીસ ખાતા વચ્ચે એક પ્રકારનું સામાન્ય ધોરણ નક્કી કરવામાં આવે તો પરહદના આશ્રય નીચે ગુન્હાઓમાંથી છટકવાનાં દ્વાર આપો આપ બંધ થાય અને પ્રજાને શાંતિ મળે. આ કોન્ફરંસે આ હેતુથી જુદાં જુદાં પણ નજીકનાં રાજ્યોની પોલિસ વચ્ચે સહકાર સાધી શકાય એ માટે એક યોજના પણ તૈયાર કરી છે. આ યોજના કેટલે અંશે પાર પડે છે તે તો ત્યારે જ જણાય કે તેનો અમલ કરવામાં આવે. મુસ્કેલ જણાતું આ કાર્ય જો મધ્ય હીંદનાં રાજ્યોમાં સફળ થશે તો બીજાં દેશી રાજ્યો પણ જરૂર તેનું અનુકરણ કરશે.

---

## ભાવનગરના ના૦ મહારાજા.

ભાવનગરના મહારાજા ના. કૃષ્ણ કુમાર સિંહજી ઇંગ્લેંડમાં અભ્યાસ કાળમાં ત્રણ વર્ષ ગાળી જુન માસની તા. ૭ મીએ અત્રે આવી પહોંચ્યા છે. તે નામદારનો મુંબઈથી તે ઠેઠ ભાવનગર સુધી જુદાં જુદાં સ્થળોએ પ્રજા તરફથી જે હાર્દિક સત્કાર કરવામાં આવ્યો હતો તે અસાધારણ હતો. એ બધાની પાછળ કાંઇ યોજના, હુકમો કે સૂચનાઓ ન હતાં, પરંતુ સર્વથા અંતઃકરણનો નિર્મળ ભાવ હતો. આવો વિશુદ્ધ સત્કાર ઘણા ઓછા રાજકર્તાઓને મળ્યો હશે. પરંતુ તે સત્કારની પાછળ પ્રજાએ નક્કી કરી રાખેલી પોતાની ભવિષ્યની આશા ઓનું પ્રતિબિંબ હતું. હજુ આ, બાલ મહારાજા રાજ્ય કારોબારના નિમિત્ત બન્યા નથી. પરંતુ તેઓ જ્યારે સીધી રીતે રાજ્યતંત્રનું વર્ચસ્વ સ્વીકારશે, ત્યારે પોતાના પૂજ્ય પિતાના સમયથી અત્યાર સુધી ચાલી આવેલી રાજ્યતંત્રની નિર્મળતા અને લોક આદર અક્ષય રાખી, આ બધી ભક્તિનો ભક્તિથીજ બદલો આપવાની તે નામદાર ઉપર જવાબદારી આવશે. અને આ વખતે સત્કારનું યોગ્ય મુલ્ય અંકાશે. મહારાજાએ અત્યાર સુધી જેમના હાથ નીચે શિક્ષણ લીધું છે અને સર પટ્ટણી જેવા સમદર્શી, સમભાવશાળી અને આપણી સંસ્કૃતિ તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિને યોગ્ય રીતે સમજનાર, પ્રથમ પંક્તિના રાજ્યનીતિજ્ઞના અનુભવનો લાભ મેળવ્યો છે અને હજુ મેળવશે, એ જોતાં તેમજ અત્યારનું તેમનું આકર્ષક અને બહુધા ઘણાને અલભ્ય એવું ચારિત્ર જોતાં પ્રજાના હાલના આશાવાદને તે નામદાર ભવિષ્યમાં જરૂર ઉત્તેજશે.

## સદ્ગત ‘ દાદાજી ’

આયુર્વેદના સાચા ઉપાસક તરીકે “ભટ્ટજી” નું કુટુંબ જાણીતું છે. એ કુટુંબે આયુર્વેદ પ્રચારની સમગ્ર કાઠીઆવાડમાં જે પ્રકારની પ્રણાલિકા પાડી હતી તે પ્રણાલિકાને સાંગોપાંગ વળગી રહેનાર મોરબીના રાજવૈદ્ય વિશ્વનાથ વિઠ્ઠલજીના સ્વર્ગવાસથી મોરબી રાજ્ય નેજ નહીં પરંતુ સમગ્ર કાઠીઆવાડની પ્રજાને એક અનુભવી અને પોતાના આયુર્વેદના જ્ઞાન દ્વારા નિષ્કામ ભાવે કામ કરનાર લોક સેવકની પણ ખોટ પડી છે. મોરબીના મર્હુમ રાજકર્ત્તા સર વાઘજી તથા હાલના મહારાજા લખધીરજી સદ્ગત પ્રતિ ઘણી માન બુદ્ધિ ધરાવતા હતા. તેમનો આયુર્વેદ શાસ્ત્રનો અનુભવ એટલો ઉંચા પ્રકારનો હતો કે અસાધ્ય ગણાતા વ્યાધિઓથી પીડાતાં ઘણા દરદીઓને તેમણે મૃત્યુના મુખમાંથી બચાવી લીધાં હતાં. તેઓ ‘ દાદાજી ’ના નામથી જાણીતા હતા એ. એમના પ્રતિ લોકોની પ્રીતિ અને માન કેટલાં હતાં તે સૂચવે છે. વનસ્પતિ શાસ્ત્રનું તેમનું જ્ઞાન અને સંશોધન શક્તિ ઘણાં ઉંચાં પ્રકારનાં હતાં. રબ્બર અને મધના સંબંધી તેમણે કેટલીક શોધ કરી હતી. ‘ દાદાજીનો ’નો સંસ્કૃત ઉપર પણ સરસ કાબૂ હતો. તેઓ સ્વભાવે નમ્ર અને રહેણી કરણીમાં ઘણા સાદા હતા. મર્હુમ આ પત્ર પ્રતિ ઘણી મમતા રાખતા અને પોતે અમારી વિનતિથી તેમાં કંઇક લખવા પણ ઈચ્છા દર્શાવી હતા, પરંતુ ત્યાં તો પરમાત્માએ પોતાના મહાલયમાં તેમને બોલાવી લીધા. સદ્ગતના આત્માને શાંતિ મળે એવી અમે પ્રાર્થના કરી વિરમીએ છીએ.

---

# ભાવનગરનો પત્ર.

## મર્હુમ મહારાજાની સંસ્કાર મૂર્તિ.

જે ધ્યેય અને હેતુ લક્ષમાં રાખી રાજકુમારોને શિક્ષણ અર્થે ઇગ્લેંડ મોકલવામાં આવે છે, તે ધ્યેય અને હેતુ ત્યાં બહુધા સફળ થતાં નથી એ વાત હવે લગભગ અનુભવ સિદ્ધ જણાઇ આવી છે. હા, એક વખત રાજકુમારોને વિલાયતમાં રાખી શિક્ષણ આપવાનો મોહ હતો પરંતુ અત્યારે એ કરતાં વિપરિત સ્થિતિ છે. કેટલાક નૃપતિઓએ પોતાનાં બાળકોને ત્યાંના વાતાવરણમાં શિક્ષણ લેવા મોકલેલાં, પરંતુ તેમણે પણ થોડાજ વખતમાં તેમને પાછાં સ્વદેશ બોલાવી લીધેલાં જાણવામાં છે. અને હવે તો જ્યારે રાજપુત્રોનેવિલાયત મોકલવાનો પ્રસંગ આવી પડે છે, ત્યારે રાજકુટુંબમાંથી કોઇ પોતાનો વિરોધ દર્શાવે, તે પહેલાં તો પ્રજા પોતાનો સખ્ત વિરોધ જાહેર કરે છે; કારણકે આ સૌ માને છે કે બીજા ગૃહસ્થોના પુત્રોના સંબંધમાં ગમે તેમ હોય પણ જેણે રાજ્ય ચલાવવું છે તેણે તો પોતાના શિક્ષણકાળનાં વર્ષો હીંદી સંસ્કૃતિના અભ્યાસમાંજ ગાળવાં જોઇએ. સિવાય પોતાની પ્રજાના જીવનથી અલગને અલગ રહેશે એવો રાજકુમારો માટે ભય રહે છે. પરંતુ આ ભય ભાવનગરના બાલ મહારાજા શ્રીકૃષ્ણકુમારસિંહજીના સંબંધમાં અસ્થાને હતો. કેમકે એક તો ત્યાંના મંત્રી મંડળે જ પ્રથમથી આ સંબંધી સંપૂર્ણ કાળજી રાખેલી, અને બીજું અત્રે તેમજ ઇગ્લેંડમાં મહારાજાના શિક્ષકો અને સાથીઓની યુક્ત પસંદગી કરવામાં આવેલી. આ સત્ય ઇંગ્લેંડમાં ત્રણ વર્ષ અભ્યાસ કરી જ્યારે મહારાજાએ આ જૂન માસની તા. ૭ મીએ મુંબઇને કિનારે પગ મૂક્યો કે તુરત જ જોનારા સૌએ જોઇ લીધું અને ઘણાએ મર્હુમ મહારાજા સર ભાવસિંહજીનું સ્મરણ કર્યું. અને સાંભળેલું સંક્ષિપ્તમાં મૂકું તો આજના કૃષ્ણકુમારસિંહજી એટલે એઓશ્રીના પિતા સર ભાવસિંહજીની સંસ્કાર મૂર્તિ. તેમ લોકોએ આટલો અસાધારણ સત્કાર કર્યો એનું કારણ પણ એજ.

## બંદર ઉપર.

મહારાજા અને તેમના બે બન્ધુ કુમારોનો મુંબઈમાં સત્કાર કરવા સર લલ્લુભાઇ શામળદાસના પ્રમુખ પદે એક સમિતિ નીમાઇ હતી. પરંતુ જ્યાં સુધી રાવલપીંડી સ્ટીમરમાંથી ઉતરી મહારાજા મોલ સ્ટેશનના હૉલમાં ન્હોતા આવ્યા ત્યાં સુધી આ સ્વાગત સમિતિની વ્યવસ્થા બધાએ માન્ય રાખી. પણ પછી તો કેળવાયલા આ ત્રણ હજાર કરતાં વધુ ગૃહસ્થોએ આપણા ઉપર અંગ્રેજો ઘણીવાર અવ્યવસ્થાનો આરોપ મૂકે છે, તે આરોપમાં આ રીતે સ્થાન ભ્રષ્ટ થવાથી ઉમેરો થશે તેનો, મહારાજાને સત્કારવાની સ્પર્ધામાં કોઈએ વિચાર સરખો ન કર્યો. તેમ શ્રીમાન પૂજાની લાગણી પૂર્વક વાતો કરનારાઓથી પણ આ પ્રસંગે એ સિદ્ધાંત તરફ દુર્લક્ષ આપી દેવાયું. આ બધું બાલ મહારાજા પ્રતિ પ્રીતિભાવ સૂચક હતું. મેં સાંભળ્યું કે ભાગ્યેજ કોઇ રાજકર્ત્તાને આવો સત્કાર મળ્યો હશે. ત્યારે મને વિચાર સુઝ્યો કે સરજોન સાયમન અને સર હારકોર્ટ બટલર કદાચ આ સ્ટીમરમાં હોત તો આ બધું

જોઇ તેમનો મનોગ્રહ કેવો બંધાત ? કદાચ બન્ને એક બીજાથી વિરૂદ્ધ મત દર્શાવત ! અત્યારે આવા નિરર્થક પ્રશ્નોની વિચારણાને સ્થાન નહોતું. અર્થાત્ આટલી બેશુમાર ગીરદીમાં સૌ કરતા વધારે ધ્યાન ખેંચે તેવી માત્ર બે બાબત હતી, અને તે એ કે મહારાજાનું સ્મિત અને સહિષ્ણુતા.

## ભાષણો.

સાંજે મુંબઈની સત્કાર સમિતિએ મહારાજાના માનમાં સુંદર ગાર્ડનપાર્ટી આપી. મહારાજાનો સત્કાર કરતાં—મુંબઇમાં કોઈ પણ પ્રસંગ ભાષણ વગર અપૂર્ણ લેખાય એમ ધારી—સર લલ્લુભાઇએ કહ્યું કે "આપ નામદારના આગમનથી પ્રજા કેટલી હર્ષઘેલી થઇ છે તે તો બંદર ઉપર આપને મળેલા આવકાર ઉપરથી આપે જોયું હશે. અને વળી આપને ખાત્રી થઇ હશે કે મુંબાઇમાં વસનારી ભાવનગરની પ્રજા કાંઇ ઓછી વફાદાર નથી" પછી તેમણે મહારાજાની આકર્ષક વર્તણુકની પ્રશંસા કરી. અને તેમના પૂર્વજોનાં સ્મરણો તાજાં કરી મહારાજાનું જીવન સર્વથા સફળ નીવડે એવી શુભેચ્છા દર્શાવી. શાંતિ અને સ્પષ્ટતા પૂર્વક મહારાજા કૃષ્ણકુમારસિંહજીએ "ભાવનગરની પ્રજાએ કરેલા સત્કાર માટે પ્રજાનો અને સર લલ્લુભાઇનો આભાર માનું છું. તેમ તમારા સર્વના ઉત્સાહ ભર્યા આવકારથી મને ઘણો આનન્દ થયો છે" એમ કહ્યું. સર પટ્ટણીને બે શબ્દો બોલવાની વિનતિ કરતાં તેમણે કહ્યું કે "આ આનન્દનો વખત છે. ભાષણનો નથી. ના. મહારાજા આજ જે બોલ્યા છે તે સ્વયંસ્ફૂરણાથી બોલ્યા છે. તેમનો આશય પોતાના મનમાં જે આવે તે કહેવાનો જ છે. તેઓશ્રી ઘણા ખુશી થયા છે, તે તેમના કહેવાથી હું નથી કહેતો પરંતુ આજ સ્ટીમર ઉપર જે બધા આવ્યા હતા, તેની મહારાજાના મન ઉપર એવી અસર થઈ છે, કે જેથી એ કહી શકાય એમ છે. પણ સાથે સાથે તેમના મનમાં એવું ભાન થાય કે પ્રજાનો એ આનન્દ ટકાવી રાખવાની મારા ઉપર જવાબદારી છે. પ્રાતઃસ્મરણીય મહારાજા તખ્તસિંહજી અને પોતાના પૂજ્ય પિતા મહારાજા ભાવસિંહજીને પગલે તેઓશ્રી ચાલી પ્રજાને સુખ આપે. પણ તેમાં તમારી સહાનુભૂતિ જોઈએ. જો રાજા અને પ્રજામાં પરસ્પર સદ્‌ભાવ હોય તો કોઇ પણ પ્રકારનો અસંતોષ ન રહે. કારણ કે તમે બધા જાણો છો કે *પ્રજા અને રાજા સગાં સ્વજન સમ છે.*"

## રસ્તામાં.

અમદાવાદ, વીરમગામ અને વઢવાણકેંપમાં અને મુંબઇમાં ગીરદી હતી જ્યાં પણ એ સત્કારો વિધિવાહી હતા. ભાવ જ્યાં 'રાજ્કર્તાને તો અમુક રીતે જ મળાય' એ માન્યતાનું પ્રાધાન્ય હતું, પરંતુ બોટાદમાં ખાસ ટ્રેઈન પ્રવેશે તે પહેલાં એકલવાયી આઘી ઉભી રહેલી એક બાઇએ સત્વર ન નજરે આવે એમ 'દુખણા' લીધાં ત્યારે એ ક્રિયાની પાછળ રહેલી મનોવૃત્તિએ પ્રતિનિધિવાળું શાસન સારૂં કે આ નૃપતિતંત્ર સારૂં ? એ પ્રશ્ને મને ગુંચવ્યો. આપણાં કેટલાંક મૌન અને અદ્રશ્ય કાર્યો પાછળ આપણે ન જાણીએ તેવા સિદ્ધાંતો છુપાયેલા હોય છે. એનું એક કાર્ય આ બાઈનાં 'દુખણાં.' બોટાદમાં હૃદયની ગીલાવટ હતી. સર

પદ્દણીની આંખ મેં અહીં ભીની જોઇ. પણ તેઓ તુરત ચેત્યા. મારી નજીક એક ગૃહસ્થ બેઠા હતા તેમણે પંખાને અભાવે હાથ હલાવતાં હલાવતાં કહ્યું "બહુ ગરમી" મેં કહ્યું "હા, પણ આ બધાંને આજ ટાઢક વળી લાગે છે." નીંગાળામાં ગઢડાના મહાજન અને મંદિર : બન્નેએ મહારાજાને અભિનંદ્યા. ધોળામાં તો મનુષ્યદુર્ગ ભેદાય એવો જ નહોતો. સોનગઢ સ્ટેશને ના. પાલીતાણા ઠાકોર સાહેબે અને એમના દિવાનજીએ રાજસત્કાર કર્યો અને શીહોરના નગરશેઠે પીત્તળનાં વાસણોએ જડેલા–શણગારેલા–મંડપમાં મહારાજાને માન-પત્ર વાંચી સંભળાવ્યું. આ બધાં સ્થળોએ મનુષ્યની ગીરદી સ્પર્ધામાં ઉતરી હતી; એ કરતાં તે બીજી રીતે વર્ણવાય એમ જ નથી.

**ભાવનગર.**

'દાદા તો બહુ મોટા થઇ ગયા; બાઈ! મેં તો નીરખી નીરખી જોયા." એક મજુરી કરનાર બાઇએ બીજીને આ પ્રમાણે કહેલું મેં અહીં સાંભળ્યું, ત્યારે મને લાગ્યું કે આપણા વિદ્વાન્ વર્ગમાંથી કાવ્યો ગયાં અને કવિતાઓ રહી હશે પરંતુ આ અભણ વર્ગમાં તો કાવ્યઝરણાં વહ્યાં કરે છે. ભાવનગર સ્ટેશન ફરકતી ધજાઓ સાથે પલ્લવિત. પ્રોગ્રામ પણ વ્યવસ્થિત, લોકોએ ચૌટાં, ચકલાં, ગૃહો અને રસ્તાઓ સ્વેચ્છાપૂર્વક શણગારેલાં. ભાવનગર આખું ઉલટીને સવારી–મહારાજાને, જોવા આવેલું. જે ગૃહસ્થને ત્યાં મારે જવાનું, તેમને ઘેર તાળું. એમના કહેલાનાં બધાં જ ઘરો બંધ. મને વિચાર થયો કે આંહી કોઈ ઘરકું નહીં હોય? કે આબાલ વૃદ્ધ સૌ મહારાજાને "નીરખી નીરખી" જોવા ગયું હશે? કોઇપણ જાહેર સભાનાં ઠરાવ વગર ભાવનગરની પ્રજાએ આજ મનમાની દીપોત્સવી ઉજવી. બાકી સ્કાઉટની ટુકડી, ગાર્ડ ઓફ ઓનરનું માન એ વગેરે રાજ્યરીતનો સ્વાભાવિક સત્કાર તો જુદો. આ બધાનો વિગતસર ઉલ્લેખ અત્ર નથી કરતો.

**ના. મહારાજા.**

આ બધાની ના. બાલ મહારાજા કૃષ્ણકુમારસિંહજી ઉપર જરૂર અસર થએલી હોવી જોઇએ. મહારાજાના શાળા શિક્ષણ સંબંધે મને કશી માહેતી નથી પરંતુ તેઓને જોતાંવેંત એક વાત સ્પષ્ટ તરી આવે કે એ શિક્ષણના ફળરૂપ એમનું ચારિત્રબળ તો સરસ રીતે કેળવાએલું છે. આપણા ઘણા રાજપુત્રો–કોઇક રાજકર્ત્તા સુધાં–અને શ્રીમંતો, વિલાયતમાં અલ્પકાળ નિર્ગમન કરી જ્યારે સ્વદેશ પાછા ફરે છે ત્યારે ત્યાંની કેટલીક અનિષ્ટ અસરોનો સાથે સાથે–ઔચિત્યભંગ કરીને શબ્દ વાપરૂં તો–'લગેજ' કરાવતા આવે છે. આ અનિષ્ટતાનો સ્પર્શ સુધાં કૃષ્ણકુમારસિંહજી કે તેમના બંધુ પ્રિન્સને થએલો જણાતો નથી. આનું મુખ્ય કારણ, પ્રથમ તો એમના જન્મસંસ્કાર, માતાપિતાનું પવિત્ર વાતાવરણ અને એમના ચારિત્રની અસર તથા પછી એ સંસ્કારને સંરક્ષણ કરનાર તેમના શિક્ષકોની પસંદગી તેમજ એ શિક્ષકોની અંગત કાળજી એ હોવું જોઇએ. અત્યારે તો મહારાજાની સાદાઇ, સહિષ્ણુતા, સંયમ, નિરભિમાનપણું અને સત્યપ્રીતિની આપણા મન ઉપર સત્વર, સહજ છાપ પડી જાય છે. તે નામદારશ્રી પ્રભુકૃપાએ પોતાના આ ગુણો નિઃસંશય પ્રજાપ્રેમ સંપાદન કરી, મર્હૂમ મહારાજાના સ્થાનને યથાર્થ રીતે દીપાવશે; એટલું જ નહીં પણ પોતાના ચારિત્રથી નૃપતિ મંડળમાં પણ પ્રતિષ્ઠાપાત્ર સ્થાન પ્રાપ્ત કરી એક આદર્શ રાજા ગણાશે. અસ્તુ. પ્રેક્ષક.

# રોજનિશી

## એપ્રિલ.

૧ લી એપ્રિલ શીરોહી. ઓન. મિ. રેનોલ્ડે સરૂપ ક્લબનો પાયો નાંખ્યો.
૫ મી „ પુદુકોટા. દરબાર એસોસીએશનનું વાર્ષિક સમેલન.
૭ મી „ ગ્વાલીયર. ૧૭મું મરાઠી સાહિત્ય સંમેલન.
૭ મી „ સાંગલી. પ્રજા પરિષદ્‌નું ૬ઠું અધિવેશન
૭ મી „ મુંબઈ સરપટ્ટણીનું ભાવનગરના બાલ મહારાજાને તેડી લાવવા વિલાયત ગમન.
૧૨ મી „ પૂરી બિહાર અને ઓરીસાના ચીફ્સનું સંમેલન.
૧૨ મી „ ઔંધ. ફીરોસ્કર વાડીની સર લેસ્લી વીલ્સનની મુલાકાત.
૧૩ મી „ કાશ્મીર. બટલર કમિટિની મુલાકાત.
૧૪ મી „ મુંબઈ. ના૦ ગાયકવાડ વિલાયત ઉપડયા.
૧૬ મી „ જામનગર. જામ સાહેબે સેંટ્રલબેંકની શાખા ખુલ્લી મુકી
૧૭ મી „ મુંબઇ. હીંદના નરેંદ્રોનું સંમેલન અને મીલમજુરોની હડતાલ.
૨૦ મી „ મુંબઇ બટલર કમિટિનું આગમન રાજકર્તાઓ સાથે વાટાઘાટ.
૨૧ મી „ મુંબઈ. બટલર કમિટિનું ઇગ્લેંડ ગમન.
૨૧ મી „ મુંબઇ. મયુરભંજના રાજકર્તા પૂર્ણચંદ્ર ભંજ દેવનું શોકજનક અવસાન.
૨૩ મી „ ભાવનગર. દી. બા. ત્રિભુવનદાસ કાલિદાસના પ્રમુખપદે ભાવનગર રાજ્યના માધ્યમિક શિક્ષકોનું બીજું સંમેલન.
૨૨ મી „ શિવાજી જયંતી.
૨૬ મી „ વડોદરા. ધારાસભાની બેઠક

## મે.

૫ મી મે નડીઆદ. પ્રથમ વ્યાયામપરિષદ્‌ની બેઠક.
૫ મી મે. પૂના. નિઝામ સ્ટેટ પ્રજાપરિષદ્‌ની ત્રીજી બેઠક
૬ ઠ્ઠી મે. મુંબઇ. ભોર સ્ટેટ પ્રજા પરિષદ્.
૮ મી મે. ભોર. ગવર્નર સર લેસ્લી વીલ્સનની મુલાકાત.
૧૩ મી મે ધરમપૂર કુમારશ્રી નરદેર દેવજીના લગ્નનો દરબાર.
૧૫ મી મે. ભુજ. કચ્છના યુવરાજશ્રીનાં કુંવરીનું લગ્ન.
૧૯ મી મે. મુંબઇ. સમગ્ર રાજસ્થાન પ્રજા પરિષદ્‌ની કાર્યવાહક સમિતિની બેઠક.
૧૯ મી મે. મુંબઇ ડૉ. અન્સારીના પ્રમુખ પદે સર્વ પક્ષ પરિષદ્.
૧૯ મી મે. પતીયાલા. મહારાજા ઇગ્લેંડ જવા ઉપડયા.
૨૨ મી મે. કાશ્મીર. મહારાજા સર હરિસિંહ વિલાયત ગયા.
૨૨ મી મે. સીમલા. શત્રુંજય સંબંધી સમાધાનની કૉન્ફરંસ.
૨૩ મી મે માંગરોળ. શક્તિ અડ્ડાની વાસ ખુલ્લું મૂકવાનો ધાર્મિક વિધિ.
૨૬ મી મે. સીમલા પાલીતાણા દરબાર અને જૈનો વચ્ચે કરારનામું થયું.
૨૭ મી મે. મુંબઇ. જંજીરા સ્ટેટની પ્રજા પરિષદ્‌ની ત્રીજી બેઠક.
૨૯ મી મે. ગ્રૈસોર ગ્રૈસોર સ્ટેટ કોંગ્રેસની પહેલી બેઠક.

તૈયાર કરવામાં આવે છે.

# "દેશી રાજ્ય" ડીરેકટરી

( પશ્ચિમ હીંદ સ્ટેટ્સ એજન્સિ, વડોદરા રાજ્ય

અને

મહીકાંઠા, રેવાકાંઠા અને સુરત એજન્સિની )

## — આ ડીરેકટરીમાં —

ખાસ કરીને આટલી હકીકત આવશે.

૧ રાજ્યોના સંક્ષિપ્ત ઇતિહાસ અને ભૌગોલિક સ્થિતિ, નકશા સાથે.

૨ રાજ્યોનું વહીવટી બંધારણ.

૩ ખેતી વ્યાપાર અને ઉદ્યોગસ્થિતિ.

૪. રાજકર્તાઓ, રાજદ્વારી અધિકારીઓ, રાજ્યના વરીષ્ટ અધિકારીઓ, સરદારો અને સ્થાનિક તેમ જ રાજ્યોના બહારના આગેવાન વ્યાપારીઓ સંબંધે જાણવાજોગ માહેતી.

૫ રાજ્યોની જાહેર સંસ્થાઓ.

૬ દરેક એજન્સિની, નરેંદ્રમંડળની અને સરકાર સાથેના રાજ્યોના સંબંધની ઉપયોગી માહીતી.

માત્ર ગણતરીની જ પ્રતો કહાડવાની હોવાથી જેમ બને તેમ જલ્દી ગ્રાહક થવા વિજ્ઞપ્તિ છે.

કીંમત લગભગ રૂા ૧૦ થશે.

: તંત્રી :

" દેશી રાજ્ય " નડીઆદ

પુ. ૧ લું ]  જુલાઇ ૧૯૨૮  [ અંક ૧૦ મો

# દેશી રાજ્ય

# "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દ્દષ્ટિએ ચર્ચા કરનારૂં માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ : ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ]  [ Annual Subscription Rs. 6

# અનુક્રમ






મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ-અમદાવાદ.
મુદ્રક જનાર્દન વિશ્વનાથ પાઠક.
પ્રકાશક મોરારજી મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લું ] જુલાઈ ૧૯૨૮ [ અંક ૧૦

## અધિકારની યોગ્યતાનું માપ.

"પોતાની ઈચ્છાને અનાદર અથવા તો પોતાની ખરી ફરીઆદ સાંભળવાની પણ અનિચ્છા, કોઇનામાં આપણે જોઇએ ત્યારે આપણને જે દુઃખ અને લાગણી થાય છે, તેવું જ દુઃખ અને લાગણી એવી સ્થિતિમાં બીજાને પણ થતું હશે" એ સત્ય માન્ય રાખવાની તૈયારી, એ, અધિકાર અને રાજસત્તા માટેની યોગ્યતા અને શક્તિનું એક સારૂં માપ છે.



# રાજસ્થાનોનો વારસા હક.

લોર્ડ ડલહૌસીના વખત પહેલાં એક રાજાના મરણ પછી રાજ્યોમાં વંશપરંપરાના નિયમ પ્રમાણે જે નજીકનો વારસ હોય તે સામાન્યતઃ ગાદીએ આવતો. જ્યારે ઇસ્ટ ઇંડીઆ કંપનીનું પ્રાબલ્ય ધીમે ધીમે વધીને બહુ જોરદાર થયું, ત્યારે લશ્કરી સમયમાં જેમ દુનિયાના બીજા ભાગોમાં થાય છે તેમ એ કંપનીને પણ પોતાના રાજ્યની સીમા વધારવાની સહજ ઇચ્છા થઇ આવી. જેને અંગે એવો નિયમ કરવામાં આવ્યો કે જ્યાં સીધા વારસ હોય નહીં ત્યાં તે રાજ્ય કંપનીના રાજ્યની સાથે મેળવી લેવું. એ રીતે કેટલાંક રાજ્યો ઇસ્ટ ઇંડીઆ કંપનીમાં મળી ગયેલાના દાખલા ઇતિહાસના પાનામાં છે. સ્વાભાવિક રીતે આ રાજનીતિને લીધે જેઓ રાજ્ય ખોઈ બેઠા તેમાં તો અસંતોષ થયો પણ જે રાજ્યો હયાત હતાં તેના રાજાઓને પણ પોતાના ભવિષ્યની બીક લાગવા માંડી. એટલે હયાત રાજાઓમાં અને પદભ્રષ્ટ વારસદારોમાં, એમ સરખી રીતે અસંતોષનું બીજ રોપાયું. અને એ અસંતોષમાંથી ૧૮૫૭ નું બંડ હીંદુસ્તાને જોયું.

હીંદુસ્તાનમાં જેટલી જેટલી રાજસત્તાઓ હતી તેના કરતાં એકંદર રીતે જોતાં કંપનીની રાજસત્તા વધારે ન્યાય પુરઃસરની હોઇને, કુદરતી પરિણામ તરીકે એમાં એનો જય થયો, પણ એ જયના દિવસોમાં પણ વિલાયતના રાજકર્તાઓ અને તેના સલાહકારોએ ૧૮૫૭ના તોફાનનું ખરું સ્વરૂપ સમજીને એવો ઢંઢેરો કાઢ્યો કે સરકાર ભવિષ્યમાં વારસાના વિષયમાં વચમાં પડશે નહીં અને જ્યાં તરતનો સીધો વારસ નહીં હોય ત્યાં દત્તક લેવાનો હક પણ આપશે.

એ પ્રમાણે વારસા પત્રકનું ધોરણ બંધાયું. એ ધોરણ બંધાયા છતાં પણ સરકારે પોતાનો પગ આડકતરી રીતે એવી રીતે રાખ્યો કે જેથી સીધા વારસ અથવા તો દત્તક લીધેલા વારસ છતાં પણ એ વારસના રાજ્યારોહણ વખતે, એને કબૂલ રાખવાની તેમજ એ માટે સંમતિ આપવાની સત્તા સરકાર પાસે રહી. સત્તાને લીધે કે વાંધો લેવાની અશક્તિને લીધે એ ધોરણ ઠેઠ ૧૯૧૬ સુધી ચાલ્યા કર્યું. રાજકર્તાઓની કોન્ફરંસના રિપોર્ટ ઉપરથી જણાય છે, કે ૧૯૧૬ માં રાજકર્તાઓની કોન્ફરંસ વખતે ના. બીકાનેર નરેશે એ સવાલનું ઘણું જ સુક્ષ્મતર નિરીક્ષણ કરીને કોન્ફરંસમાં એ વિષે ચાર નિયમો સૂચવ્યા હતા: આ નિયમો નીચેની મતલબના હતા.

(૧) હીંદુ રાજ્યોમાં અને મુસલમાન રાજ્યોમાં જ્યાં વંશપરંપરાના સિદ્ધાંત પ્રમાણે રાજ્યાભિષેકનો રિવાજ હોય, ત્યાં એક રાજકર્તાના અવસાન પછી વંશપરંપરાના નિયમ પ્રમાણે જે નજીકમાં નજીક વારસ હોય, તેનો સરકારની રજા કે સંમતિ સિવાય રાજ્યની ઉપર હક હોવાથી, તે ગાદી ઉપર આવે.

(૨) ઉપરના મત સાથે મળતાં થતાં ભોપાળનાં નામદાર બેગમ સાહેબે સાથે સાથે એવો અભિપ્રાય આપેલો કે જે મુસલમાન રાજ્યોમાં એથી બીજી જાતનો રિવાજ હોય, તે રાજ્યમાં ત્યાંના રિવાજ પ્રમાણે વારસો ઉતરે.

(૩) સીધા વારસના અભાવે કોઈ રાજાને દત્તક લેવાની ઇચ્છા હોય, તો તે તેમ કરવાને સ્વતંત્ર છે. અને એ દત્તવિધાન કબૂલ રાખવાનું વચન ૧૮૫૭ ની સાલમાં લૉર્ડ કેનિંગ તરફથી જે સનદ આપવામાં આવી છે, તે પ્રમાણે દત્તક લીધેલો વારસ ગાદીએ બેસી શકશે.

(૪) તકરારી વારસાના કેસોનો ફેંસલો સરકારના નિશ્ચય ઉપર રહેશે.

આ સવાલના ઉહાપોહને અંતે સરકારે આ બધી વાતના સિદ્ધાંતને સ્વીકાર્યો અને સરકારની આવી બાબતમાં વચ્ચે પડવાની બીલકુલ ઈચ્છા નથી એમ જાહેર કર્યું. પરંતુ સાથે સાથે માત્ર એક શિરસ્તા તરીકે ગાદી નશીન ક્રિયા વખતે જે ખુશાલી બતાવનારા ખરીતાઓ લખાય છે તેમાં મુબારક બાદીના વિવેક સાથે સરકાર માત્ર " આપના રાજ્યાભિષેકને સહાનુભૂતિની નજરથી જુએ છે " એવી જાતના કાંઇક શબ્દ પ્રયોગ રાખવાનો ઠરાવ સરકારે બહાર પાડ્યો અને હાલમાં હવે એ ધોરણે કામ ચાલે છે.

છતાં કોઇ કોઈ બાબતમાં એ સિદ્ધાંતથી વિરૂદ્ધ વર્તન પણ થઈ ગયું દેખાય છે. દાખલા તરીકે ખરતરના નરેશને પુત્ર ન હતો, પણ એક પુત્રી હતી. ખરતર નરેશના મરણ પછી એ રજપુત રાજા હોઇને વંશપરંપરાના નિયમ પ્રમાણે નજીકના કોઈ વારસને સરકારે પસંદ કરવો જોઇએ, તેને બદલે દીકરીને પસંદ કરી અને તેને ગાદી વારસ ઠરાવી. આ ઠરાવ કરતી વખતે સરકારના ધ્યાન ઉપર એ વાત રહેલી લાગતી નથી કે દીકરીને રાજ્ય આપવું એટલે એક જાતના રજપુતમાંથી બીજી જાતના રજપુતને રાજ્ય આપી દેવાનું તેમાંથી પરિણામ આવે છે. રજપુત જ્ઞાતિમાં જે જાત અને ગોત્રનું કુટુંબ હોય તે જાત અને કુટુંબના પુરૂષની સાથે કોઇ પણ દીકરીનું લગ્ન થઇ શકે નહીં. એણે બીજા જ ગોત્રમાં લગ્ન કરવું જોઇએ. એટલે કે જો કુંવરી ચૌહાણ જાતિની હોય તો તેનું પરમાર, જાડેજા કે સીસોદીઆ એવા કોઇ બીજી જાતના રજપુતની સાથે લગ્ન કરી શકાય. પરિણામ એ આવે કે એનો જે પુત્ર થાય, તે બીજા જે કુળ કે ગોત્રમાં તેનું લગ્ન થયું હોય તે કુળ કે ગોત્રનો થાય. એટલે માત્ર વારસાની બાબતમાં ખોટો નિર્ણય કરવાથી સરકાર એક કુટુંબમાંથી બીજા જ કુટુંબમાં રાજ્ય ફેરવે છે. ઇતિહાસની દૃષ્ટિએ, સત્તાની દૃષ્ટિએ અને વારસાના હકની દૃષ્ટિએ, આ સિદ્ધાંત બીલકુલ ભૂલ ભરેલો છે. પાછળથી થએલી ફરીઆદોથી સરકારને આ વાતનું ભાન થયું હોય એમ એટલા ઉપરથી લાગે છે, કે એવો જ એક બીજો કિસ્સો એજ પ્રાંતના એક રજપુત જ્ઞાતિના બીજા સંસ્થાન ઝાંકરમાં બન્યો, ત્યારે ત્યાં પુત્ર નહીં પણ પુત્રી હોવા છતાં એ પુત્રીને સરકાર વારસ ઠરાવવાની હીંમત કરી શકી નહીં. અને બીજા એક બાળકને પસંદ કર્યો. એ પ્રકારની પસંદગીમાં પણ ઘણી અનિયમિતતા છે, એનું વર્ણન આ ઠેકાણે અપ્રસ્તુત છે. પણ સિદ્ધાંત કબૂલ કર્યા છતાં સરકારનું રાજદ્વારી ખાતું આવી ભૂલ કરી બેસે છે તેનો આ અચુક દાખલો છે.

વારસાના હક જેવો માણસની જીંદગીને અસર કરે એવો બીજો કોઈ હક છે નહીં. એટલા માટે એમાં તો બહુ સંભાળથી નિર્ણયો થવા જોઇએ.

એક વૃદ્ધની વિચારપોથીમાંથી.

# રાજ્યોનું દૃષ્ટિબિંદુ.

(૧)

## ૧૯૧૬ની કૉન્ફરંસ.

છેલ્લાં કેટલાંક વર્ષોથી હીંદી સરકારના રાજદ્વારી ખાતાને અને દેશી રાજ્યોને જુદા જુદા પ્રશ્નોને અંગે ઘણી બાબતોમાં મતભેદ પડયો છે. આવા મતભેદને અંગે માર્ગ કહાડવાના વારંવાર પ્રયત્નો કરવામાં આવ્યા છે. લૉર્ડ હાર્ડિંજે આ દિશામાં શરૂઆત કરી હતી. ૧૯૧૩માં અને ૧૯૧૪માં તેણે રાજકર્ત્તાઓની કોન્ફરંસ બોલાવી હતી. ત્યારપછી લૉર્ડ ચેમ્સફોર્ડે ૧૯૧૬માં ફરી કોન્ફરંસ બોલાવી. આ કોન્ફરંસમાં લગભગ ૪૦ રાજકર્ત્તાઓએ હાજરી આપી હતી. કોન્ફરંસમાં હીંદી સરકારના રાજદ્વારી ખાતાના લૉર્ડ ચેમ્સફોર્ડે પોતાના ભાષણમાં વખાણ કર્યાં હતાં. ત્યારપછી (૧) હીંદી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેનો સંબંધ ગાઢ બનાવવો (૨) મતભેદની બાબતોમાં જાતે જ નિષ્પક્ષપાતપણે ન્યાય આપવો (૩) બ્રિટિશ રાજ્ય સાથેના કરારોની શબ્દરચના તરફ ન જોતાં તે કરારના ગર્ભિત અર્થની તપાસ કરી, તેનો તોલ કરવો. આ પ્રમાણે ત્રણ મુદ્દાઓનો લૉર્ડ ચેમ્સફોર્ડના ભાષણમાંથી ઉલ્લેખ કરી ના૦ ગાયકવાડે પોતાના ભાષણમાં બંધારણપૂર્વકની રાજા મહારાજાઓની એક સ્વતંત્ર કૌંસીલ સ્થાપનાની સૂચના કરી હતી. પછી તો નરેંદ્રમંડળની સ્થાપના થઇ, અને અત્યારે સર લેસ્લી સ્કૉટે જે યુનીયન કૌંસીલ સ્થાપવાની સૂચના કરી છે, તે ઉપરના નામદાર ગાયકવાડે દર્શાવેલા મૂળ વિચારબીજના ફળરૂપ છે.

## મુખ્ય સવાલો.

પહેલાં ભાગે જ ચર્ચાયેલા એવા ઘણા રાજદ્વારી સવાલોની નરેંદ્રમંડળમાં ચર્ચા થઇ છે. જો કે એ સવાલો પૈકી કેટલાક એક કરતાં વધારે વખત નરેંદ્રમંડળની કાર્યવાહક કમિટિ સમક્ષ મૂકાયા છે. પરંતુ તેમાંના ઘણા હજી વિચારણામાં જ છે. જ્યારે રાજકર્તાઓની તીવ્ર ઇચ્છા છે, કે આવા બધા જ સવાલોનો છેવટનો નિર્ણય થઇ જવો જોઇએ. દેશીરાજ્યોને લગભગ સમાન અંશે લાગુ પડે એવા સવાલો નીચેના ત્રણ વિભાગમાં આવી જાય છે. (૧) આર્થિક, (૨) રાજદ્વારી, અને (૩) રક્ષણને લગતા. આ પૈકી પહેલાં આર્થિક સવાલો લઇએ.

## મીઠું અને અફીણ વગેરે.

મીઠાને લગતી સરકારની રાજનીતિ માટે દેશીરાજ્યોને ઘણા જ વાંધા છે. ૧૮૭૯માં હીંદી સરકારે દેશીરાજ્યો સાથે મીઠાના કરારો કરવાની ગોઠવણ કરવા મિ. હ્યુમને ખાસ અધિકારી નીમ્યા. 'બ્રિટિશ સરકારની મીઠાની ઉપજને નુકસાન ન થાય એટલા માટે" બીજાં રાજ્યોની મારફ્ક ૧૮૮૩માં કાઠીઆવાડનાં દેશીરાજ્યોએ મીઠું નહીં પકવવાના કરારો લખી આપ્યા. આથી સરકારને આખા દેશમાં એકહથ્થુ મીઠું પકવવાની સત્તા મળી. હવે

દેશીરાજ્યો સાથે જ્યારે કરાર કરવામાં આવ્યા ત્યારે તે વખતની તેમની આવકને ધ્યાનમાં લઇ બદલાની રકમ નક્કી કરેલી, પરંતુ અત્યારે એ સ્થિતિ નથી. હીંદી સરકારને લગભગ ૭ કરોડ ૩૯ લાખ રૂપીઆ મીઠાની ઉપજ છે, તેમાંથી તે ભાગ્યે જ ૩૯ લાખની રકમ રાજ્યોને બદલા તરીકે આપે છે. અર્થાત્ રાજ્યોને ઓછામાં ઓછા દોઢ કરોડ રૂપીઆ મીઠાની નિપજમાંથી માગવાનો હક છે.

જે રાજ્યોને મીઠું પકવવાનાં સાધન અને અનુકૂળતા હોય તે રાજ્યો મીઠું પકવી તેનો બહાર નિકાસ કરી શકે એવો હક મળવો જોઇએ. દેશી રાજ્યો ઇંડીઅન ટેરીફ એક્ટ પ્રમાણે નિકાસ ડયુટી ભરે પરંતુ તે ઉપરાંતની વધારાની મીઠાની ડયુટી ( Solt tax ) માંથી તેમને મુક્તિ મળવી જોઇએ. દેશી રાજ્યોમાં મીઠાનો ઉદ્યોગ ખીલી શકે એમ છે અને જોઇએ તેટલા પ્રમાણમાં દેશીરાજ્યો વડાગરૂં મીઠું પકવી શકે એમ છતાં હીંદીસરકારે હીંદ બહારથી મીઠાની આયાત શા માટે કરવી જોઇએ ? અને તેનો દેશીરાજ્યોને કેમ લાભ ન આપવો ? અફીણ સંબંધી આ માસિકમાં ચર્ચા થઈ ગઈ છે પરંતુ દેશી રાજ્યની જમીનની માલેકીને અસર થાય તેવી રીતે દેશી રાજ્યો ઉપર અફીણના વાવેતર સંબંધી દબાણ ન થાય એ ઇચ્છવાજોગ છે.

## રેલ્વે:

દેશીરાજ્યો માત્ર પોતાની જ હદમાં નવી રેલ્વે બાંધવા કે વધારો કરવા ઇચ્છા ધરાવે તેમાં પણ સરકાર તરફથી વારંવાર વાંધાઓ નાંખવામાં આવે છે. કારણ કે બ્રિટિશ-હીંદમાં એક ખાનગી કંપની કે ડીસ્ટ્રીકટ બોર્ડ જ્યારે રેલ્વે બાંધે છે ત્યારે તેને ચોકસ જામીનગીરી લઇ પ્રોત્સાહન આપવામાં આવે છે. જ્યારે એક રાજ્યને રેલ્વે બાંધવા માટે હીંદી પ્રધાનની મંજુરી લેવી પડે છે. વળી રેલ્વેના વહીવટમાં રાજ્યોનો કશો અવાજ નથી. અને તેથી ટ્રાફિકના દરોમાં દેશીરાજ્યોની રેલ્વેને આર્થિક નુકસાન ભોગવવું પડે છે.

રેલ્વેના સંબંધી સરકારની રાજનીતિ ઘણી દીર્ઘસૂત્રી છે. પરિણામે બધી આર્થિક તૈયારી કર્યા પછી પણ રાજ્યોને એટલી તો મોડી મંજુરી આપવામાં આવે છે, કે જેથી તેમને ખર્ચનો અણધાર્યો વધારે બોજો વેઠવો પડે છે. રાજ્યો રાજ્યો વચ્ચેના સંબંધને કે કોઇ વ્યક્તિગત રાજ્યના વ્યાપાર કે રેવન્યુને નુકસાન થતું હોય ત્યાં વિચારણા પૂરતી સરકારની આવાં પ્રકારની દીર્ઘસૂત્રી નીતિ સંભવી શકે છે. પણ જ્યાં એવાં કોઇપણ પ્રકારનાં કારણો અસ્તિત્વ ધરાવતાં ન હોય ત્યાં જે વિલંબ કરવામાં આવે છે તે કેવળ અર્થ વગરનો છે. પરિણામે રાજ્યને આર્થિક નુકસાન વેઠવું પડે છે. હવે પોતાની જ હદમાં એક રાજ્ય રેલ્વે બાંધે અને તેથી એ રાજ્યની રેલ્વે પ્રવૃત્તિથી પાડોશી રાજ્યને નુકસાન થતું હોય, ત્યાં સારામાં સારો માર્ગ એ છે કે, એ બન્ને રાજ્યોના લાભો સમાન રહી શકે એવી ગોઠવણ થવી જોઇએ. સિવાય ( ૧ ) રેલ્વે બાંધવામાં જાહેર હિત અને વ્યવહારનાં

સાધનોનો પ્રથમ વિચાર કરવો. ( ૨ ) જે રાજ્યની હદમાંથી રેલ્વે જાય તે રાજ્યને યોગ્ય બદલો મળવો જોઇએ. અને જો જમીનનો અસાધારણ વિસ્તાર આવતો હોય તો મહેસુલની ગણતરીએ હીસ્સો આપવો જોઇએ. ( ૩ ) જે પ્રદેશમાં જે માપની ચાલુ રેલ્વે હોય તે કરતાં જુદા માપની રેલ્વે બાંધવાનું દબાણ ન કરવું જોઇએ. ( ૪ ) થોડા પણ અપવાદ વગર એક જ દેશીરાજ્યની હદમાં રેલ્વે લાઇન હોય તે ઉપર તે રાજ્યને ક્રીમીનલ સત્તા-જે પ્રમાણે રાજપુતાનાનાં મોટાં રાજ્યોને છે તેમ આપવા સહાનુભૂતિભર્યો વિચાર કરવો જોઇએ.

## પોસ્ટ-તાર વગેરે.

પોસ્ટ અને તારના સંબંધમાં સરકારની નીતિ અસ્પષ્ટ છે ગ્વાલીઅર, ઇંદોર, પતીઆલા નાભા, ઝીંદ, ચંબા, ફરીદકોટ વગેરે રાજ્યોમાં તે રાજ્યોની પોસ્ટ ઑફીસો છે. જ્યારે કેટલાંક રાજ્યોમાં પોસ્ટ ઑફીસ ચલાવવા દેવા માટે તે રાજ્યોને રોકડ કે સ્ટેમ્પદ્વારા વળતર આપવામાં આવે છે. પરંતુ આ બાબતમાં બધાં રાજ્યોને સમાન ગણવાં જોઇએ. કેટલેક સ્થળે રાજકર્તા અને સરકાર વચ્ચેના થએલા કરાર પ્રમાણે રાજ્યોની તારઑફીસોમાં જે નફો થાય તે નફો રાજ્યોને પાછો આપવામાં આવે છે. જ્યારે કેટલાંક રાજ્યોમાં તેમ નથી થતું. એકના એક જ રાજ્યમાં બે પદ્ધતિએ પણ તારઑફીસો ચલાવવામાં આવે છે. પણ વિશાળ ક્ષેત્રફળ ધરાવનારાં રાજ્યો સરલતાપૂર્વક પોતાને ત્યાં પોસ્ટ અને તારનો વહીવટ કરી શકે એમ છે. અને જ્યાં તે પ્રમાણે શક્ય હોય ત્યાં સરકારે રાજકર્તાની માગણીને માન આપવું, અથવા તો એક સરખી રીતે આ બન્ને ખાતાના વહીવટમાંથી રાજ્યોને હીસ્સો આપવા ગોઠવણ કરવી જોઇએ.

## બંદરો.

કાઠીઆવાડના બંદરો પુરતો આ સવાલ વિશેષ અગત્ય ધરાવે છે. અને તેની ચર્ચા પણ પુષ્કળ થઇ છે-થાય છે. જો દેશીરાજ્યનાં બંદરો બ્રિટિશ હીંદના ટેરીફ ઍકટ પ્રમાણે જગાતના ધોરણને અનુસરતાં હોય તો બ્રિટિશ હીંદના બંદરના જેટલું જ તેમને છુટાપણું મળવું જોઇએ. અને આ મુખ્ય સિદ્ધાંતનું જ્યાંસુધી પાલન થતું હોય ત્યાંસુધી માત્ર અમુક નહીં પણ પોતાની હદમાં આવેલા કોઇપણ બંદરને વિકસાવવાની રાજ્યોને છુટ હોવી જોઇએ. બંદરો સંબંધી જે એગ્રીમેંટ થયાં હોય તે એગ્રીમેંટનો ભંગ થાય છે, એવું જ્યાંસુધી સ્પષ્ટ સાબીત કરવામાં ન આવે ત્યાંસુધી, તેથી બ્રિટિશહીંદની કસ્ટમ્સની આવકને નુકસાન થાય છે એ કારણ દર્શાવી દેશીરાજ્યના બંદરોના વિકાસને અટકાવનારા માર્ગો સરકાર મૂકે એ ખરો રસ્તો નથી. આ બાબત સરકારે અને રાજ્યોએ વધારેમાં વધારે સ્પષ્ટ કરી નાંખવી જરૂરની છે. કારણ કે જેટલી તેમાં અનિશ્ચિતતા રાખવામાં આવશે તેટલી અનિષ્ટતા છે. હવે જ્યારે રાજ્યોને પોતાનાં બંદરો વિકસાવવાની છુટ હોય ત્યારે જો પોતાના દરીઆ કિનારા ઉપર અમુક મર્યાદા સુધી સંપૂર્ણ હકુમતની તેમને સત્તા હોય તો જ તેઓને પોતાનાં બંદરોનો વિકાસ કરવામાં તે મદદગાર થઇ પડે. કાઠીઆવાડનાં કેટલાંક રાજ્યો

વચ્ચે ભૂતકાળમાં આ સવાલ પરત્વે મતભેદ ઉભા થયા હતા. દરેક રાજ્યે કિનારા ઉપર પોતાની હકુમત માટે આગ્રહ દર્શાવ્યો હતો. અલબત દરેક રાજ્ય પોતાના હકોનો ઉપભોગ કરે તેમ તે મેળવવા પ્રયત્ન કરે પણ કોઇ રાજકર્તા એવું તો ન જ ઇચ્છે કે બીજાના હકને નુકસાન કરી અનુકૂળ સંયોગોમાં લાભકારક હકો મેળવી લેવા.

## ચલણ–ટંકશાળ, હુંડીઆમણુ વગેરે.

૧૮૬૩ માં સરકારે એક ઠરાવ બહાર પાડી કાઠીઆવાડનાં રાજ્યોને ખબર આપી કે, સરકારનો "જુનાગઢ, નવાનગર અને પોરબંદરની ટંકશાળો કઢાડી નાંખવાનો વિચાર છે." સાથે સાથે મહેસુલ, પગાર, વેપાર વગેરેને લગતું કામકાજ રૂપીઆમાં કરવાની ભલામણ કરી હતી. આ વખતે કાઠીઆવાડમાં નવાબશાહી, રાણાશાહી અને જામશાહી કોરીનું ચલણ હતું. પણ આ રાજ્યોએ પહેલાં મુંબઈ અને પછી હીંદી સરકાર આગળ આ ઠરાવ સામે એમ કહીને વાંધો લીધો કે સરકારને દેશી રાજ્યોના આંતરિક વહીવટમાં વચ્ચે પડવાનો અધિકાર નથી. પરિણામે લગભગ ૩૦ વર્ષ સુધી આ સવાલ બંધ રહ્યો. પણ ૧૮૯૩માં ફરીથી હીંદી સરકારે આ સવાલ હાથમાં લીધો, અને જણાવ્યું કે જે રાજ્યોમાં સીક્કાઓ પાડવામાં આવતા હોય તેણે ૭ મહીના સુધી નવા સીક્કા પાડવાનું બંધ રાખવું અને જોવું કે તેની હુંડીઆમણિ ઉપર શું અસર થાય છે! કાઠીઆવાડનાં રાજ્યોએ એ પ્રમાણે અમલ કર્યો, તેમ સાથે સાથે વાંધો પણ લીધો. પરંતુ ૧૯૦૦ સુધીમાં જામનગર, પોરબંદર, રાધનપુર અને પછી જુનાગઢમાંથી કોરીનું સ્થાનિક ચલણ નાબુદ થયું. સરકારની ચલણને લગતી રાજનીતિથી ઉપર કહ્યું તેમ ટંકશાળો બંધ થવાથી રાજ્યોને એક તો આર્થિક નુકસાન થયું છે અને બીજું ચલણના સવાલમાં રાજ્યોએ પોતાનું રાજત્વ ગુમાવ્યું છે અને એક ખાનગી પેઢી જેવી તેઓની સ્થિતિ થઇ છે. વળી દેશી રાજ્યોની પ્રજાનો ગરીબ વર્ગ પણ બ્રિટિશ ચલણને લીધે કેટલીક હાડમારી ભોગવે છે. કારણ કે ગરીબ વર્ગને જરૂરનું એવું એક પૈસા કરતા ઓછું ચલણ અત્યારે વ્યવહારમાં નથી. જ્યારે દેશી રાજ્યો તો પોતાની ટંકશાળોમાં ૩ પૈસાના મૂલ્ય જેટલું પણ નાણું પાડતાં. નોટો પાડવામાં જે નફો રહે છે, તેમાથી પણ રાજ્યોને કાંઇ ભાગ આપવામાં આવતો નથી. સીક્કાની માફક નોટો પાડવાનો પણ રાજ્યોને અધિકાર છે, અને માત્ર હૈદ્રાબાદ રાજ્યે જ તે અધિકારનો હીંમતપૂર્વક ઉપયોગ કર્યો છે. અર્થાત્ કે દેશી રાજ્યોના ભોગે થતા કરસીના નફામાં એ રાજ્યોને કાંતો હીસ્સો મળવો જોઇએ અથવા તો તેમના ઉપરનાં કરારનામાના બંધનમાંથી તેમને મોકળાં કરવાં જોઇએ. વળી આટલું છતાં રાજ્યોને બદલો કે આર્થિક નુકસાની આપવામાં નથી આવ્યાં. કેમકે રાજ્યોને તો આથી આર્થિક નુકસાન જ થયું છે, જ્યારે સરકારને ઉઘાડો લાભ છે. ૧૯૨૦ માં સરકારે કરંસી સંબંધી એક કમિટિ નીમી હતી, અને સંબંધ ધરાવતા રાજકર્ત્તાઓએ પોતાના પ્રતિનિધિઓ દ્વારા એ કમિટિ સમક્ષ પોતાનો કેસ રજુ કર્યો હતો, પરંતુ પરિણામ હજી નથી આવ્યું. રાજકર્ત્તાઓની આ સંબંધમાં ખાસ માગણી છે, કે કરંસી પાડવાનો તેમનો જુનો હક તેમને પાછો મળવો જોઇએ. દેશને અનુસરતું એવું દેશી રાજ્યોમાં ચલણનું સમાન ધોરણ થાય એ

ઇચ્છવા જોગ છે, પણ બ્રિટિશ હીંદના ચલણની-જેનું મુલ્ય છેલ્લાં કેટલાંક વર્ષોમાં તો અનિશ્ચિત રહ્યું છે-સાથે દેશી રાજ્યોના ચલણનું મૂલ્ય આંકવામાં આવે, અને તેથી જ દેશી રાજ્યો પ્રગતિ શીલ નથી એમ કહેવામાં આવે એ બરાબર નથી. એનો અર્થ તો એ કે બ્રિટિશ હીંદની વ્યાપારી નીતિને દેશી રાજ્યોએ અધીન રહેવું. ચલણનું ખરૂં મૂલ્ય તો એની વસ્તુઓ ખરીદ કરવાની શક્તિથી જ આંકી શકાય.

## બેંકો

ઇમ્પીરીયલ બેંક અને પોસ્ટ ઑફીસની સેવીંગ્સ બેંકમાં દેશી રાજ્યોની પ્રજા જે ડીપોઝીટ મૂકે છે—દેશી રાજ્યોમાં અને રાજ્યોની બહાર. આ ડીપોઝીટ ફંડનો ઉપયોગ બ્રિટિશ હીંદના ઉદ્યોગ હુન્નરના વિકાસ અર્થે કરવામાં આવે છે. અને દેશી રાજ્યોની પ્રજાને તેનો કશો હીસ્સો મળતો નથી. ધારો કે ગ્વાલીયરમાં ઇમ્પીરીયલ બેંક છે, તો એ રાજ્યની પ્રજાને બેંકમાં મૂકેલા પોતાના પૈસાનો કશો લાભ નથી મળતો. તેમ રાજ્યને પણ ખાત્રી ભરી જામીનગીરી સિવાય બેંકમાંથી નાણાં નથી મળી શકતાં. ઘણાં દેશી રાજ્યોએ સ્વતંત્ર બેંકો ઉઘાડી આ મુશ્કેલીમાંથી છુટવા થોડે ઘણે અંશે પ્રયત્ન કર્યો છે. અને રાજ્યોની આ સ્વતંત્ર બેંકોએ પ્રજામાં તેમજ રાજ્યની બહાર પણ વિશ્વાસ પાત્ર સ્થાન મેળવ્યું છે.

## ખાણો, જંગલો, નદીઓ.

હીંદી સરકારે ૧૯૨૦માં ખાણો સંબંધી કેટલાક નિયમો પ્રસિદ્ધ કર્યા હતા. આ નિયમો સંબંધી દેશીરાજ્યોએ હીંદી પ્રધાન આગળ નિવેદન પત્રોદ્વારા વાંધો લીધો હતો. પરિણામે એ નિયમોમાં કેટલીક છુટછાટ મૂકવામાં આવી હતી. આથી પણ રાજ્યોને સંતોષ થયો નહીં અને ૧૯૨૬મા નિયમોમાં પુનઃ ફેરફાર કરવામાં આવ્યો. નરેંદ્રમંડળની કાર્યવાહક કમિટિ પાસે પણ આ સવાલ ચર્ચાયો હોય એમ જણાયું છે અને તે માટે એક યાદિ પણ તૈયાર કરવામાં આવી હતી. પરંતુ હજી સુધી કોઇ દેશીરાજ્યે ખાણોના ઉદ્યોગ તરફ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. એ સૂચવે છે કે એ દિશામાં રાજ્યોને સંતોષ થાય એવો છેવટનો નિર્ણય હજી થયો નથી. જંગલોની ખીલવણી તરફ મ્હૈસોર રાજ્ય સિવાય ઘણાં ઓછાં રાજ્યોએ લક્ષ આપ્યું છે. જે રાજ્યોની હદમાંથી નદીઓ જતી હોય તે રાજ્યો નદીના પાણીનો ખેતી વગેરે કામો માટે છુટથી ઉપયોગ કરે, પરંતુ તેમ કરતાં બીજાં રાજ્યોમાં વહેતા પ્રવાહને નુકસાન ન થાય એ ધ્યાનમાં રાખવું જોઇએ. નદીઓના પાણીના ઉપયોગની બાબતોમાં જ્યાંસુધી રાજ્યો વચ્ચે પરસ્પર સહકાર નહીં થાય ત્યાંસુધી એ ઉપયોગી ધન નિરર્થક ચાલ્યું જવાનું જ. પણ ચોમાસામાં નદીઓમાંથી ચાલ્યા જતા વધારાના પાણીના જથ્થાનો દરેક રાજ્ય વ્યવસ્થિત રીતે ઉપયોગ કરે તો તે સામે પ્રત્યવાય ન હોવો જોઇએ.

ઉપર્યુક્ત આર્થિક પ્રશ્નો સિવાય રસ્તાઓ, પૂલો, જગાત-ટેરીફ, કસ્ટમ્સ અને ટ્રાન્ઝિટ ડ્યુટી-ઇરીગેશન વગેરે બાબતો ઘણી છે, કે જેના સંબંધમાં કોઇ ને કોઈ રાજ્યને કહેવાનું હોય એ સ્વાભાવિક છે.

એક અભ્યાસી.

# શામળદાસ પરમાણંદદાસ.

## એમના જીવનની રૂપરેખા.

( લેખક-સર લલુભાઈ શામળદાસ, સી. આઇ. ઇ. )

[ સર લલ્લુભાઇએ કેટલાક વખત પહેલાં 'ઇંડીયન રીવ્યુ' માં આ લેખ લખ્યો હતો. તેઓશ્રીએ કરેલા કેટલાક શાબ્દિક ફેરફાર પછી એ લેખનું અમે આ નીચે અવતરણ આપીએ છીએ. આશા છે કે વર્ષો પહેલાંના બનાવો વાંચનારને રસપ્રદ થઇ પડશે.—તંત્રી. ]

ભાવનગરના ઉદાર મહારાજા તખ્તસિંહજીએ જે પુરુષના નામ ઉપરથી ભાવનગર આર્ટ્સ કૉલેજનું નામ ( શામળદાસ કૉલેજ ) પાડ્યું, એ શામળદાસ વડનગરા નાગર જ્ઞાતિના હતા. આ જ્ઞાતિમાં ગૌરીશંકર ઉદયશંકર જેવા ધર્મનિષ્ઠ રાજનીતિજ્ઞ પુરુષ ભાવનગર રાજ્યમાં, ગોકુલજી ઝાલા જેવા વેદાંતી રાજપુરુષ જુનાગઢમાં, રાજ્યનીતિજ્ઞ તેમજ કેળવણી શાસ્ત્રી મણિભાઈ જસભાઇ વડોદરા રાજ્યમાં અને ભોળાનાથ સારાભાઇ જેવા ધર્મવૃત્તિવાળા સંસાર સુધારક પુરુષ અમદાવાદમાં થયા છે. રજપુતાના માળવા રેલ્વેના મેસાણા જંકશનથી થોડે દૂર, ગાયકવાડ સરકારના રાજ્યમાં આવેલા વડનગર પરથી આ જ્ઞાતિનું નામ પડેલું છે. થોડા સૈકા અગાઉ વડનગરા નાગર જ્ઞાતિનાં કેટલાંક કુટુંબોએ ગુજરાત અને કાઠીઆવાડના બીજા ભાગોમાં જઇને વસવાટ કર્યો અને કેટલાંક કુટુંબો મથુરા તથા કાશી તરફ જઇ વસ્યાં. જ્યારે ભાવનગરના હાલના નાગર ગૃહસ્થોના પૂર્વજો પહેલાં ઘોઘે જઇ વસ્યા હતા. ઘોઘા તે વખતે આયાત નિકાસ વેપારનું મોટું મથક અને સારૂં બંદર ગણાતું હતું. જો કે શામળદાસના પૂર્વજો ૧૭ મી સદીમાં ઘોઘાથી ભાવનગર આવ્યા હતા છતાં વતન તરીકે તેમણે ઘોઘાને છોડી દીધું નહતું. અર્થાત ૧૮૭૮ સુધી ઘોઘા વડનગરા નાગર જ્ઞાતિના સમાજિક તેમજ ધાર્મિક વિધિઓનું મુખ્ય સ્થળ રહ્યું હતું.

ભાલ જેવો સુક્કો પ્રદેશ કે જ્યાં અત્યારે પણ માઇલોના માઇલો સુધી પીવાનું પાણી સરખું મળતું નથી. તેવા પ્રદેશમાં મુસાફરી કરી શામળદાસના પ્રપિતા રણછોડદાસ નોકરીની શોધમાં વડોદરા ગયા. કુટુંબ કથા ચાલી આવી છે કે પોતાની આ મુસાફરીમાં રણછોડદાસે જાતે જોખમ ખેડીને પણ ભુખ અને તૃષાથી મૃત્યુના મુખમાં જતી એક બાઇને પોતાની પાસેનું ભાતું અને પાણી આપીને બચાવી હતી. અને આ બાઇના આશીર્વાદથી જ રણછોડદાસને વડોદરા રાજ્યના લશ્કરી ખાતામાં માનપ્રદ જગા મળી, તેમ તેમના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રને પણ ભાવનગર રાજ્યની દીવાનગીરી મળી. વડોદરા રાજ્યની નોકરી છોડીને રણછોડદાસે ભાવનગર આવી નોકરીમાં બચાવેલી રકમમાંથી નવું ઘર બંધાવ્યું. સો વર્ષ પછી શામળદાસે મહારાજા તખ્તસિંહજીની કૃપાથી સમય અને સંયોગોને અનુકૂલ નવું મકાન બંધાવ્યું ન હતું ત્યાં સુધી રણછોડદાસે બંધાવેલા જૂના ઘરમાં જ બધું કુટુંબ

રહેતું હતું. નવું મકાન બંધાયા પછી ઘોઘા માત્ર ખાસ પ્રસંગે જવા આવવાનું જ રાખી આખું કુટુંબ ભાવનગર આવ્યું. વળી પરમાણુંદદાસને ભાવનગરમાં જ ઉંચા હોદ્દાની જગા મળી એટલે પછી તેમને નોકરી માટે બહાર જવાની પણ જરૂર ન રહી. દરમિયાન ઠાકોરશ્રી વજેસિંહજીને ( મહારાજા અને હીઝ હાઇનેસના ઇલકાબો હીંદી સરકારે પાછળથી આપ્યા. ) પરમાણુંદદાસની શક્તિ અને વફાદારીમાં એટલો બધો વિશ્વાસ બેસી ગયો હતો કે જે વખતે તેઓ રાજ્યની નોકરીમાં ન હોય ( જેવું ઘણી વખત બન્યું હતું ) ત્યારે પણ સરકારના રાજદ્વારી ખાતાને મોકલવાના બધા ઉપયોગી ખતપત્રોના મુસદ્દા તૈયાર કરવાનું તેમને જ સોંપવામાં આવતું. જ્યારે હું નાનો હતો અને ભણતો હતો ત્યારે મહારાજા તખ્તસિંહજીએ મારા પિતા શામળદાસની પાસે આ હકીકત કહેવરાવી મને પૂછ્યું હતું કે "હું રાજ્યમાં નોકરી ન કરતો હોઉં ત્યારે પણ મારા દાદાએ જેમ રાજ્યને મદદ કરી તેમ હું કરીશ કે નહીં?" જવાબમાં સ્વાભાવિક રીતે જ મેં "ના" કહી. "ત્યારે તમને રાજ્યના હિતને માટે કશી પરવા નથી" એમ જ્યારે મને કટાક્ષમાં મહારાજાએ કહ્યું ત્યારે મેં સમયોચિત ઉત્તર આપ્યો કે "સ્વમાનના ભંગને કારણે આવા પ્રકારનું કામ કરવાની હું ના કહું છું એમ નથી પરંતુ નોકરીમાં ન હોવા છતાં રાજ્યનું કાર્ય હું મારી સમજ પ્રમાણે રાજ્યના હિતને ખાતર સારામાં સારી નિષ્ઠાથી કરૂં અને તેનું પરિણામ ધાર્યા પ્રમાણે ન આવે તો તે વખતના કાર્યવાહકો જરૂર એમજ કહે કે મેં જાણીજોઇને કાર્ય બગાડ્યું છે, અને તેની અસર મહારાજાના મન ઉપર થાય તો રાજ્ય સાથેનો મારો જે થોડો ઘણો સંબંધ હોય તે પણ તુટી જાય. અને તે કારણથી મેં તેવું કામ કરવા ના પાડી હતી." જુના વખતમાં રાજ્યોમાં રાજા અને અધિકારી વચ્ચે જે ગાઢ સંબંધ અને કૌટુંબિક ભાવના હતી તે અત્યારે લગભગ અદ્દશ્ય થઇ છે. તેનું કારણ રાજ્યનું કામ કરવાની શક્તિવાળા માણસોની સંખ્યા ઉંચી કેળવણીના વધારા સાથે વધી હોય, તે હોય, અથવા તો રાજા અને અધિકારીવર્ગ ઉભયના મનમાં પોતાના દરજ્જા સંબંધે વધારે પડતો ખ્યાલ ઉત્પન્ન થવા લાગ્યો હોય. હીંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં પણ પોતાને અનુકુળ પડતી ઉત્તમ શરતોથી નોકરી લેવાની કે કરવાની વ્યાપારી વૃત્તિ પ્રવેશ પામી છે અને તેના પરિણામે દેશીરાજ્યોના વહીવટમાં બ્રીટિશ હીંદના વહીવટનું અંધ અનુકરણ થતું જાય છે, અને ઘણા પ્રસંગે આ અનુકરણ અનિષ્ટ નિવડ્યું છે.

પરમાનંદદાસ ઇ. સ. ૧૮૪૭માં રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા. ત્યારપછી હિન્દુસ્તાનના દેશી રાજ્યોના વહીવટના ઇતિહાસમાં જાણીતા થએલા તેમના મામા ગૌરીશંકર ભાવનગરના દિવાન થયા. પ્રથમ દિવાન તરીકે અને પછી મહારાજા તખ્તસિંહજીની સગીરાવસ્થામાં સંયુક્ત કારભારી તરીકે એકંદર ૩૨ વર્ષ સુધી રાજ્યકારોબારમાં તેઓ અગ્રણી રહ્યા. પરમાનંદદાસને ચાર પુત્રો હતા. તે પૈકી ત્રણ પુત્રો રાજ્યમાં અગત્યના હોદ્દા ભોગવતા હતા. અને ચોથો પુત્ર અસ્થિર-વિચિત્ર પ્રકૃતિનો હોવાથી સંયુક્ત કુટુંબના એક અંગરૂપે, પિતા અને ભાઇઓના આશ્રયે રહેતો હતો. આ પ્રકારની વિચિત્ર પ્રકૃતિ ઘણે થોડે અંશે

બીજા ભાઇઓમાં પણ હોવી જોઇએ. કારણ કે અત્યારે ત્રીજી પેઢીએ પણ એવો વિચિત્ર પ્રકૃતિ અંશ જોવામાં આવે છે. વંશપરંપરાના ગુણો કેવી રીતે ઉતરી આવે છે, તે શોધી કહાડવામાં જો વિજ્ઞાનશાસ્ત્ર સફળ થયું હોત તો કુટુંબની એક શાખા-શામળદાસ અને તેના કુટુંબને-રાજકારણ અને કેળવણી વિષયક પ્રવૃત્તિ તરફ આકર્ષણ થયું અને બીજી શાખા અન્ય પ્રવૃત્તિમાં આગળ પડી તેનું કારણ શોધી શકત! મહારાજા વજેસિંહજીને પરમાણુંદદાસના મૃત્યુથી અંગત ખોટ પડી. દેશી રાજ્યોની તે વખતથી અત્યાર સુધી ચાલી આવેલી પ્રથા પ્રમાણે મહારાજા વજેસિંહજીએ પોતે પરમાનંદદાસને ઘેર જઈ તેમના પુત્રોને આશ્વાસન આપી કહ્યું કે "હું તમારા પિતાનાં જેવી જ તમારી સંભાળ લઈશ અને તમારા પિતાની હાજરીમાં જે મદદ અને સલાહ તમે તેમની પાસેથી લેતા તે મારી પાસેથી લેજો. શામળદાસ, પરમાનંદદાસના સૌથી નાના પુત્ર થાય. ઈ. સ. ૧૮૨૮માં તેઓ ઘોઘામાં જન્મ્યા હતા. તેમનાં માતુશ્રીનું નામ રાજુબા હતું અને પરમાનંદદાસના અવસાન પછી ભાવનગરના દિવાનપદે આવેલા ગૌરીશંકર ઉદયશંકરનાં તેઓ બેન થતાં હતાં. આ જમાનામાં કાઠીઆવાડમાં નિયમિત ચાલતી પ્રાથમિક શાળાઓ ન હતી. જો લેખન, વાંચન અને ગણિતના જ્ઞાનને કેળવણી કહી શકાય તો તેવી કેલવણી પ્રતીત કરવાનું સાધન માત્ર ગ્રામ્યશાળાઓ હતી. અત્યારે અપાય છે, તે કરતા એ ગામઠી શાળાઓમાં હસ્તાક્ષર, લેખન અને મુખગણિત ઉપર ઘણું વધારે ધ્યાન અપાતું હતું. અત્યારે પણ-ટાઈપ રાઈટીંગ શોધાયું છતાં-હસ્તાક્ષર સુધારવા પર વધારે લક્ષ અપાય તો સારૂં, એવું કેળવણી ખીલવવાના વિચાર કરનાર માણસો ઇચ્છે છે.-હસ્તાક્ષર કેટલેક દરજ્જે મનુષ્યના ચારિત્રનું બાહ્યદર્શન કરાવે છે. અક્ષર ઉપરથી મનુષ્ય ચોકસાઇ તેમ જ નિયમનથી કામ કરનારો છે, કે નહીં તે જણાઇ આવે છે. અને જેને વાંચનારની લાગણીની દરકાર હોય છે, તે પોતાથી બની શકે એટલે અંશે ઉકલે એવા સ્પષ્ટ અક્ષર લખે છે.

પોતાની માતાના અવસાન પછી માશીની સાથે શામળદાસ ઘોઘામા રહેતા હતા. આંહીની ગામઠી નિશાળમાં જેટલું શિખી શકાય એટલું શિક્ષણ મેળવ્યા પછી પરમાનંદદાસે તેમને પરશીયન શિખવા,-પરમાણુંદદાસને પરશીઅનનો રસ હતો-રાજ્યના વહીવટમાં જાણીતા કરવા અને રાજનીતિ કૌશલ્ય શિખવવા ભાવનગર બોલાવવા ધાર્યું; પરંતુ જ્યારે શામળદાસ ભાવનગર જવાની તૈયારી કરતા હતા, ત્યારે મુંબઇ સરકારે ઘોઘામાં પ્રાથમિકશાળા ઉઘાડી એટલે શામળદાસ પોતાનો અભ્યાસ પૂરો કરવા ઘોઘામાં જ રહ્યા. અત્યારે પ્રથમ દરજ્જાની હાઇસ્કૂલના હેડમાસ્તરને જેટલું માન મળે છે તે કરતાં પણ વધારે માન તે વખતે ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષકને મળતું હતું; એ વખતે ગુરૂશિષ્યનો સંબંધ ઘણો ગાઢો હતો, તેમ જ પ્રાચીનકાળની માફક શિષ્યને પોતાના ગુરૂપ્રત્યે ઉપકારની લાગણી પણ ઘણી હતી; શામળદાસ દિવાન થયા છતાં પણ પોતાના શિક્ષકને-જેને તે વખતે માત્ર પન્દર રૂપીઆ પેન્શન મળતું હતું ત્યારે પણ-ઘણું જ માન આપતા હતા. પણ એ સુંદર પ્રાચીન દિવસો પછી આપણી વૃત્તિમાં ઘણો ફેરફાર થયો છે. જો કે હું અર્વાચીન સમયનો ન ગણાઉં છતાં જ્યારે આ દશ્ય મેં પહેલ-

વહેલું જોયું ત્યારે મને યાદ છે કે અણગમા સાથે કંઇક આશ્ચર્ય પણ થયું હતું. આ મહેતાજી ઓછામાં ઓછું દર વર્ષે મારા પિતાની પાસે પોતાના વર્ષાસનની રકમ લેવા આવતા હતા. અને પાછળથી આ રકમ તેમનાં વિધવા પત્નીને પણ આપવામાં આવતી હતી. ઘોઘામાં પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી શામળદાસ ભાવનગર આવ્યા. ભાવનગરમાં રાજદ્વારી અને વ્યાવહારિક કાર્યપ્રસંગે શામળદાસ પોતાના પિતાની સાથે મહારાજા વજેસિંહજી પાસે જતા તેથી તેમને રાજ્યવહીવટના ધોરણનો તેમ જ રાજ્યકાર્ય કૌશલ્યનો પણ કંઇક અનુભવ થયો. પરમાનંદદાસ પોતે પરશીઅનના સારા અભ્યાસી હતા તેથી તેમણે શામળદાસને પણ પરશીઅન શીખવવા માટે એક મુનશી રાખ્યો; બાકીનો ફુરસદનો વખત શામળદાસ સંસ્કૃત શિખવામાં ગાળતા. ભાષાઓના શિક્ષણનું આ ધોરણ જો કે અત્યારે ખામીવાળું તેમ જ શિક્ષણના નિયમથી વિરૂદ્ધનું લાગે છતાં પણ આ ભાષાઓના અભ્યાસને પરિણામે શામળદાસ પરશિઅન ભાષાનાં કઠિન પુસ્તકો તેમ જ શંકરાચાર્યનાં વેદાંત તત્વજ્ઞાનને લગતાં પુસ્તકો વાંચી સમજી શકતા હતા. શામળદાસ પાસે મહારાજા વજેસિંહજી શાહનામાં જેવાં પુસ્તકો વંચાવી તેનો તરજુમો કરાવતા. પરિણામે મહારાજા વજેસિંહજી અને શામળદાસ વચ્ચે ગાઢ સંબંધ બંધાયો તથા મહારાજાને શામળદાસની બુદ્ધિશક્તિની કદર થઇ. જો શામળદાસને યુનિવર્સીટીનાં અત્યારનાં મુકરર થએલાં ધોરણો અને દરવર્ષે લેવાતી તેની પરીક્ષામાંથી પસાર થવું પડયું હોત, તો જે સ્પષ્ટ વિચારશક્તિ અને પ્રસંગાનુરૂપ નિર્ણય કરવાની કાર્યબુદ્ધિ તેમનામાં જોવામાં આવતાં હતાં તે હોત કે નહીં એ શંકાસ્પદ છે. દિવાન ગૌરીશંકરે, શામળદાસ કરતાં પણ ઓછી કેળવણી લીધી હતી અને તેમ છતાં, કદાચ તેમ હોવાને લીધે જ તેમની બુદ્ધિ તીવ્ર હતી તેમ જ એટલી આશ્ચર્યકારક સ્મરણશક્તિ હતી કે, જ્યારે તેઓ વાતચીતના પ્રસંગે ભૂતકાળના પ્રસંગોની હકીકત–પોતાની રોજનીશી-માંથી વાંચી જતા હોય તેવી રીતે–કહેતા ત્યારે સરકારી અમલદારો, ગવર્નર અને બીજા અધિકારીઓ આશ્ચર્યચકિત થતા. જો કે શામળદાસ શંકરાચાર્યના તત્વજ્ઞાનના ઉંડા અભ્યાસી હતા, અને વિદ્વાન સંન્યાસીઓની સાથે તિક્ષ્ણ બુદ્ધિગમ્ય રહસ્યોની ચર્ચા પણ કરી શકતા. (આવી એક ચર્ચા દ્વારકાના શારદાપીઠના શંકરાચાર્ય સ્વામીથી રાજરાજેશ્વરાશ્રમ સાથે તેમને થઇ હતી, એ મને સ્મરણમાં છે.) છતાં તેઓ માનતા હતા કે આદ્ય શંકરાચાર્ય અને તેમના ભાષ્ય ઉપર ટીકા લખનારાઓનું નિષ્કામકર્મ તત્વજ્ઞાન, વ્યવહારનાં મૂકવાનું અશક્ય છે. નાગરજ્ઞાતિ શૈવધર્મી છે તો પણ શામળદાસના કુટુંબે કેટલીક પેઢીઓ પહેલાં વૈષ્ણવ સંપ્રદાય અંગિકાર કર્યો હતો. અને પોતાના સમગ્ર જીવન દરમિયાન શામળદાસ ભક્તિમાર્ગને અનુસર્યા હતા. તેઓ રામચંદ્રજીના પરમ ઉપાસક હતા તેમ જ તુલસીકૃત રામાયણના તેઓ નિયમિત અભ્યાસી હતા. પરમાનંદદાસના મંદવાડ વખતે તેમને શારીરિક કષ્ટ ઓછું લાગે અને શ્રી રામચંદ્રજીની ભક્તિમાં તેમનું મન પરોવાય એટલા માટે શામળદાસ તુલસીકૃત રામાયણમાંથી દોહા ચોપાઇ હમેશાં તેમની પાસે વાંચતા હતા. (અપૂર્ણ)

---

# દેશીરાજ્યો અને જગાત.

## આયાત અને નિકાસ જગાતનું ધોરણ.

બટલર કમિટિએ જે પ્રશ્નપત્ર પ્રસિદ્ધ કર્યું છે, તેમાં આર્થિક નજરે સૌ કરતાં મહત્વનો સવાલ જગાતનો છે. દેશી રાજ્યોને જો બ્રિટિશ હદમાં આયાત થતા માલ ઉપરની જગાતમાં હીરસો આપવામાં આવે તો તેમણે પોતાની હદમાં કોઇપણ પ્રકારની આયાત નિકાસ જગાત ન લેવી, એવું તેમાં સૂચવવામાં આવ્યું છે. અને પોતાની આવકને, નુકસાન ન પહોંચે એ શરતે એ વાતનો સ્વીકાર કરવાની દેશીરાજ્યોની ઇચ્છા જણાય છે.

બંદરોવાળાં દેશી રાજ્યો બાદ કરીએ તો બાકીનાં દેશી રાજ્યોની આવકનો મોટામાં મોટો આધાર જમીન મહેસુલ અને આયાત જગાત છે. તેમાં જમીન ઉપરના મહેસુલમાં હવે એટલી હદ સુધી વધારો થઇ ગયો છે, કે તેમાં વિશેષ વધારો કરવો કોઇપણ રીતે શક્ય નથી. એટલું જ નહીં પણ વરસાદ અને પાકના અનુભવે ઉલટું જમીન મહેસુલમાં વધારો કરવાને બદલે ઘટાડો કરવાનો વખત આવ્યો છે. એટલે ઘણા બીન બંદરી દેશીરાજ્યોને તો આયાત જગાતનું સાધન રાજ્યની આવક માટે ઘણું અગત્યનું છે. આ રાજ્યોમાં આયાત થતી કેટલીક વસ્તુઓ ઉપર જગાત લેવાય છે અને લોકોની જરૂરીઆતોની વાત ધ્યાનમાં રાખી કેટલીક વસ્તુઓ ઉપર જગાત લેવામાં આવતી નથી. તેમ, બધાં રાજ્યોમાં જગાતનું એક સરખું ધોરણ પણ નથી. આયાત જગાતના સંબંધમાં જે ધોરણ છે તેજ ધોરણ-નિકાસ જગાતના સંબંધમાં છે. બન્નેથી રાજ્યોની તેજોરીમાં નાણાં આવે છે પરંતુ રાજ્યોમાંથી કાચોમાલ જ નિકાસ થતો હોવાથી તેની ઉપરનો જગાતનો બોજો સરવાળે એ માલ ઉત્પન્ન કરનાર ઉપર પડે છે. અને એટલે અંશે તેની અસર મહેસુલની આવકને પણ પહોંચે છે. અર્થાત્ કે ખેડુત ઉપર આયાત માલની જગાત કરતાં નિકાસ માલની જગાતની અસર વધારે થાય.

## પરસ્પર જગાતનાં નાકાં

પોતાની હદમાં આવતા માલ પૈકી બધી કે તેમાંથી ચુંટી કહાડેલી ચીજો ઉપર રાજ્યોને જગાત લેવાનો હક છે. પરંતુ આ હકનો ઉપયોગ રાજ્યો એટલી અમર્યાદ હદે કરે છે, કે નજીક નજીકનાં રાજ્યોએ પણ પોતપોતાની હદમાં જગાતનાં નાકાંઓ-બેસાડયાં છે. અને કાઠીઆવાડ જેવો પ્રદેશ કે જ્યાં બંદરો ધરાવનારાં પ્રમાણમાં વધારે રાજ્યો છે ત્યાં પણ એ વલણ એટલું બધું વધવા પામ્યું છે કે પોતાનો માલ પરરાજ્યમાં ન જાય અને પરરાજ્યનાં બંદરો તેનો લાભ ન ઉઠાવે તેને માટે ખાસ કાળજી રાખવામાં આવે છે. આ ધોરણના કાયદેસર પણા સંબંધે વાંધો ન ઉઠાવી શકાય પરંતુ તેવું ધોરણ એક બીજાં રાજ્યોને હાનિ પહોંચાડવાના હેતુથી જ અખત્યાર કરવામાં આવે છે. વળી આ રીતે બંદરો

અંદર જગાતનાં નાકાંઓ બેસાડવાની શાસ્ત્રીય રીતે પણ કશી ઉપયુક્તતા નથી કારણ કે સ્વાભાવિક રીતે તે દ્વારા થતા ઉત્પન્ન કરતાં ખર્ચ કાંઇ ઓછો ન આવે. અને પ્રજાને–વેપારીઓ અને ખેડુતોને જે હાડમારી પડે એ જુદી. એમ છતાંય જે રાજ્યોને બંદરો હોય તે રાજ્યોની વાત બાજુ ઉપર મુકીએ પરંતુ જે રાજ્યો, બંદરો ધરાવતાં ન હોય તે રાજ્યોને પણ આથી મુસીબત નડે. એટલા માટે રાજ્યો રાજ્યો વચ્ચે જગાતનું આંતરિક ધોરણ રદ થવું જોઇએ. અને બધા રાજ્યોએ વ્યાપારના છુટાપણાનો સિદ્ધાંત સ્વીકારવો જોઇએ. અત્યારે તો જગાતને લગતો સવાલ હિંદીસરકાર અને દેશીરાજ્યો વચ્ચેજ મહત્વનો છે. જો રાજ્યો રાજ્યો વચ્ચે તે સવાલને ઉગ્ર રૂપ આપવામા આવશે તો પોતે માનેલા તાત્કાલિક લાભને ખાતર રાજ્યો મહત્વનો લાભ ગુમાવી બેસશે. વળી જ્યારે દરેક રાજ્યો સ્વતંત્ર હતાં ત્યારે તેઓ જે જગાત લેતાં હતાં તે કદાચ વાજબી હતું પરંતુ જ્યારે એ રાજ્યો હીંદની એક મધ્યવર્તી સરકારના હાથ નીચે છે અને જ્યારે બધાં જ રાજ્યોના મધ્યવર્તી સરકાર સાથેનાં આર્થિક પ્રશ્નો સમાન છે ત્યારે એક રાજ્ય બીજા રાજ્ય સામે જગાતનાં નાકાં બેસાડે એ ઘણુંજ અજુકતુ લાગે છે.

## આવકનાં બીજાં સાધનો.

આવકના સંબંધમાં અત્યારે જે બંદર વગરનાં દેશી રાજ્યોની સ્થિતિ છે, તે જ લગભગ બ્રિટિશ પ્રાંતોની સ્થિતિ છે, કસ્ટમ્સ ઉપર અત્યારે પ્રાંતિક સરકારોનો કશો જ કાબૂ નથી. આથી પ્રાંતિક ખર્ચને પહોંચી વળવા અને ઉપજ વધારવા બ્રિટિશપ્રાંતોએ એકસાઇઝ, સ્ટેમ્પ્સ, વગેરે ખાતાઓમાંથી આવકનું સાધન ખોળ્યું છે. મુંબઇ સરકારે તો માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણની શાળાઓમાં ફી વધારવાનો સવાલ પણ હાથમાં લીધો છે અને મોજશોખનાં સાધનો ઉપર કર પણ નાંખ્યો છે. તેમ ચાલુ ખર્ચમાં કાપકુપનું ધોરણ અખત્યાર કર્યું છે, જ્યારે કેટલાક પ્રાંતોએ જંગલ અને ઉદ્યોગ હુનર માર્ફતે આવક વધારવા પ્રયત્ન કર્યો છે. દેશી રાજ્યોએ પણ આ નજરે આખો સવાલ વિચારવો જોઇએ. મ્હૈસોર રાજ્યે રેલ્વે, ઇરીગેશન, વિદ્યુત અને બીજા ઉદ્યોગો દ્વારા સારા પ્રમાણમાં આવક વધારી છે. નિઝામ સ્ટેટ અને ગ્વાલીઅરમાં પડતર જમીનમાં સંસ્થાનો વસાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. બીકાનેર રાજ્યે ગંગ નહેર કરી અણુખેડાણ જમીનમાં આઇસો સુધી નવાં ગામો વસાવ્યાં છે. કાશ્મીરમાં હુન્નર ઉદ્યોગના વિકાસ તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. વડોદરા અને માંગરોળે મીઠાનો ઉદ્યોગ હાથમાં લીધો છે. અર્થાત્ આ રીતે ઘણાં બંદર વગરનાં રાજ્યોએ એક નહીં તો બીજી રીતે આવકનાં સાધનો વધાર્યાં છે. બીજાં રાજ્યોએ પણ આ માર્ગ સ્વીકારવો જોઇએ. પરંતુ તેનો અર્થ એવો નથી કે જે રાજ્યો બંદરો ધરાવતાં નથી તે રાજ્યોનો દરીઆઇ જગાતમાં હીસ્સો નથી, કે તેમને તે હીસ્સો માગવાનો હક નથી. આ રાજ્યોમાં ઘણાં રાજ્યો આયાત જગાત લે છે. અર્થાત્ કે એ રાજ્યોની પ્રજાને માલ ઉપર

એવડો કર ભરવો પડે છે એ ભરવા પડતા બેવડા કરમાંથી દેશી રાજ્યોની પ્રજાને ત્યારે જ મુક્તિ મળે કે બ્રિટિશ હીંદની કસ્ટમ્સમાંથી આ રાજ્યોને હીસ્સો મળે. પરંતુ આ હીસ્સો કયા ધોરણે નક્કી કરવો એ મુશ્કેલ પ્રશ્ન છે. ૧૯૨૨ માં નીમાયલા ફીસ્કલ કમીશન આગળ આ સંબંધી કેટલીક ચર્ચા પણ થઈ હતી. સારામાં સારો માર્ગ તો એ છે કે વસ્તીના પ્રમાણને ધ્યાનમાં લઇ એ આંકડો નક્કી કરવો. સિવાય દેશી રાજ્યોમાં જે માલ પરભારો જાય તેની ગણતરી કરી જગાતનું એટલું વળતર પાછું આપવું. ગમે તે માર્ગ લેવામાં આવે, પરંતુ તે હંમેશને માટે નક્કી કરી દેવામાં ન આવે એ ઇચ્છવાજોગ છે. કારણ કે તેમાં દેશી રાજ્યો અને સરકાર ઉભયને લાભ છે.

૪૦

---

# ઇડર સ્ટેટ.

( નાની મારવાડ )

## ( એક જુનો નોકર )

શ્રીયુત નાથાભાઈ દાજીભાઇ પટેલની દીવાનગીરી ઇડર સ્ટેટમાં સુમારે પાંચ વરસ ચાલી. બાદ પોતે મહીકાંઠા પોલીટીકલ એજન્ટના પર્સનલ આસિસ્ટંટની મુળ જગોએ પાછા ફર્યા. તેમની પછી નામદાર મહારાજા સાહેબ કેસરીસીંઘજીએ શ્રીયુત ચુનીલાલ સારાભાઇને દીવાન નીમ્યા. ઇડર સ્ટેટનો ઘણોખરો તાલુકામાં ભાગ હતો. નાનાં રાજ્યોમાં અસલ ચાલ્યા આવતા રિવાજ પ્રમાણે રૈયત પાસેથી વિચિત્ર પ્રકારના કરો, લાગાં વિગેરે લેવાય છે. ઘાસના ભારા-પોંક, પાપડી, ચીભડાં, દોરડાં, ચામડાં, બકરાં, મરઘાં, અને કોઇ તાલુકાઓમાં તો વાણીઆઓ પાસે દરબારી મકાનોનાં છાપરાંનાં સૈઢણુ દુરસ્ત કરાવે; ઘોડાંઓ માટે મસાલા ખંડાવે; પલંગોની પાટીઓ ભરાવે. આવા હકો કેવી રીતે દાખલ થયા તેનો બુઝર્ગ માણસોથી તપાસ કરતાં જણાય છે કે પ્રથમના તાલુકદારો પોતાની રૈયતને પોતાના કુટુંબવત્ ગણતા અને તેઓ સાથે ઘણો નીકટ સંબંધ રાખતા. કજીઆ વિગેરે પાટ ઉપરજ ભેગા થઇ પંચાયતની રીતિએ ચુકવતા. કોઇ વખતે દરબારમાં રાવણુ ભરી ઇન્સાફ થતો. આવા પ્રસંગે કોઇ દરબારી નોકર દરબારના પલંગની પાટી ભરતો હશે. તે ભરવામાં ભુલ કરેલી; ત્યાં ભરાએલા વાણીઆ પૈકી એકે કહ્યું કે "બાપા આ પાટી ખોટી ભરાય છે. હુકમ હોય તો હું ભરી આપું" તે ઉપરથી જ્યારે જ્યારે હજુ-રીને પાટી ભરવાની આવે ત્યારે પેલા વાણીયાને બોલાવે. એમ કરતાં આ હક ચેસી ગયાનું કહેવાય છે. તેજ પ્રમાણે બીજા આવા કરો દાખલ થયાનું સમજવું. પણ પ્રથમ તો દરબાર

અને રૈયત વચ્ચેનો સબંધ સાદો,–સરળ અને મીઠો હતો. તેથી ખુશીથી બન્ને વચ્ચે આપ-લે થતી હતી. પાછળથી રૂપ બદલાયું અને તેવા કરો તેમજ કાર્યો માર જુદા કરી વસુલ થવા લાગ્યાં કેટલાક સમજુ તાલુકદારોએ સર્વેજમાબંદી વખતે આવા કરો બંધ કરી કચવાટ મટાડ્યા. અને કેટલાકને ત્યાં હજુ પણ જારી છે. તેથી ત્રીજે દહાડે તાલુકદારથી રૈયત રીસાય છે. આવી જાતના કરો ધદ્દવાડામાં લેવાતા–તેમાં ધદ્દીયાઓ ભાગ આપવાને આનાકાની કરતા હતા. ચીજગાંના ભાગ બદલ આઠ આનાનો ઇડર દરબારનો હક તેઓએ ભર્યો નહીં તેથી તકરાર ચાલી. પોલીટીકલ એજંટથી માંડી સેક્રેટરી ઓફ સ્ટેટ સુધી તે લંબાઇ. બીજી પણ નજીવી તકરારો ઠેઠ સુધી ગઇ. આ આઠ આનાની તકરારમાં કેટલું ખરચ બન્નેને થયું હશે ? પણ જ્યાં હક્કની વાત આવે છે ત્યાં દરબારો બહુ ચુસ્ત હોય છે. નજીવા હકને સારૂ કેટલું ખરચ થાય છે તે તરફ ધ્યાન રહેતું નથી. પણ ટેકની ખાતર આવા કજીયા લડવામાં આવે છે. તેમાં કારભારી, કામદારોને પણ દરબાર ખરચે મુંબાઈ વગેરે સ્થળોએ મજા ઉડાડવાની મળે. એટલે સલાહ પણ એવી મળે કે ખરચ થાય તો દરબારમાં શું કમી છે. પણ નાક રહેશે. ધદ્દીયા જેવા થોડી ઉપજના ધણીને આવા સલાહકારોએ ઇડર સામે આગળ દોર્યો. ઘણું ખરચ થયું. ઈડરને પણ મેમોરીયલો વિગેરે ઘડાવવાં અને બરોબર દલીલો ગોઠવવી. આવા વખતે સારે ભાગ્યે ચુનીલાલ સારાભાઇ જેવા અનુભવી દીવાન ઈડરને મળ્યા. તેમણે, દાખલા દલીલોથી કેસ મજબુત કર્યો. પણ છેવટે વિલાયત સરકારને આવી નજીવી તકરારોને માટે ક્ષોભ થયો અને મુંબાઇ સરકારને લખ્યું કે આ શું છે ? પોલીટીકલ સેક્રેટરીએ ધદ્દીયાઓને બોલાવ્યા અને હકીકત સાંભળી દીલગીર થઇ ઠપકો દીધો કે, ટુંકા જાગીરદારો આવા નજીવા કજીયા માટે ભારે ખર્ચમાં ઉતરી હેરાન થાય તેના કરતાં અંદર અંદર સમાધાન કરવું એ સલાહ ભરેલું છે. ઇડર મહારાજા પણ કામ પ્રસંગે મુંબાઈ ગયા હતા. પોલીટીકલ સેક્રેટરીએ કહ્યું કે આપતો બહુ ઉદાર દીલના છો અને નજીવી બાબતમાં ગરીબ ધદ્દીયાઓને કેમ સતાવવાનું થાય છે ? સમાધાન થાય તો ઠીક" મહારાજાએ કહ્યું "હું પણ તેમજ ઇચ્છું છું. આ હકની બાબત છે. હક નજીવો છે પણ તે છોડી દેવામાં આવે તો તેઓનો દાખલો સ્ટેટ વિરૂદ્ધ બીજા હકો સબંધી સામાવાળા તરફથી વાપરવામાં આવે તેનો ખ્યાલ કરશો. છેવટે સરકારે ઇડર સ્ટેટનો ભાગ જુદો પાડવા અગર તે બદલ કંપન્સેશન ઠરાવવા નામદાર મહારાજાની સંમતીથી સ્પેશીયલ ઓફીસર નીમી તપાસ થવા મહીકાંઠા પોલીટીકલ એજંટ તરફ લખ્યું. આ સબંધી દલીલો સાથે લખાપટી વિગેરે ઇડર સ્ટેટને ઘણી કરવી પડી.

બીજી તરફ સરદારો પૈકી ટીંટોઈ ઠાકોર જેઓ ટેકીલા અને હઠાગ્રહી હતા તેમણે ઇડર સ્ટેટ સામે માથું ઉચું કર્યું અને તકરાર ચાલી. તેઓ સરકાર સુધી લંબાયા. ભાયાતો સાથે પણ કેટલાક વાંધા ઉઠ્યા. આ પ્રમાણે છતાં નામદાર મહારાજા સાહેબ તો તેઓ સાથે શાન્ત મગજ રાખી હંમેશ પ્રમાણે તેમનો મરતબો સાચવી, અવસરે તેઓની સલામી

વિગેરે લેતા હતા. અને કોઇપણ રીતે ઉચ્ચું મન જણાવતા નહીં. તેમનું નિત્યવાચન અને ચર્ચામાં ખલેલ પડવા દેતા નહીં. તેમના કૅાલેજના પ્રિન્સિપાલ મી. ચેસ્ટર મેકનોટને રાજકુમાર કૅાલેજમાં સન્માર્ગ દર્શક લૅકચરો આપેલાં તેનું એક અંગ્રેજી પુસ્તક "Plain words on every day Life" નામનું છપાઇ બહાર પડેલું હતું–તેનું ગુજરાતીમાં નામદાર મહારાજાશ્રીએ ભાષાન્તર તેઓના માજી દીવાન રાવસાહેબ હરીદાસભાઇની–ભલામણથી શરૂ કર્યું, જે "વ્યવહારોપયોગી વચન" એ નામના પુસ્તકના આકારે કચ્છના નાયબ દીવાન શ્રીયુત રણછોડભાઈ ઉદયરામની લખેલી પ્રસ્તાવના સાથે બહાર પડેલું છે. તે રાજા મહારાજાઓ તેમ જ સામાન્ય લોકસમુહને ઘણું બોધદાયક થઇ પડયું છે. આ પુસ્તકમાં રાજકુમારો, વીર પુરૂષો, તત્વજ્ઞો, કાર્યકુશળ પુરૂષો તેમ જ રાજ્યતંત્રીઓનાં સુત્રો ઉપર વિવેચન કરી બોધામૃતનું પાન કરાવ્યું છે. વીર પુરૂષોમાં રાણા પ્રતાપનાં વચનો ટાંકી રાજપુત્રોને સ્વાર્પણ અને સ્વાભીમાનની ઉત્કૃષ્ટતા સુચવી છે. ઇડર મહારાજા ગંભીરસીંહજીના મરણ સમયે તેઓની રાણીઓ તેઓ પાછળ સતી થએલી તેનો દાખલો આપી રજપુતાણીઓનો પોતાના પતિ પ્રત્યેનો અનન્ય પ્રેમ અને આત્મ બળીદાનની પ્રશસ્ત ભાવના જણાવી છે. રાજકુમાર કૅાલેજોના શિક્ષણ સબંધી આજકાલ અમુક અમુક દષ્ટિકોણથી કંઇ કંઇ ખામીઓ કાઢી તે શિક્ષણથી રાજકુમારો પોતાનાં રાજ્યનાં જુદાં જુદાં ધોરણો અને બંધારણોને લીધે ઉત્પન્ન થતી વસ્તુસ્થિતિને પહોંચી વળે એવી રાજ્ય વ્યવસ્થા રાખવાને લાયક થતા નથી, એટલું જ નહીં પણ તેઓ વિદેશી ઢબ છબ ગ્રહણ કરી ખરચાળ જીવન ગાળે છે, જેથી થોડી ઉપજવાળાને તો મુશ્કેલી આવી પડે છે. આ પ્રમાણેના આક્ષેપો મુકવામાં આવે છે, તે વાત જો કે સાચી છે તોપણ રાજકુમાર કૅાલેજમાં મી. ચેસ્ટર મેકનોટનના અધ્યક્ષપણા નીચે જે રાજકુમારોએ શિક્ષણ લેઇ રાજ્ય મુકાન અગર બીજા પ્રકારનાં જીવનકાર્યો ધારણ કર્યા તેમાંની ઘણી સંખ્યાની સફળતા પ્રિન્સિપાલના સુબોધ જનક અને નિયમિત વ્યવસ્થાને ઉપકારી છે એમ માનવાને ઘણાં કારણો છે. કૅાલેજ છોડયા બાદ પણ પોતાની તાલીમ લીધેલા રાજકુમારોએ રાજ્ય સત્તા ધારણ કરી કેવી કારકીર્દિ ગ્રહણ કરી છે તેની તપાસ રાખતા અને પત્રદ્વારા તેમને જરૂર જણાએ શિખામણના શબ્દો લખી જાગ્રત રાખતા વળી "Old boys Gathering" નામનો વાર્ષિક મેળાવડો ભરી તેઓની સાથેનો પ્રેમ અને નાતો–તાજો રાખતા. એક વખત ઇડર મહારાજા સાહેબને પત્ર લખી એવી શીખામણ આપેલી કેઃ–"Dear Maharaja, think not that your learning has ended with your leaving the College. You have to learn a good deal yet in the path of Life, and also to apply in to practice what you have already learnt. Unless you do so, any amount of learning will be of no avail. Try to rise higher and higher. Do'nt



૩

be divinable into the Hum-Drum of mediocracy, as some of the students have done after leaving College. Always keep in mind that even as a Ruler you are the seyant of your people Your own happiness lies in the happiness of your Subjects."
મહારાજા સાહેબ રાજ્ય કાર્યમાં જરૂર જેટલો લક્ષ આપી પોતાના નિત્ય નિયમમાં સાવધાન રહેતા. સવારમાં વહેલા ચાર વાગે ઉઠવું; શૌચ સ્નાનથી પરવારી પોતાના નિજ મંદિરમાં જઇ શાસ્ત્રી સમક્ષ ભગવત ગીતાનું અધ્યય કરવું તે સાથે મંત્ર જપ-માળા પણ ખરી; બાદ પુજારીએ ઠાકોરજી આગળ સર્વ સામાન્ય વિધી કર્યાને અંતે પોતાને હાથે આરતી ઉતારવી; બહાર આવી ગાય તથા કુમારીકાનું પુજન કરી યોગ્ય દાન આપી પોશાક ગૃહમાં આવી પોશાક ધારણ કરી, દુધ પી પોતાની કુલદેવીને વંદન કરી પોતાનાં માતાને પગે લાગી બહાર ફરવા જવું; રસ્તામાં કોઈ અરજદાર મળે તો થોભી તેની વાત સાંભળવી અને ડાયરીમાં નોટ કરી લેઇ તેનું રીતસર થવા લાગતાવળગતા અધિકારીને સમજાવવું; સાથે પ્રાઇવેટ સેક્રેટરી તો હોય તેની પાસે રોજીંદાં છાપાં વગેરે વંચાવવાં અગર પોતે વાંચવાં. ફરવામાં કોઈ વખત નજીકનાં ગામોની મુલાકાત લઈ લોકોના સુખ દુ:ખથી વાકેફ થતા. તેમ જ ચાલતાં બાંધકામો, બગીચા, જળાશય, પલટણ-પોલીસની ડ્રીલ, તુરંગ, ઇસ્પીતાલ, નિશાળો, શો વગેરેની મુલાકાત લેઇ સૌની સ્થિતિ સાંભળતા. બપોરના પાછા આવી મહારાણીઓની મુલાકાત લઈ પોતાના નિર્માણ કરેલા સ્થાને જઇ ભોજન કરતા. ભોજન ખુલ્લી રીતે કરવામાં આવતું નહીં. ઉપર મછરદાનીનું ચોકઠું ગોઠવી તેમાં ભોજન લેતા; ભોજન વખતે પણ શાસ્ત્રી તૈયાર! તેઓ ભાગવત અગર યોગ વશિષ્ટ રામાયણ વાંચતા. ભોજન બાદ દીવાનની સાથે રાજકામ કરવાનો વખત હતો. મહારાજાને કોઇ જાતનું માદક વ્યસન નહોતું. દારૂને તો પ્રથમથીજ તીલાંજલી આપી હતી. ફક્ત જમ્યા બાદ પાન સોપારી તથા હુક્કો એટલું વ્યસન હતું. જમ્યા બાદ પોતાના મહેલમાં વ્યાયામ તરીકે ગણુતરીના આંટા નિયમસર દેતા. દીવાનની સાથેના કામ વખતે કોઇને પણ હાજર રહેવાની છુટ નહોતી. જરૂર પડેથી લાગતા વળગતા અધિકારીને પાસે રહેવાની છુટ હતી. દીવાનની જગોએ લાયકનીજ ચુંટણી બહુ વિચાર કરીને મોટા પગારથી કરવામાં આવતી જેથી તેમના ઉપર સંપૂર્ણ ભરોસો રાખી કામ લેતા, જેથી પોતાને કામમાં વધારે વખત જાય નહીં. અને પોતાના નિયમીત જીવનના કાર્યક્રમમાં કંઇ પણ ખલેલ નહીં પડતાં શાંતિથી સર્વ બાબતનું નિર્વહન થાય. સાંજે પણ સવારની માફક સેવા પુજાનો નિયમ હતો. અને ફરવાનું તો ખરૂં. સાંજે ફરવામાં પોતે જે પુસ્તક વાંચ્યું હોય તે ભાગ પ્રાઇવેટ સેક્રેટરીએ, પ્રથમ વાંચી લઈ તે સબંધી બન્ને વચ્ચે વિવેચન થતું. તેમનું પહેલું પુસ્તક "ટેલીમેકસ" હતું. જે વિષે પ્રથમ લેખમા કહેવાયું છે. બીજા પુસ્તકોમાં "The pleasure of Life" "The use of Life" Smiles works,

ચંદ્રકાન્ત, સરસ્વતીચંદ્ર, વીદુરનીતિ, ચાણુંકયનીતિ બુદ્ધચરિત્ર, અકબરનું જીવનચરિત્ર વિગેરે ઘણાં બોધદાયક અને ઉપયોગી પુસ્તકોનુંજ તેઓ વાંચન કરતા.

એક વખત તેઓશ્રીને એક રાજ્યમંત્રી તરફથી એમ સુચવવામાં આવ્યું કે રાજ્યમાં ધર્માદા સેસાણુ ગામો તથા જમીનો અગાઉના વખતમાં બહુ અપાઇ ગઇ છે. તેમાં કેટલાકના પરવાના અગર કંઇ આધાર પણ નથી. માટે તેવાં આધાર વગરનાં ગામ તથા જમીનો ખાલસા થાય તો રાજ્યની ઉપજ બમણી થાય. જવાબમાં મહારાજાશ્રીએ કહ્યું કે આ પ્રમાણે લોકોનું પડાવી લઈ રાજ્યની તીજોરી તર કરવા હું માગતો નથી. પણ બીજાં નવાં ગામો વસાવો, વ્યાપાર રોજગાર વધે અને રાજ્ય આબાદ થાય એવી યોજનાઓ ઘડો. ખનીજ પદાર્થોની શોધખોળ કરાવો. આ પ્રમાણે તેઓનું દીલ બહુજ દયાળુ અને ઉદાર હતું. છતાં રૈયત તો જેમ રાજા રામચંદ્રની પણ ખામી કાઢયા વગર રહી નહોતી તેમ આમનામાં પણ દોષારોપણ થયું. લોકો કહેવા લાગ્યા કે " રાજા સારો ખરો ! પણ આખો દિવસ ચોપડી પાઠપુજા અને ઘંટડી વગાડયાં કરે છે ! રાજકાજમાં લક્ષ નહી ! દીવાન તથા કામદારો કરે એ ખરૂં ? આ મતે રાજ થતાં હશે ? " આ પ્રમાણે લોકો કહેવા લાગ્યા. છતાં કોઇ પણ જાતનો મહારાજાને ક્ષોભ થાય નહીં, અને પોતાના અંતઃકરણની પવિત્ર ભાવનાઓને માન આપી કેવળ પ્રભુથી પ્રેમ જોડી કર્તવ્યપરાયણ રહેતા. તેઓનું સામાન્ય સુત્ર " Clear conscience fears nothing " એ હતું.

દીવાન ચુનીલાલ સારાભાઇ અન્યત્ર દીવાન તરીકે નીમાયાથી ત્યાં ગયા. તેમની પછી કાઠીયાવાડ એજંસીના દફતરદાર શ્રીયુત સવાઇલાલ ગોવીંદલાલ ઇડરના દીવાન થયા. જેવી રીતે દીવાનની જગોએ હોંશીયાર અને પ્રમાણિકની ચુંટણી કરવામાં આવતી તેવીજ રીતે મુખ્ય ખાતાના અધિકારીઓની પણ વિચારપૂર્વક ચુંટણી કરવામાં આવતી તેથી રાજ્યતંત્ર વ્યવસ્થા સર ચાલતું હતું. મહારાજાશ્રીની ધર્મપાઠપોથી જેમ " ભાગવત ગીતા " હતી તેમ રાજ્યનીતિની પાઠપોથી ' ટેલી મેકસ ' હતી.

( અપૂર્ણ. )



કેટલાકો કહે છે કે રાજનીતિ રમવાના નિયમો હોય છે. આ નિયમો તે કયા ? જીંદગાનીની સત્ય વર્તણુકના સામાન્ય નિયમોથી કાંઇ જુદી જાતના ? તો તો એ પ્રમાણે વર્તવાવાળાને પ્રભુ મદદ કરો !

મૂર્ખાઇથી દોરાઈ જઈને છોકરાઓ વગર સમજ્યે અસહાનુભૂતિના પવનથી તણાઇને સ્કુલો તજી જાય છે, તેને કેટલાકો છોકરાની ગમત કહે છે, પણ એ ગમતમાં ભવિષ્યના રાજદ્રોહના ઝેરી છોડનો ભય લાગે છે.

# આપણાં દેશીરાજ્યો.

## વડોદરા રાજ્યનો વહીવટ ૧૯૨૬-૨૭

રાજ્યનાં પ્રત્યેક ખાતાંની વિગતવાર માહેતી આપનારો વડોદરા રાજ્યનો ૧૯૨૬-૨૭ ના વર્ષનો અહેવાલ પ્રસિદ્ધ થયો છે. રાજ્ય વહીવટના 'Reference' જેવા અહેવાલમાંથી કેટલીક મહત્વની બાબત અમે આ નીચે આપીએ છીએઃ—

રાજ્યનાં તમામ ખાતાંઓ કારોબારી કૌંસીલ અને હજુર સેંટ્રલ ઓફીસની સીધી દેખરેખ નીચે ચાલે છે. કારોબારી કૌંસીલમાં પ્રમુખ સાથે પાંચ સભ્યો છે. આ કૌંસીલે અહેવાલવાળા વર્ષમાં ૩૭ બેઠકો ભરી એકંદર ૧૪૫૦ વહીવટી પ્રશ્નોની વિચારણા કરી હતી. તે પૈકી કૌંસીલની સત્તાની મર્યાદામાં આવી જતા ૧૧૭૨ પ્રશ્નોનો સ્વતંત્ર રીતે અને બાકીના કેટલાકનો ના૦ મહારાજાની આજ્ઞાનુસાર નિર્ણય કર્યો હતો. જ્યારે ૧૫૭ પ્રશ્નો ના૦ મહારાજા સમક્ષ રજુ કરવામાં આવ્યા હતા. કારોબારી કૌંસીલ ઉપરાંત રાજ્યની ધારાસભા છે. ધારાસભાના પ્રમુખ દિવાન સાહેબ છે અને પ્રમુખની સાથે ધારાસભામાં ૨૭ સભ્યો છે. વર્ષમાં ચાર વખત ધારાસભાની બેઠકો મળી હતી. તેમાં ૩૦ બીલ રજુ થયાં હતાં જેમાં ૧૨ પસાર થયાં હતાં અને એક સિવાય બાકીનાં સીલેકટ કમિટિને સોંપવામાં આવ્યાં હતાં. એ સૂચવે છે, કે ધારાસભાને જો કે ભલામણ કરવાની જ સત્તા છે, છતાં તેના વિચાર ઉપર વ્યવહાર રીતે લક્ષ આપવામાં આવે છે.

રાજ્યમાં એકંદર ૫૨ છાપખાનાં છે. અને તેમાંથી ૯ સાપ્તાહિક, ૫૧ સામાયિક પ્રસિદ્ધ થયાં હતાં. રાજ્યે સ્થાનિક પત્રોને રાજ્યને લગતી જુદી જુદી બાબતો ઉપર ખબરો આપવાનો પ્રબન્ધ કર્યો છે, એ ઘણું જ આવકારપ્રદ છે. સિવાય બહારનાં પત્રોને પણ સામાન્ય સાહિત્ય, કેળવણી, પંચાયત, વ્યાપાર વગેરેને લગતી આવશ્યક ૩૨ જુદી ખબરો પૂરી પાડવામાં આવી હતી. પ્રસિદ્ધ થએલાં ૧૭૧ પુસ્તકો પૈકી ૧૧૫ ગુજરાતી ભાષાનાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં જ્યારે હીંદી ભાષાનાં ૧૫ પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં. રાજ્યની શાળાઓનાં ઉચ્ચ ધોરણમાં હીંદી ફરજીઆત છે. વિષયવાર જોતાં ૪૩ કેળવણીને લગતાં અને ૩૬ કવિતાને લગતાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં હતાં. વર્ષ દરમિયાન વર્તમાનપત્રોની નીતિ રાજ્ય અને બ્રિટિશ સરકારને અનુકૂળ રહી હતી પરંતુ બ્રિટિશ હીંદનાં રાષ્ટ્રીય વર્તમાનપત્રોની અસર સ્થાનિકપત્રોની ઉપર પણ થતી જાય છે.

૧૯૨૬—૨૭માં રાજ્યની એકંદર આવક ૨,૪૬,૬૧,૬૬૫ અને એકંદર ખર્ચ ૨,૦૪,૧૯,૩૬૩ થયો. ગયા વર્ષ કરતાં આવકમાં ૯૫ અને ખર્ચમાં ૬૫ નો વધારો થયો હતો. આવકનાં સાધનોમાં અગત્યનું સાધન જમીન મહેસુલનું છે. અને ત્યારપછી આબકારી, સ્ટેંપ્સ, વ્યાજ એ આવે છે. પણ ગયા વર્ષ કરતાં પરચુરણ આવકમાં ૧૮ લાખનો વધારો

ખાસ ધ્યાન ખેંચે તેવો જણાય છે. ખર્ચનાં મથાળાંમાં રાજમહેલનો ૨૦ લાખ એકંદર આવકનો ૪૦ ; કેળવણીનો ૩૩ લાખ; એકંદર આવકનો ૧/૬, બાંધકામના ૨૮ લાખ અને લશ્કરનો ૨૧ લાખ; એ મહત્વના ખર્ચના અંકો છે. લોકલબોર્ડ અને પંચાયતો ખાતે ગયા વર્ષ કરતાં બમણા કરતાં વધારે ખર્ચ થયો છે. જ્યારે આરોગ્ય પાછળ ૭.૫ લાખનો ખર્ચ એ બીજાં લોકહિતનાં ખાતાંઓના ખર્ચ સાથે સરખાવતાં ઓછો ગણાય. વર્ષ આખરે ૬૧ લાખની સારી જેવી બચત થવા પામી છે.

વર્ષ દરમિયાન ટ્રીબ્યુટ અને કાયમી જમાબંધીની આવક ૬,૧૮,૫૩૦ પૈકી ૨,૩૦,૦૨૮ જમા થયા છે. લેણી નીકળતી રકમોમાં રેવાકાંઠાના ૧,૩૨,૦૭૨, મહીકાંઠાના ૧,૪૨,૨૭૧, કાઠીઆવાડની ૨,૯૫,૩૩૮ અને બનાસકાંઠાના ૪૪,૧૭૯ તથા મીયાગામના ૬,૭૭૦ છે. રાજ્યમાં એકંદરે ૭૫૦ સહકારી મંડળીઓ છે. ૧૯૨૦ જ્યારે સોસાયટીઓની સ્થાપના કરવામાં આવી ત્યારે તેની મૂડી ૧૨ લાખ હતી જે અત્યારે ૪૮ લાખ છે અને સોસાયટીઓનું રીઝર્વ ફંડ લગભગ ૬ લાખ કરતાં વધારે છે. અત્યારે સોસાયટીના એકંદર ૨૫,૫૮૨ સભ્યો છે. સાત આઠ વર્ષમાં આ ખાતાએ સુંદર પ્રગતિ કરી છે.

વડોદરા રાજ્યની કેળવણી સંબંધી પ્રગતિ અને પ્રયત્નો નમુનેદાર ગણાય છે. સૌથી પહેલા ૧૮૭૧માં બે મરાઠી અને બે ગુજરાતી એ રીતે ચાર પ્રાથમિક શાળાઓ વડોદરામાં ઉઘાડવામાં આવી. ૧૮૭૫ સુધીમાં બીજા મહાલોમાં ઉઘાડેલી શાળાઓ સાથે તેની એકંદર સંખ્યા ૫૫ની થઈ, અને જ્યારે ના૦ મહારાજા હસ્તક સમગ્ર સત્તા સુપ્રત થઈ ત્યારે તે સંખ્યા ૧૮૦ હતી. એ ઉપરથી વધીને અત્યારે રાજ્યમાં એકંદરે ૨,૯૯૬ કેળવણીની સંસ્થાઓ છે અને તેમાં ૨,૧૭,૦૩૬ વિદ્યાર્થીઓ ભણે છે. જ્યારે ૧૮૮૧માં માત્ર ૭,૪૬૫ વિદ્યાર્થી ભણતા. છેલ્લાં વીશ વર્ષમાં કેળવણીનું ખર્ચ ૬ લાખ ઉપરથી ૩૩ લાખ સુધી ગયું છે. એ ઉપરથી જણાય છે, કે વડોદરા રાજ્ય કેળવણીના વિષયમાં અસાધારણ રસ લે છે. કેળવણીની બીજી મહત્વની સંસ્થાઓમાં કલાભવન એક ઉપયોગી સંસ્થા છે અને ૧૮૯૦માં તેની સ્થાપના થઇ ત્યારથી તે માત્ર વડોદરા રાજ્યને જ નહીં પણ હીંદુસ્તાનના બીજા પ્રાંતોને પણ ઉપયોગી સંસ્થા થઇ પડી છે. અત્યારે તેમાં ૩૫૭ વિદ્યાર્થીઓ પૈકી ૪૨ ટકા વડોદરા રાજ્યના છે. જ્યારે બાકીનામાં આ પ્રાંત સિવાયના પંજાબના ૨૦, મધ્ય પ્રાંતના ૧૧, બિહારના ૧૧, મધ્ય હીંદના ૧૦, રાજપુતાના ૭, બંગાલ આસામ ૯, અને મદ્રાસનાં ૮ વિદ્યાર્થીઓ છે. એ જ, આ સંસ્થાની ઉપયોગિતા સૂચવે છે.

વડોદરા રાજ્યની ૨૧ લાખની વસતીમાં લગભગ ૬૦ ટકા ભાગમાં લાયબ્રેરી પ્રવૃત્તિ સફળ રીતે ચાલે છે. રાજ્યમાં ૪૫ કસ્બા-પુસ્તકાલય અને ૬૬૫ ગ્રામ્ય પુસ્તકાલય છે. કસ્બા પુસ્તકાલયને પોતાનાં સ્વતંત્ર મકાનો છે! સિવાય ૧૪૪ વાચનાલયો અને ૧૪૧ ફરતાં પુસ્તકાલયો છે. આસિસ્ટંટ ક્યુરેટરે વર્ષ દરમિયાન ૨૪ કસ્બા પુસ્તકાલયો અને ૧૪ ગ્રામ્ય પુસ્તકાલયોનું નિરીક્ષણ કર્યું હતું. ગ્રામ્ય પુસ્તકાલયોનું નિરીક્ષણ શિક્ષણખાતાનાં

અધિકારીઓ કરે છે. રાજ્યમાં સેંટ્રલ લાયબ્રેરી એ મધ્યવર્તી સંસ્થા છે. તેમાં વર્ષ આખરે ૧,૦૭,૩૮૭ પુસ્તકો હતાં. સેંટ્રલ લાયબ્રેરીમાં સ્ત્રીઓ અને બાળકો માટે અલગ વિભાગ છે. સિવાય સંસ્કૃત વિભાગ અલાયદો છે. આ વિભાગદ્વારા ગાયકવાડ ઓરીએંટલ સીરીઝનું કામ થાય છે. આ લાયબ્રેરી તેમ જ રાજ્યની લાયબ્રેરીને અંગની સઘળી પ્રવૃત્તિ સર્વત્ર પ્રસિદ્ધ છે એટલું જ નહીં પણ બીજાં રાજ્યોને અનુકરણીય છે. રાજ્યમાં એકંદર ઈસ્પીતાલ અને દવાખાનાં ૯૧ છે. ૪ આયુર્વેદ દવાખાનાં ઉઘાડવામાં આવ્યાં છે. વડોદરાની જનરલ હૉસ્પીટલમાં એક્સ-રેના ખાસ ગોઠવણુ કરવામાં આવી છે. તેનો ઘણા લાભ લે છે. સિવાય આરોગ્યને લગતી બીજી અલગ સંસ્થાઓ પણ ચાલે છે.

## છોટાઉદેપુરમાં રાજ્યારોહણ સમારંભ.

છોટાઉદેપુરના ના. મહારાવશ્રી નટવરસિંહજીની રાજ્યારોહણની ક્રિયા પ્રસંગે રેવાકાંઠા એજન્સિના પોલીટીકલ એજંટ મી. મેકીએ તે નામદારને ખરીતો આપતાં નીચે પ્રમાણે કહ્યું હતુંઃ—

મારા મિત્ર,

ના. ગવર્નરની આજ્ઞાથી આ ખરીતો હું આપને અર્પણુ કરવા અત્રે આવ્યો છું. જે ખરીતાથી આપને, આપના રાજ્યમાં હકુમતની સત્તા મળે છે.

છેલ્લાં સાડાચાર વર્ષથી આપ આપના નામ અને વંશના અધિકારથી રાજ્યમાં પ્રથમ પુરુષ હતા. પરંતુ હવે આ ખરીતાથી આપ પ્રથમ સત્તાધીશ બન્યા છો, જે સત્તાની પાછળ જવાબદારી છે. રાજ્યનો સુયોગ્ય વહીવટ અને પ્રજાહિતનો નિરંતર વિચાર અને કાર્ય કરી આપે દર્શાવી આપવું પડશે કે આપ એ સત્તા અને જવાબદારીને પહોંચી વળવા સર્વથા યોગ્ય છો.

આ શતક દરમિયાન આપના રાજ્યની ઉલ્લેખ કરવા યોગ્ય આબાદી થઈ છે. આપના પિતાશ્રી મહારાવશ્રી ફતેહસિંહજીની કારકીર્દિ અને તેમના સંગીન અને પ્રગતિકારક વહીવટના ૨૦ વર્ષમાં આ રાજ્યની વસતી વધીને બમણી કરતાં વધારે અને આવક પાંચગણી કરતાં વિશેષ થવા પામી છે. તેઓશ્રીએ રાજ્યની એ વધેલી આવકનો ઉપયોગ પ્રજાહિતનાં અનેક કાર્યોમાં કર્યો છે. જેમાં રેલ્વેમાં વધારો, નવા રસ્તાઓ અને જુનાઓની સુધારણા, નવી શાળાઓ, દવાખાનું, ઈસ્પીતાલ, વૉટરવર્ક્સ, ઇલેક્ટ્રીક પાવર હાઉસ અને ટેલીફોન તથા તારની સગવડ વગેરે છે. તદુપરાંત તેઓશ્રીએ મહાવિગ્રહમાં સામ્રાજ્યને પણ સરસ સાહાય્ય આપી હતી. સગીર રાજ્યવહીવટનાં છેલ્લા સાડાચાર વર્ષ દરમિયાન રાજ્યનો કાબુ મેજર જે. સી. ટેઈટ જેવા કુશળ અને અનુભવીના હસ્તક હતો, જે હવે આપના હસ્તક આવે છે, પોતાની કારકીર્દિમાં મેજર ટેઈટે બીજાં રાજકાર્યોની

સાથે આબકારી વહીવટની નવી પદ્ધતિ દાખલ કરી છે, જંગલ ખાતાના વહીવટની પુનઃ રચના કરી છે અને કેળવણીખાતાના નોકરોના પગારમાં વધારો કર્યો છે. પરંતુ તે કરતાં પણ વધારે મહત્વનું મેજર ટેઇટે કાંઇ કર્યું હોય તો તે એ છે કે તેણે એક રાજકર્તામાં કેટલી કર્તવ્યનિષ્ઠા જોઇએ તેનો આપની સમક્ષ દાખલો બેસાડયો છે.

એ પ્રગતિને ચાલુ રાખવી એ આપના હક-અધિકારની વાત છે. સારી રીતે ચાલતું રાજ્યતંત્ર આપના હાથમાં મૂકવામાં આવ્યું છે. સર્વાંગ સુઘટિત એ વહીવટ ચાલુ રાખવા તથા તેમાં પ્રગતિ સાધવા આપે સતત લક્ષ આપવું જોઇશે.

આપ શ્રેષ્ઠ અને પ્રાચીન રાજવંશના છો. ઉત્સાહપ્રેરક પ્રણાલિકા ધરાવનાર આ મહાન અને શૌર્યાક્તિ રાજપુત કુટુંબના કાર્યોથી ઇતિહાસનાં પૃષ્ઠો સમૃદ્ધ થયાં છે અને હજી પણ તેમની ગુણગાથાઓ ગવાય છે.

તેમના કરતાં કોઈ પણ રીતે આપ ઉતરતા નથી એમ દર્શાવી આપવાની આપની ભાવના જોઇએ. આપનું કાર્ય કેટલેક અંશે તેઓથી જુદું છતાં કાંઈ ઓછું મુશ્કેલ નથી. આપના ઉચ્ચ દરજ્જાને યોગ્ય થવા આપે રાજકુમાર કૉલેજમાં યથાયોગ્ય શિક્ષણ મેળવ્યું છે, યુરોપના દેશો જોયા છે, અને થોડા વખતથી મેજરટેઇટની સાથે રહી રાજ્યવહીવટનો પણ અનુભવ મેળવ્યો છે. અત્યારના બદલાયલા અને બદલાતા જતા યુગમાં એક રાજકર્તામાં ઉચ્ચ કક્ષાની રાજ્યનીતિજ્ઞતા અને રાજ્યવહીવટની કુશળતા જોઇએ. મારી અંતઃકરણની આશા છે કે એ યોગ્યતા આપ પ્રાપ્ત કરો અને આપના સર્વ પ્રયત્ન સફળ થાઓ-સફળ થશે જ.

## ના૦ રાવલશ્રીનો પ્રતિઉત્તર.

ના૦ રાવલશ્રી નટવરસિંહજીએ પ્રતિઉત્તરમાં જણાવ્યું કે "પ્રજાની સુખશાંતિ અને પ્રગતિ સાધવા હું અંતઃકરણપૂર્વક પ્રયત્ન કરીશ. વળી મારા પિતાશ્રી કે જેમની અનેક પ્રવૃત્તિઓનો આપે માત્ર ઉલ્લેખ કર્યો છે, તેમણે રાજ્યની પ્રજાનો જ નહીં પરંતુ તેઓશ્રીના સમાગમમાં જે જે આવ્યા હતા, તેમનાં પ્રીતિ અને માન મેળવ્યાં છે. તેઓશ્રીનો વહીવટ ચાલુ રાખવા હું મારી સર્વ શક્તિનો ઉપયોગ કરીશ. તેમ મેજર ટેઇટે મારી સગીરાવસ્થા દરમિયાન મારા રાજ્યનો સફળ કારોબાર ચલાવ્યો તથા મારાં માતપિતાની જેમ જ મારી સંભાળ લીધી તે માટે તેમનો હું અત્રે પ્રસિદ્ધ રીતે આભાર માનું છું."

## પાલણપુર રાજ્યમાં જમીન સુધારણા.

સ્ટેટના રેવન્યુ પ્રધાને ખેડુતોની જમીન સુધારણામાં મદદ આપનારો એક સરક્યુલર પ્રગટ કર્યો છે. તેમાં જણાવ્યું છે કે જો ખેડુતો પોતાના ખેતરમાં કુવો કરે અને તેની બગડી ગયેલી જમીનને સુંદર બનાવે તો પાંચ વરસ સુધી જેટલા પ્રમાણમાં તે સુધારો કરે તેટલા પ્રમાણમાં એ જમીન માટે તેને ભરવા પડતા કરમાંથી મુક્ત કરવામાં આવશે. આમાં

સેટલમેન્ટની મુદતનો વાંધો નહીં આવે એટલું જ નહિ પણ જો આ કન્સેશનની મુદત પહેલાં એ સેટલમેન્ટ પુરૂં થાય તો પછીના સેટલમેન્ટમાં પણ તે લાભ ચાલુ રહે. દરબારી જમીન પ્રવેશ માટે જે શિક્ષા છે તે જ શીક્ષા બારખલી જમીન માટે પણ થશે. લોકો આ બાબતમાં અજ્ઞાત ન રહે તે માટે એક વર્ષની મુદત આપવામાં આવી છે.

## ઈન્દોર સને ૧૯૨૬–૨૭.

૧૯૨૬–૨૭ નો ઇન્દોર રાજ્યનો વહીવટી અહેવાલ પ્રસિદ્ધ થયો છે. એ ઉપરથી જણાય છે કે ૧,૩૮,૯૬,૩૧૩ રૂપીઆની અહેવાલવાળા વર્ષમાં આવક અને ૧,૩૪,૩૯,૭૭૩ રૂપીઆનો ખર્ચ થયો છે. જમીન મહેસુલ, આબકારી જગાત, જંગલ અને વ્યાજ એટલાં આવકનાં મહત્વનાં સાધનો છે. આબકારીની આવકમાં આ વર્ષે ૧૦ ટકા જેટલું ઓછું ઉત્પન્ન થયું છે. જ્યારે રાજ્યની એકંદર બચત ૨,૯૪,૬૧,૯૮૩ રૂપીઆની થઇ છે. ચોથા ધોરણ સુધી રાજ્યમાં છોકરાઓ અને કન્યાઓને પ્રાથમિક કેળવણી મફત આપવામાં આવે છે. રાજ્યના ગામોમાં આ વર્ષે ૨૫ નવી પ્રાથમીક શાળાઓ ઉઘાડવામાં આવી છે. કેળવણીનો એકંદરખર્ચ ૬,૫૨,૫૮૦ રૂપીઆ છે. ઇન્દોર રાજ્યમાં એકંદર ૨૬૧ શિક્ષણ સંસ્થાઓ છે તે પૈકી ૨૮ રાજ્યની મદદથી અને ૨૩ સ્વતંત્ર રીતે ચાલે છે. મહેલાતનો ખર્ચ ૧૧,૨૬,૩૧૬, વહીવટી ખર્ચ ૬,૧૦,૫૦૧, જાહેર બાંધકામ પાછળ, ૧૩,૬૨,૯૩૨ અને લશ્કર પાછળ ૧૪,૫૨,૧૧૨ નો ખર્ચ થયો છે. આ ઉપરથી જણાય છે કે રાજ્યની નાણાવિષયક સ્થિતિ દિવસે દિવસે સદ્ધર થતી જાય છે. કારણ કે ૮ લાખ રૂપીઆની આવક તો માત્ર વ્યાજની જ છે. મિ. બાપના કે જેઓ ઇન્દોર રાજ્યના વડા પ્રધાન છે. તેમને અને તેમના સહકારીઓને રાજ્યની આર્થિક સ્થિતિ સુધારવાનો યશ ઘટે છે. અને અમે ઇચ્છીએ છીએ કે સગીર મહારાજા જ્યારે ગાદી ઉપર આવશે ત્યારે તેમના હસ્તક એવું બધી રીતે વ્યવસ્થિત અને સફળ રાજતંત્ર મૂકવામાં આવશે કે જેથી તેઓ તેને સરળ રીતે વિકસાવી શકશે.

## લુણાવાડાના યુવરાજશ્રીને અભિનંદન.

લુણાવાડાના યુવરાજશ્રી નટવરસિંહજીને અભિનંદન પત્ર આપવા ગઈ તા. ૨૫ મીએ લુણાવાડારાજ્યના નાગરિકોની એક સભા દરબાર હૉલમાં મળી હતી. યુવરાજશ્રી નટવરસિંહજીને પ્રજાએ જે અભિનંદનપત્ર આપ્યું તેમાં જણાવવામાં આવ્યું હતું કે લુણાવાડાની પ્રજાને યુવરાજશ્રીના લુણાવાડાના ગાદીવારસ તરીકેના કાયદેસર હક સંબંધી પ્રથમથી જ ખાત્રી હતી. અને તેથી મહારાજાશ્રી વખતસિંહજી સાહેબે દરબાર ભરી પોતાના પછીના વારસ તરીકે યુવરાજશ્રીને જાહેર કરી, પ્રજાની લાગણીને માન આપ્યું ને બદલ પ્રજા મહારાજશ્રીનો આભાર માને છે. વળી માનપત્રમાં યુવરાજશ્રીના શાંત સ્વભાવ, ગાંભીર્ય, વિવેકબુદ્ધિ, વિચારશીલતા વગેરે ગુણોની પ્રશંસા કરી હતી અને તેઓશ્રી પોતાના

દાદાને પગલે ચાલી રાજ્યની આર્થિક અને રાજદ્વારી ઉન્નતિ સાધે એવી આશા દર્શાવવામાં આવી હતી. તેમ જ યુવરાજશ્રીને પુત્રપ્રાપ્તિ થઈ એથી મહારાજાશ્રી વખતસિંહજી પોતાની ચોથી પેઢી જોવા ભાગ્યશાળી થયા તે પ્રતિ માનપત્રમાં આનંદ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. આ માનપત્રનો ઉત્તર આપતાં યુવરાજશ્રી નટવરસિંહજીએ પ્રજાજનોનો આભાર માનતાં કહ્યું કે— "કે રાજ્યની જોખમદારી ઘણી મોટી છે અને તે અદા કરવાને વાસ્તે રાજા, એ પોતે કુલ મુખત્યાર અને માલીક છે, તેવો દાવો કરવાને બદલે પોતાનો ધર્મ શું છે તે સમજી, પોતે એક પ્રકારનો પ્રજાનો સેવક છે, તેવું મનમાં અને ગળે ઉતારે તો રાજા પ્રજા ઉભયની ઉન્નતિ થવાનો માર્ગ ખુલ્લો થાય છે, એમ હું માનું છું. વળી સાથો સાથ એ પણ કહેવાની રજા લઉં છું કે પ્રજાએ પણ સમજવું જોઇએ કે પોતાનું કર્તવ્ય અને ફરજ શું છે? બંને કર્તવ્યનિષ્ઠ થવાથી ઉભયનું કલ્યાણ છે. રાજા અને પ્રજા બંનેની ઐક્યતા સિવાય રાજ્યનું શકટ શાંતિપૂર્વક ચાલી શકે નહિ, એ દેખીતી વાત છે અને તેથી મારી આપ સમગ્ર–પ્રજા સમક્ષ માગણી છે કે આપણે બન્નેએ એકત્ર થઇને એવાં કાર્યો કરવાં જોઇએ કે જેથી રાજ્ય અને પ્રજા શાંતિ અને આબાદીમાં રહે; અને તેમ થવા માટે હું પરમ કૃપાળુ જગતનિયંતા પ્રભુ પાસે બે હાથ જોડી પ્રાર્થના કરૂં છું કે પ્રભુ મને તથા મારી વ્હાલી પ્રજાને સદ્બુદ્ધિ આપે."

ત્યાર બાદ યુવરાજશ્રીએ કહ્યું કે "મારા દાદાશ્રીની નેક સલાહ મને પ્રજા તરફ કર્તવ્યનિષ્ઠ બનવામાં ઘણી ઉપયોગી થઇ પડશે." અમે ઇચ્છીએ છીએ કે યુવરાજ નટવર સિંહજીએ લુણાવાડાની પ્રજાને કહ્યું છે, તેમ "બોલવા કરતાં કરી બતાવવા" તેઓશ્રી ભાગ્યશાળી થાય.

## બટલર કમિટિ કેમ નિમાઇ?

નરેન્દ્રમંડળના ચૅન્સલર પતીઆલાના મહારાજાએ લંડનના 'ઇવિનિંગ સ્ટેન્ડર્ડ' ને મુલાકાત આપતાં હીંદના દેશી રાજકર્તાઓએ પોતાના સંબંધના પ્રશ્નમાં તપાસ કરાવવાની શા માટે માગણી કરી તેનાં કારણો આપતાં જાહેર કર્યું હતું કે ભવિષ્યમાં થનારા સુધારા વધારા અને ફેરફારોનું મહત્વ દેશી રાજાઓ જાણે છે, તેમજ તેઓ એ બાબતનું મહત્વ પીછાણે છે કે, બ્રિટિશ શહેનશાહતને લાગે વળગે છે ત્યાં સુધી દેશી રાજાઓ અને સાર્વભૌમ સત્તા વચ્ચેનો સંબંધ એવી રીતે ગોઠવાવો જોઇએ કે જે એકમેકને હુંફ દેનારો નીવડે. એક મોટા દેશમાં બ્રિટિશ હીંદ અને દેશી હીંદ પરસ્પર લગોલગ આવેલાં છે અને સમગ્ર દેશના આર્થિક લાભો સમાન થતા જાય છે એટલે બંનેના સહકાર વિના દેશનું ભાવી જોખમમાં આવી પડશે. અમારી આ માન્યતાને અંગેજ અમે દેશી રાજાઓએ હાલના વાઇસરૉય લૉર્ડ ઇરવીન ઉપર બ્રિટિશ હીંદની સાર્વભૌમ સરકાર સાથેના અમારા સંબંધ વિષે તપાસ ચલાવવા એક તપાસ પંચ નીમવાનું દબાણ ચલાવ્યું. પરિણામે અમને, બટલર

કમિટીની નીમણુંકથી અમે જેની ઘણા સમયથી રાહ જોતા હતા તે બ્રીટિશ પ્રજા સમક્ષ અમારો કેસ અને દાવા રજુ કરવાની તક મળી છે. અત્યાર પહેલાં આ રાજાઓમાં આટલી એકમતિ અને નિશ્ચય કદિ પ્રગટી નીકળ્યાં નથી. અમે કાંઈ અંગત હેતુથી પ્રેરાયા નથી, પરંતુ અમારો કેસ જે બ્રિટન માટે ખરા રચનાત્મક કાર્યની ગરજ સારે તેમ છે તેને બ્રિટિશ પ્રજા અને પાર્લામેંટરી અભિપ્રાયનો ટેકો મળે તે માટે અમે ઘણા આતુર છીએ.

## અલવર મહારાજાનું વક્તવ્ય.

અલવરના ના૦ મહારાજાએ આબુ ખાતે બંધાવેલા 'જયવિલાસ' મહેલની વાસ્તુક્રિયા તેઓશ્રીની જન્મગાંઠના દિવસે કરવામાં આવી હતી. અને તે ક્રિયા પ્રસંગે રજપુતાનાના એ. જી. જી. ઓન મિ. રેનોલ્ડઝ ઉપરાંત બીકાનેર, કોટા, કીસનગઢ અને લીંબડીના રાજકર્તાઓ, સર મનુભાઇ, સર સુખદેવપ્રસાદ વગેરે હતા. આ પ્રસંગે ના૦ અલવર મહારાજાએ વર્ષગાંઠ એ વિષય ઉપર પોતાના વિચારો દર્શાવ્યા હતા, તેનો કેટલોક ભાગ આ નીચે અમે આપીએ છીએ.

"આજના આ પ્રસંગે આપના સન્મુખ ભાષણ કરતાં એ વર્ષ ઉપર ઇંગ્લેંડમાં એક મેળાવડા સન્મુખ કરેલા ભાષણનું સ્મરણ થાય છે. તે વખતે મેં કહ્યું હતું કે ઘણા પોતાની વર્ષગાંઠને પોતાના જીવનના સ્મરણ સ્તંભરૂપ લેખવાને બદલે, ઘંટીના પડની માફક ભાર રૂપ લેખે છે. જ્યારે કેટલાક તેને જીવનને ઉચ્ચ માર્ગે લઇ જવાના પગથીઆ રૂપ લેખે છે.

અલવરમાં તો આવે પ્રસંગે હું મારી પ્રજા—જેનું જીવન મારા જીવન સાથે સંકળાયલું છે, તેથી સામાન્યતઃ ઘેરાયલો રહું છું. પ્રજાનો પ્રેમ અને પ્રીતિ એ મારો અમૂલ્ય વારસો છે. તે પ્રાપ્ત કરવા તથા તેને યોગ્ય થવા મારો સતત પ્રયત્ન છે. વર્ષગાંઠ, એ જીવનની પ્રગતિનું સરવાયું કહાડવાનો એક દિવસ છે. કારણ કે કોઇપણ પ્રકારનો આદર્શ જો રાખવામાં ન આવે તો પતંગીઆની માફક મનુષ્ય એક વૃક્ષથી બીજે વૃક્ષે ઉડયા જ કરે છે. અત્ર હું મારા રાજ્યવહિવટ વિષે કાંઇ કહી આપને વિલંબ કરવા નથી ઇચ્છતો. એ માટે મારા રાજ્યારોહણનો રૌપ્ય મહોત્સવ અનુકુળ થઇ પડશે. પરંતુ મિત્રતા વિષે તો જરૂર કંઇક કહીશ, તે એ કે બેકને કહ્યું છે તેમ "મિત્રનાનું આવશ્યક પરિણામ અંતઃકરણની લાગણી અને ઉભરા, શાંતિપૂર્વક ખાલી કરવા તે છે." તો પછી આપણે આપણી વર્ષગાંઠ મિત્રો અને મહેમાનો વચ્ચે ગાળીએ તે સુંદર ન કહેવાય ? મારા પ્રતિ આજ જે લાગણી દર્શાવવામાં આવી છે તેનો ઉપયોગ મારા આદર્શને સફલ કરવામાં કરીશ. અને તે માટે આપનો આભાર માનું છું. આ જગતમાં બધાને પ્રસન્ન રાખવાનું મુશ્કેલ છે. કારણ કે કેટલાક આપણને વધુ નમ્ર તો કેટલાક આગ્રહી કહેશે, આપણે શીકાર કરતા હોવાથી કેટલાક આપણને કુર કહેશે, તો કેટલાક આપણે પ્રુસીડંટ જોન્સનના દારૂનિષેધના સિદ્ધાંતને નહીં અનુસરતા હોવાથી અસત્ ગણશે, વગેરે. આ બધાની સદાનુભૂતિમાંથી આપણે પસાર થવાનું છે. અને તેઓ પ્રત્યે દિલસોઝી દર્શાવવાની છે."

## કર્નલ હકસરનું નિવેદન.

હીંદનાં દેશી રાજ્યો તરફથી પુરાવાઓ એકત્ર કરી ઇગ્લેંડ જતાં પહેલાં કર્નલ કૈલાસ નારાયણ હકસરે નીચેની મતલબનું નિવેદન જણાવ્યું હતું:—

થોડા સમય પહેલાં દેશી રાજકર્તાઓ તરફથી બટલર કમિટિ સમક્ષ રજુ થનારી યોજનાનો એક મુસદ્દો પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તે યોજનામાં દેશી રાજ્યો અને તાજ વચ્ચે સીધો સંબંધ છે એમ દર્શાવવામાં આવ્યું હતું. આ સામે બ્રિટિશ હીંદમાં ખૂબ ચર્ચા થઈ છે અને કેટલીક દિશામાંથી એમ કહેવામાં આવે છે, કે બ્રિટિશ હીંદની પ્રગતિનો અવરોધ કરનારી આ એક પ્રકારની રમત છે. પરંતુ ખરી હકીકત તો એવી છે કે રાજકર્તાઓને એવી કોઇ રમત આવડતી જ નથી. દેશી રાજકર્તાઓ તો તેમની સાથે થએલી સંધીઓ અને કરારો પ્રમાણે તેમનું જે સ્થાન છે તે પ્રાપ્ત કરવા ઇચ્છા રાખે છે અને તે વિષેના અજ્ઞાનને લીધે તેમને જે સહન કરવું પડે છે તે દૂર કરવા માગે છે. તેમ તેટલા માટે તાજ સાથે કાયદેસર સીધો સંબંધ રાખવા માગે છે. વળી એમ પણ કહેવામાં આવે છે, કે બટલર કમિટિ સરકારે નથી નીમી પણ રાજકર્તાઓએ તેવી કમિટિની માગણી કરી હતી. તેમ તે કમિટિની કાર્યમર્યાદા પણ રાજકર્તાઓએ જ નક્કી કરી હતી. આ માન્યતા સત્ય નથી. કારણ કે બટલર કમિટિની નીમનોક હીંદુસ્તાનના વધતા જતા આર્થિક વિકાસ અને તેની દેશી રાજ્યોને જે અસર થઇ છે, તેને આભારી છે. બ્રિટિશ-હીંદની પ્રજા હીંદી સરકારની વિરૂદ્ધ હોય કે પક્ષમાં હોય પણ તે સર્વે દેશી રાજ્યોના આર્થિક લાભો ઝુંટવી લેવાની બાબતમાં તો એક મન જ છે. દેશી રાજ્યોની પ્રજા અને બ્રિટિશ હીંદની પ્રજા વચ્ચે પરસ્પર કૌટુંબિક ભાવ છે અને ભાઇચારો છે એવી વાતો તો ખૂબ થાય છે. પણ બ્રિટિશ હીંદના રાજદ્વારીઓ પોતાનો હૃદય પલટો કરશે ? અત્યારે તો એવું કાંઈ થવાનો સંભવ નથી પરંતુ ભવિષ્યમાં તો જરૂર ડહાપણનો વિજય થશે. વળી બટલર કમિટિની નીમનોક કરવાનો વિચાર સરકારે સાત માસ સુધી કર્યો તેમ તે કમિટીનું રાજકર્તાઓએ જે બંધારણ સૂચવ્યું હતું અને જે માગણી કરી હતી તે એ હતી કે કમિટિમાં (૧) દેશી રાજ્યોનો અનુભવી અધિકારી (૨) દેશી રાજ્યોનો વિશ્વાસ માત્ર અર્થશાસ્ત્રી–નાણાંશાસ્ત્રી (૩) હીંદી સરકારનો પ્રતિનિધિ (૪) વડીધારાસભાનો પ્રતિનિધિ (૫) બ્રિટિશ હીંદનો બીન અધિકારી નાણાં શાસ્ત્રી. સ્પષ્ટ છે કે રાજકર્તાઓની આ માગણી સ્વીકારવામાં નથી આવી છતાં પણ બટલર કમિટિ સામે ફરીઆદ કરવાનું રાજકર્ત્તાઓને કાંઈજ કારણ નથી. હીંદમાં એમ પણ માનવામાં આવે છે કે દેશી રાજ્યોએ પોતાની યોજના કમિટિ સમક્ષ રજુ કરી એટલે તેનો સ્વીકાર થઇ ચૂકયો પરંતુ ખરી હકીકત તો એ છે, કે એ કાર્ય બટલર કમિટિની કાર્ય મર્યાદાની બહાર છે.

## દેશી રાજાઓને શું જોઇએ છે?

પતીઆલા રાજ્યના પરદેશ ખાતાના પ્રધાન મી. રશબ્રુક વીલીયમ્સે ઇગ્લેંડના એક

વર્તમાન પત્રમાં 'દેશી રાજાઓને શું જોઇએ છે' એ મતલબનો લેખ લખ્યો છે તેમાં હીંદી સામ્રાજ્ય માટે કેવા પ્રકારની મધ્યસ્થ સરકાર નિમાય તો દેશી રાજકર્તાઓ તેને ટેકો આપશે તેની વિવેચના કરતાં મી. રશબ્રુક જણાવે છે, કે "સામ્રાજ્યની સરકાર અને દેશીરાજાઓ વચ્ચે જે સંધીઓ થઇ છે તેને ખાસ અગત્ય આપવી જોઇએ. કારણ કે આ સંધી અને કરારનામાને આધારે દેશીરાજાઓ એમ માને છે કે તેમને એક સ્વતંત્ર અને મિત્રરાજ્ય તરીકે સ્વીકાર કરવાને માટે બ્રીટીશ સામ્રાજ્યની સરકાર વચન આપીને બંધાઇ ગઈ છે. અને તેથી હીંદી સરકારે માત્ર બ્રીટીશ હીન્દમાં જ પોતાની રાજ્યવ્યવસ્થા કરીને અને અમલ ચલાવી સંતોષ પકડવો જોઇએ અને દેશીરાજાઓના રાજ્યમાં દખલ કરી અમલ ચલાવાનો પ્રયત્ન કરવો નહી જોઈએ. દેશી રાજ્યો પોતાની રાજ્યવ્યવસ્થા સ્વતંત્ર રીતે ચલાવી શકશે. આ પ્રમાણે દેશી રાજ્યોનું બનેલા હીંદ અને બ્રીટીશ હીંદ એકત્ર થઇને હીંદી સામ્રાજ્યનું બંધારણ ઘડવું જોઇએ. આ બંધારણની રૂએ દેશી રાજ્યો પોતાની અંતરગત, બ્રીટીશ હીંદ તેની અંતરગત બાબતમાં સ્વતંત્ર રહેશે. આ પ્રમાણે મળીને જે કામ કરવામાં આવશે તોજ ખરેખરૂં હીંદ સામ્રાજ્ય ઘડી શકાશે. આ પ્રમાણે મધ્યસ્થ સરકારનું જે બંધારણ ઘડવામાં આવે તેના પર બ્રીટીશ હીંદ જેટલું જ દેશી રાજ્યોનું પ્રતિનિધિત્વ હોવું જોઇએ."

## ગીતાજી સંબંધે સર પટ્ટણીના વિચારઃ—

મહુવામાં "ધી કૃષ્ણ કુમાર મીલ્સ" ખુલ્લી મૂકવા સર પટ્ટણી પધારેલા ત્યારે ત્યાંની પાઠશાળામાં તેઓશ્રી ગીતા શ્રવણ કરવા ગયા હતા એ વખતે ગીતાજી ઉપર પોતાનું મંતવ્ય દર્શાવતાં મહુવાનાં પ્રજાજનોને અનુલક્ષી નીચેની મતલબનું કહ્યું હતુંઃ—

"મહુવાના પ્રજાજનો શ્રીમદ ભગવદગીતાના શ્રવણનો અમૂલ્ય લાભ લે છે તે જાણી મને જે આનંદ થાય છે તેનું વર્ણન હું કેમ કરી શકું? એક માણસ તરીકે હું આનંદ પામું છું તેના કરતાં અધિકારી તરીકે હું વિશેષ આનંદ પામું છું. જે કાર્ય રાજાએ કરાવવાનું છે, તે પ્રજા પોતાની જાતેજ કરે છે, તે પ્રજા મહા ભાગ્યવાન છે. પાંચ વર્ષ પહેલાં શાળાની મેં મુલાકાત લીધી હતી. અને સ્વામી મહારાજનું પ્રવચન સાંભળ્યું હતું પણ ફરીથી આજની મુલાકાત પ્રસંગે તે શાળા ને પ્રવચનમાં એટલો બધો ફેરફાર થએલો જોઉં છું કે મને એમ થાય છે કે, આજ હું આ શાળામાં આવ્યો તેથી હું મારૂં સદ્દભાગ્ય સમજું છું. ગીતાજી પરલોક સુધારે છે તેમાં તો શકજ નથી, પણ તેનો અભ્યાસ આ લોકમાં એટલો બધો લાભકારક છે કે તેનું વર્ણન વાણીથી બ્હાર છે. મારા સ્વાધ્યાયમાં ગીતાજી પ્રથમ છે. પહેલાં એક વખત ગટુલાલજીને શ્રાદ્ધની બાબતમાં મેં પૂછ્યું હતું ત્યારે તેમણે બહુ સરળતાથી જવાબ આપ્યો હતો. પણ હાલમાં પશ્ચિમમાં થએલી શોધો સચોટ પુરવાર કરે છે કે માણસો પોતાના પિતૃઓ સાથે વાતચીત કરી શકે છે. આપણે યાદ રાખવું જોઇએ કે શ્રીભગવદ-ગીતા શાસ્ત્ર એટલા સાચા અને ઉત્તમ સિદ્ધાંતોથી ભરેલું છે કે તેમાંનું એક પણ રત્ન આપણા જીવનમાં ઉતરે તો મનુષ્ય દેવ બની જાય.

"ધારો કે તમે કાંઈ ગુન્હો કરયો હોય અને મહારાજા ભાવસિંહજીના પુત્ર તમને એક ચીઠી લખી આપે કે "તારે ફીકર કરવી નહીં. હું તારી સર્વ પ્રકારે-કોર્ટ ગમે તેમ કરશે તો પણ-રક્ષા કરીશ." ભલા, પછી આપ કેટલાં બેફીકર રહો છો? તેમજ સત્ય-જ્ઞાન અને અનંત આનંદ સ્વરૂપ પરમાત્મા કહે છે કે, "સર્વ ધર્મોને છોડીને તું મારે શરણે આવ. હું તને સર્વ પાપોથી છોડાવીશ તું ફીકર કરમાં" આ કાંઈ જેવી તેવી વધામણી નથી, પણ સ્વામી મહારાજ કહે છે તેમ નિષ્કામ કર્મ તેમજ જ્ઞાન અને ઉપાસના શું છે તેનું હાર્દ જાણવા સદગુરૂ દ્વારા એક વખત આ શાસ્ત્ર અવશ્ય શીખવું જોઇએ; નહીં તો નિષ્કામ કર્મની વ્યાખ્યા સમજાશે નહીં. આ સંબંધમાં એક બ્રાહ્મણનું દૃષ્ટાંત આપીને રહમજાવું કે તેમ કરવામાં ન આવે તો કેવી ગતિ થશે. "એક બ્રાહ્મણ શૌચ ગયેલો ત્યાં એક ગાયે આવીને મેલા પદાર્થમાં મોઢું નાખ્યું. બ્રાહ્મણે કળશાનો ઘા કર્યો અને ગાય મરણ પામી. ગૌહત્યા બ્રાહ્મણને વળગવા આવી ત્યારે બ્રાહ્મણે કહ્યું કે હાથના દેવતા ઇંદ્ર છે, એટલે કે તેણે હત્યા કરી છે માટે ત્યાં જા. ગૌહત્યા ઇંદ્ર પાસે ગઇ અને ઇંદ્રને કહ્યું. ઇંદ્રે ગૌહત્યારા તરીકે ગાયનું ચામડું ઓઢયું. કાળક્રમે બ્રાહ્મણ બહુજ ધનાઢય થયો અને ઘણા યજ્ઞો કર્યા. યજ્ઞનો ધુમાડો સ્વર્ગ સુધી પહોંચતાં ઇંદ્રને ખબર પડયા એટલે તે બ્રાહ્મણનું રૂપ ધરીને ગાયનું ચામડું ઓઢીને યજ્ઞમાં આવ્યા. અને બ્રાહ્મણને મળ્યા. બ્રાહ્મણે કહ્યું કે હું યજ્ઞ કરનાર છું. એટલે ઇંદ્રે કહ્યું કે ગાય મારતી વખતે તો ઇંદ્ર મારનાર હતો ને હવે અત્યારે કહે છે કે હું યજ્ઞ કરનાર છું? અને જો તેમ હોય તો આ ગાયનું ચામડું પણ તુંજ ઓઢી લે." માટે જ નિષ્કામ એટલે-હું અને મારૂં જે છે તે પ્રભુનુંજ છે, એમ માની તે પ્રભુ પ્રસન્ન થાય તેવાં શાસ્ત્રદ્વારા કર્મ કરવાનો માર્ગ સમજી, આચરણ કરવામાં અત્યંત લાભ છે. હું પ્રવચન કરવા ઉભો થયો નથી પણ મારો આનંદ જાહેર કરૂં છું કે હજુ પણ આ રાજ્યમાં આવી ધાર્મિક સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે તેમજ આવા નિષ્પક્ષપાત સત્ય ઉપદેશક મહાત્માઓ છે એ જાણી રાજા તેમજ પ્રજા બન્નેને ઘણું સંતોષ પામવા જેવું છે.

છેવટમાં એટલું જ કહું છું કે મને એમ લાગે છે કે હું અહીં આવ્યો તે બહુજ સારૂં થયું. પ્રવચનથી મને અતિ સંતોષ થયો છે. મહુવાની પ્રજા હમેશાં આ પ્રમાણે લાભ લેતી રહે તો તેનું પરમ શ્રેય થાય એ નિઃસંશય છે."

## લીંબડી રાજ્યમાં કૃષિ શિક્ષણ.

લીંબડીના નામદાર ઠાકોર સાહેબે પોતાના રાજ્યની પ્રાથમિક શાળાઓમાં ફરજીઆત કૃષિ શિક્ષણનો ઠરાવ પ્રસિદ્ધ કર્યો છે, તેમાં જણાવવામાં આવ્યું છે. કે "દરેક નિશાળમાં પાંચમાંથી સાતમા ધોરણ સુધી ખેતીનું શિક્ષણ ફરજીયાત દાખલ કરવાનું ઠરાવવામાં આવે છે અને તેને માટે પાઠય પુસ્તકો તરીકે મેસર્સ મનહર બ્રધર્સ તરફથી પ્રસિદ્ધ થએલ "ખેતીવાડી પાઠય પુસ્તક" નામનું પુસ્તક મંજુર કરવામાં આવે છે. ધોરણ પાંચમું પાઠ

૧ થી ૩૩, ધોરણ છઠ્ઠું પાઠ ૩૪ થી ૬૪, ધોરણ સાતમું પાઠ ૬૫ થી ૯૮. જેમ પાંચ વિષયો દર એક સો સો માર્કના છે તેમ ખેતીવાડીનો વિષય છઠ્ઠો ગણાશે અને તેના પણ ૧૦૦ માર્ક ગણાશે વાર્ષિક પરીક્ષા વખતે તેની પરીક્ષા લેવાશે પણ આ સાલ પાંચમાં છઠ્ઠા ને સાતમા એ દરેક ધોરણને માટે આ નવો શરૂઆતનો વિષય હોઈ પાઠ ૧ થી ૩૩ સુધી શીખવવાના છે પછી બીજી સાલની પરીક્ષા છઠ્ઠા અને સાતમા ધોરણની પાઠ ૩૪ થી ૬૪ સુધી અને ત્રીજી સાલથી ઉપર ઠરાવેલ અભ્યાસ ક્રમ પ્રમાણે નિયમિત રીતે અભ્યાસ તૈયાર થઇ શકશે"

પ્રાથમિક શાળાના શિક્ષણ ક્ષેત્રમા આવું પગલું ભરવા બદલ અમે નામદાર ઠાકોર સાહેબને માનપૂર્વક અભિનંદન આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે આ ઠરાવનો અમલ માત્ર દેખાવ પૂરતોજ ન થાય પરંતુ ભવિષ્યમાં આ શિક્ષણ એટલી હદ સુધી વિકસે કે ખેતીવાડીના શિક્ષણને લગતી શાખા રાજ્ય માટે એક સ્વતંત્ર પ્રયોગાત્મક ખેતીને લગતી મધ્યસ્થ સંસ્થા-શાળા સ્થાપવાની જરૂર ઉભી થાય એટલું જ નહીં પણ તે માત્ર રાજ્યને જ નહીં પણ સૌ કોઇને ઉપયોગી થઇ પડે.

## વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે.

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓના મે. આસિ. કયુરેટર સાહેબ ડી. એલ. ઓ. નં. ૧૭૧ ના. ૩ જી જુલાઇ ૧૯૨૮ ના પોતાના પત્રમાં અમને જણાવે છે, કે આ રાજ્યની લાયબ્રેરીઓને દેશી રાજ્ય માસિક ખરીદ કરવાની ભલામણ કરવામાં આવે છે. આ માટે અમે તેઓશ્રીનો આભાર માનીએ છીએ.

# માસિક નોંધ

## પ્રજાજીવનની આવશ્યકતા

"રાજ્ય પ્રબન્ધનો ભવિષ્યનો ઉદ્દેશ એ નક્કી કરવામાં આવ્યો છે, કે પ્રત્યેક ગામમાં પાણી ન સુકાય એવો એક મીઠા પાણીનો કુવો, એક તળાવ, એક સાધન સંપન્ન પ્રાથમિક શાળા, એક સહકારી મંડળી, અને એક દવાખાનું સ્થાપવાની વ્યવસ્થા કરવી જોઇએ. પ્રજાની બીજી ઘણી જરૂરીઆતો છે, પરંતુ સૌ કરતાં પ્રથમ આ કાર્યોમાં દ્રવ્ય ખરચવામાં આવશે, જે પ્રજા જીવનને માટે મુખ્ય છે." મ્હૈસોર રાજ્યના દિવાને રાજ્યની ધારાસભા સમક્ષ બજેટ રજુ કરતાં આ પ્રમાણે ઉદ્ગાર કહાડયા છે. બ્રિટિશ હીંદના રાજતંત્રમાં બીજો ગમે તેટલો તફાવત હોય પરંતુ દેશી રાજ્યો કેળવણીના પ્રદેશમાં તો સાવ સ્વતંત્ર છે. અલબત્ત એ સ્વાતંત્ર્યનો વડોદરા જેવાં રાજ્યોએ લાભ પણ લીધો છે, પરંતુ મ્હૈસોરના દિવાને જે ઉપર સાદી યોજના રજુ કરી છે તે એવી છે કે જો ધારે તો બીજાં દેશી રાજ્યો પણ તેને અપનાવી શકે. રાજ્યોમાં શક્તિ છે, માત્ર

ઇચ્છા જોઇએ. મર્હુમ ગોપાળ કૃષ્ણ ગોખલેએ ૧૯૧૨ માં વડી ધારાસભા સમક્ષ આખા હીંદમાં ઓછામાં ઓછો લેખન વાચનનો સત્તર પ્રચાર થઇ શકે એ હેતુથી પ્રેરાઇ પ્રાથમિક કેલવણીનો ખરડો રજુ કર્યો હતો. કેલવણીના ફરજીઆતપણા સામે સરકારે વાંધો લીધો અને પછી તો એ આખો ખરડો ઉડી ગયો. અને હજી પણ બ્રિટિશ હીંદમાં કે જ્યારે ૧૯૧૨ કરતાં એસેમ્બ્લીમાં બહુમતિ વધી છે, ત્યારે પણ એવો કોઇ ખરડો પસાર થઇ તેનો અમલ થવાનો સંભવ નથી. પરંતુ દેશી રાજ્યો તો મ્હૈસોરની જેમ જરૂર આ સવાલ ઉપાડી લઇ પોતાના રાજ્યમાં સંપૂર્ણપણે પ્રાથમિક કેળવણીનો પ્રચાર કરવાનું હાથમાં લઇ શકે એમ છે.

---

## સદ્‌ગત રા.બા.નાથાભાઈ અવિચળદાસ

વાંકાનેર રાજ્યના માજી દિવાન, નડીઆદના વતની રા. બા. નાથાભાઈ અવિચળદાસ દેસાઇના અવસાનથી વાંકાનેર રાજ્યને એક અનુભવી ઉત્તમ સલાહકારની ખોટ પડી છે. વાંકાનેરના હાલના રાજકર્ત્તા ના૦ મહારાણા સર અમરસિંહજી ગાદીએ આવ્યા કે તુરતજ તેઓશ્રીએ પોતાના રાજ્ય માટે કુશળ દિવાનની શોધ કરવા માંડી અને તે વખતના પોલીટીકલ એજંટ મિ. હંટરની સલાહથી રા. બા. નાથાભાઇની ૧૮૯૦ ના અરસામાં દિવાનપદે નિયુક્તિ કરી. તેમ લગભગ તેજ અરસામાં ન્યાય વહીવટના કામ માટે ઇડરના હાલના દિવાન રા. બા. કોટકની નાયબ દિવાન પદે પણ નિયુક્તિ કરી. રા. બા. નાથાભાઇની કારકીર્દિની શરૂઆતમાં ભયંકર દુસ્કાળ છપ્પનીઓ પડ્યો. ઓગણીશ વર્ષના મેનેજમેંટ પછી પણ રાજ્યની તેજોરીમાં નાણાં નહીં જેવાં હોવાથી દુષ્કાળની પરિસ્થિતિને પહોંચી વળવા અત્યંત મુસ્કેલી નડી. મનુષ્ય અને ઢોરોનો સંહાર વધતો અટકાવવા રીલીફવર્ક ઉપાડી, તળાવો બંધાવી, તેમજ ગુજરાતમાંથી ઘાસ અને માળવામાંથી બાજરો મંગાવી રા. બા. નાથાભાઇએ ખેડુતોને બચાવ્યા. પરિણામે થોડાં વર્ષ વિત્યા બાદ તેમની અત્યંત કાળજી, દીર્ઘદૃષ્ટિ તથા "Most economic" રાજ્ય વહીવટને લીધે રાજ્ય આબાદ થયું. તેમના કાર્યથી એજન્સિના અધિકારીઓ પણ સંતુષ્ટ રહેતા. ભાયાતો ઉપરના દેશદાણના હક ફરી પ્રાપ્ત કરવામાં તથા વાંકાનેર રાજ્યના તાબાના અમદાવાદ જીલ્લામાં આવેલા ખસ્તા ગામના લોકો કાયમ "ટિનન્સી" નો હક ધરાવતા હતા તેમની સામેના કેસમાં રા. બા. નાથાભાઇએ સતત પ્રયત્ન કરી જીત મેળવી રાજ્યને સારો ફાયદો કરી આપ્યો હતો. તેમ રાજ્યમાં પણ ઘણા સુધારા દાખલ કર્યા. ના૦ મહારાણાશ્રી સર અમરસિંહજી પણ તેમના પ્રતિ સન્માન ધરાવતા હતા. અને જ્યારે ૧૯૧૭માં રા. બા. નાથાભાઇ નિવૃત્ત થયા ત્યારે તે નામદારે તેમની સુયોગ્ય કદર કરી હતી. નિવૃત થયા પછી રા. બા. નાથાભાઈ પાલણપુર રાજ્યમાં ના૦ નવાબ સાહેબની માગણીથી થોડો વખત રહ્યા અને તે દરમિયાન રાજ્ય અને તાલુકદારો વચ્ચેના ઝગડાનો તેમણે સમાધાની પૂર્વક નિકાલ કરી આપ્યો. ત્યાર પછી તેમણે પોતાના મિત્ર રા. મુલચંદ આશારામ શાહની સાથે હિંદુસ્થાનનાં ધામોની યાત્રા કરી. તેઓ કાર્યકુશળ અને મનુષ્ય સ્વભાવને યત્કીંચિતમાં ઓળખી શકતા હતા. આથી તેમજ પોતાના સાદા જીવનથી, નિરભિમાનપણાથી અને ધર્મ વૃત્તિથી તેઓશ્રીએ રાજા પ્રજાની અત્યંત પ્રીતિ સંપાદિત કરી હતી. અમે સદ્દગતના આત્માને પરમ શાંતિ ઇચ્છીએ છીએ.

---

## એક નિષ્ફળ યોજના.

નરેંદ્રમંડળની સ્ટેન્ડીંગ કમિટિના વતી અર્થાત દેશી રાજ્યો વતી સરસેસ્થી સર્કારે મુંબાઈની નરેંદ્રસભામાં જે યોજના રજુ કરી હતી તે અમે ગતાંકમાં આપી છે. સમગ્ર યોજના જોઇ ગયા પછી એક જ વસ્તુ જણાય છે, કે તેમાં દફતરો અને કરારનામાઓનું જ્ઞાન છે પણ તેની સાથે દેશીરાજ્યોનો ઉંડો અનુભવ નથી. પરંતુ આટલેથી બસ નથી. યોજના ઘડનારને જે કહેવું છે તે પૂરૂં કહી શકાયું નથી. પરિણામે સલામતીના માર્ગોના પેટા કાનુનો રાખી છવ વગરના શબરૂપ આખી યોજના ઉભી કરવામાં આવી છે. દેશી રાજ્યોની પ્રજા તો આ યોજના પ્રતિ અણગમો દર્શાવે જ પણ રાજકર્તાઓમાં પણ તે વખાણને પાત્ર નહીં નીવડે. આખી યોજનાનો એ એક એકજ ગુણ છે, અને તે એ કે સમર્થ કાયદા શાસ્ત્રીએ તે તૈયાર કરી છે એવું જણાઈ આવે છે. બાકી તો તેમાં સરલતા, સ્પષ્ટતા, અને સ્વાભાવિકતા કરતાં ગુંચવાડો, અસંબદ્ધતા અને કૃત્રિમતા વધારેમાં વધારે છે. આખી યોજના દેશી રાજ્યોની સંસ્કૃતિ, તેમનો વહીવટ અને પ્રણાલિકાને ક્ષતિ પહોંચાડનારી છે. એટલુંજ નહીં પણ જો તેને એકવાર અમલમા મૂકવામાં આવે તો તેનો અમલ કરનારાઓજ તેમાં ગુંચવાઇ પડે એવી છે. દેશી રાજ્યોના સંબંધી વાઇસરૉયને યોગ્ય સલાહ મળે, દેશી રાજ્ય અને બ્રિટિશ હીંદના સામાન્ય પ્રશ્નોની સાથે મળી વિચારણા થાય અને રાજ્યો રાજ્યો વચ્ચે તેમજ રાજ્યો અને બ્રિટિશ સરકાર વચ્ચે ઉત્પન્ન થએલા મતભેદનો નિર્ણય થાય: આટલા મહત્વના મુદ્દાઓ લક્ષમાં રાખી આખી યોજના તૈયાર કરવામાં આવી છે. અને આ માટે ગવર્નર જનરલ ઈન કૅાસીલની માફક વાઇસિરૉય અને ઈંડીયન સ્ટેટ્સ કૅાસીલ, યુનીયન કૅાસીલ અને યુનીયન સુપ્રિમ કોર્ટનું બંધારણ રચવામાં આવ્યું છે. અને તેને પણ રાજકર્તાઓને સંતોષ આપવાના હેતુથી સલામતીના માર્ગો દ્વારા એટલું જકડી લેવામાં આવ્યું છે, કે આપો આપ આખી યોજનાની શૂન્યતા પૂરવાર થઇ જાય છે. ઘણાં મોટાં દેશીરાજ્યોને તો આ યોજના સાથે કશો સંબંધ જ નથી. તેમ ઘણાં રાજ્યો આ માટે ઉદાસીન છે. એવી સ્થિતિમાં આ યોજનાને સફળ કરવી હોય તો તેને માટે એકજ માર્ગ છે અને તે એ કે જેમ બને તેમ તેને સરલ અને ઓછી આંટીઘુંટી વાળી બનાવવી અથવા તો તેને એટલેથીજ ઉંચી મૂકવી. બીજું એ કે દેશીરાજ્યો અને એના વહીવટનો ઉંડો અનુભવ ધરાવનારા, દેશીરાજ્યોની મુશ્કેલીઓ અને બ્રિટિશ હીંદ સાથે કે તાજ સાથે તેનો કેવા પ્રકારનો સંબંધ જોઇએ તેનું જ્ઞાન ધરાવનારા, તથા આ ઉભયના આર્થિક પ્રશ્નો સમજનારા તેમજ પાર્લામેંટરી પદ્ધતિના અનુભવવાળા કુશળ ગૃહસ્થો હીંદમાં નથી ? કે આ અવ્યવહારૂ યોજનાના સ્થાને દેશી રાજ્યોને અનુકુળ યોજના ન કરી શકે ? રાજકર્તાઓએ આ પ્રશ્ન સામે ઉદાસીનતા ન રાખવી જોઇએ. કારણકે તટસ્થવૃત્તિ એ પણ અર્ધો સ્વીકાર છે.

## રાજકર્તાઓની યુરોપની મુસાફરી.

લોર્ડ કર્ઝને પોતાની કારકીર્દિમાં એક સરક્યુલર દ્વારા રાજકર્તાઓની યુરોપની મુસાફરી ઉપર અંકુશ મૂકયો, અને હીંદી સરકારની પરવાનગી સિવાય રાજકર્તાઓ યુરોપની મુસાફરીએ ન જઈ શકે એમ જણાવ્યું. આવા પ્રકારનો અધિકાર હીંદી સરકારને છે, કે નહીં તે સંબંધી ૧૯૦૧ માં આમની સભામાં પૂછ પરછ કરવામાં આવી હતી. તે વખતના હીંદી પ્રધાન લૅાર્ડ જ્યોર્જ હેમીલ્ટને જણાવ્યું હતું કે એક તો આ સંબંધી કંઈક ગેરસમજ થવા પામી છે, અને બીજું તેમાં લૅાર્ડ કર્ઝનનો હેતુ નિર્મળ છે. તેણે કહ્યું હતું કે રાજકર્તાઓના આ રીતના આંતર્ વ્યવહારમાં વચ્ચે પડવાનો હીંદી સરકારને એક રીતે અધિકાર છે-કારણ કે તેમાં રાજ્યોનું હિત છે. રાજકર્તાઓ કે જેઓ પોતાના રાજ્યના વહીવટ માટે અંગત રીતે જવાબદાર છે–અને લૅાર્ડ કર્ઝનના વખતમાં તો તેમ સર્વત્ર હતું–એટલે તેઓ રાજ્યની બહાર રહેવાને બદલે રાજ્યમાં વધારે વખત રહે તો વહીવટીયંત્ર સફળ રીતે ચાલે એવા શુભ હેતુથી પ્રેરાઇ લોર્ડ કર્ઝને ઉપરની મતલબનો સરક્યુલર કાઢયો હતો એમ આપણે ધારીએ. હવે જો કે એ અંકુશ દૂર થયો છે એટલે છેલ્લાં આઠ દસ વર્ષમાં ભાગ્યે જ કોઇ સાધન સંપન્ન રાજાએ યુરોપની મુસાફરીનો લાભ નહીં ઉઠાવ્યો હોય! રાજકર્તાઓની યુરોપની મુસાફરી સામે જે વાંધાઓ છે, તે ઉપર કહ્યું તેમ તેમનું રાજ્ય વહીવટમાં લક્ષ નથી રહેતું, અને બીજું તે અસાધારણ ખરચાળ છે. આ તદ્દન ખરું છે અને લોર્ડ ઇરવીને પણ આ તરફ રાજાઓનું એક વાર પુનઃ લક્ષ્ય પણ ખેંચ્યું છે. અત્યારે રાજકર્તાઓ કાંતો રાજદ્વારી હેતુથી અને કાંતો પ્રકૃતિની સુધારણા અર્થે યુરોપ જવાનું પસંદ કરે છે. રાજદ્વારી કારણોસર-રાજકર્તાઓ ઇંગ્લેંડ જાય તે બરાબર છે પણ શું એ હેતુ ઇંગ્લેંડમાં સાધી શકાય છે? અને છતાં, પ્રશ્ન એ છે કે રાજદ્વારી હેતુ પતી ગયા પછી શું રાજકર્તાઓ તુરત પોતાની પ્રજા વચ્ચે પાછા ફરે છે? સિવાય પ્રકૃતિની અસ્વસ્થતાને કારણે જેઓ પરદેશ જાય છે, તે વિષે કાંઇ કહેવું એ અપ્રસ્તુત છે. પરંતુ આ બધાના મૂળમાં મુખ્ય પ્રશ્ન રાજકર્તાઓ તરફથી કરવામાં આવતો અસાધારણ નાણાં વ્યય છે. પણ અમે સાંભળ્યું છે, ને ખરૂં હોય, તો તે એ છે, કે રાજકર્તાઓ હીંદુસ્તાનમાં શીતળ ટેકરીઓ ઉપર જાય છે, ત્યાં તેમને જે ખર્ચ થાય છે, તેના કરતાં યુરોપની મુસાફરીનો ઓછો ખર્ચ થાય છે. આવાં સ્થળોએ પોલીટીકલ અધિકારીઓ સાથેના વારંવારના સંબંધો, તેમજ હીંદુસ્તાનમાં તો રાજાઓએ અમુક ઢબે રહેવું જોઇએ, એવી પડી ગએલી રૂઢિથી સંભવ છે, કે ઉપરની દલીલમાં કાંઇ વજુદ હોઇ શકે. પરંતુ તેથી કાંઇ રાજકર્તાઓની યુરોપની મુસાફરીની અગત્ય સિદ્ધ થઇ શકતી નથી. વળી એમ પણ માન્યતા છે, કે યુરોપમાં અને ઇંગ્લેંડમાં રાજદ્વારી ક્ષેત્રના અનુભવે હીંદી સરકાર સાથેના કામકાજમાં રાજકર્તાઓને કેટલેક અંશે અનુકુળતા પડે છે. આ એક પ્રકારનો ભ્રમ છે. ખરૂં તો એ છે કે યુરોપની પ્રજામાં ત્યાંના રાજ્ય બંધારણ સંબંધે દૃઢ થઇ ગએલા ખ્યાલથી અને હીંદી સંસ્કૃતિ અને રાજવંશોની પ્રણાલિકાના તે પ્રજાના અજ્ઞાનથી રાજકર્તાઓની ઇંગ્લેંડ કે યુરોપની મુસાફરીએ ત્યાંની પ્રજામાં વિવિધ કલ્પનાઓનો જન્મ આપ્યા

સિવાય કશી જ શિષ્ટ છાપ નથી પાડી. હીંદના બુદ્ધિમાન્ રાજકર્તાઓના લક્ષ બહાર આ વાત સ્વાભાવિક રીતે ન હોવી જોઈએ.

---

## પુદુકોટાના ગાદી વારસાનો સવાલ.

પુદુકોટાના રાજકર્તાના અવસાન પછી રાજ્યગાદીના વારસા માટે ગંભીર તકરાર ઉપસ્થિત થઇ છે. પુદુકોટા, મદ્રાસ ઇલાકામાં પાંચ લાખની વસ્તીવાળું ૨૨ લાખની આવક ધરાવનારૂં નાનું રાજ્ય છે. મર્હુમ છેલ્લા રાજકર્તાને ૧૮૮૬ માં દત્તક લઇ ૧૮૯૪ મા રાજ્યગાદી સુપ્રત કરવામાં આવી હતી. ત્યાર બાદ થોડાંજ વર્ષમાં મર્હુમ રાજકર્તાએ યુરોપની મુસાફરી શરૂ કરી. ૧૯૧૫ માં તે એક ઓસ્ટ્રેલીઅન સ્ત્રી સાથે પરણ્યા અને તેથી તેને ૧૯૧૬ માં સીડની માર્તંડ પુત્ર થયો. આ સીડની માર્તંડ અને મર્હુમ રાજકર્તાના નજીકના સંબંધી રાજકુમાર રામચંદ્રરાવ, એ બન્નેએ ગાદી માટે પોતાનો દાવો હીંદી સરકાર સમક્ષ રજુ કર્યો છે. સીડની માર્તંડનો એ દાવો છે કે વારસાપણાનો હીંદુ કાયદો પુદુકોટા રાજ્યને લાગુ પડતો નથી. એ ખરૂં છે, કે પુદુકોટા રાજ્યનો સંબંધ અંગ્રેજ સરકાર સાથે જુદી તરેહનો છે. એ રાજ્યને સરકાર સાથે કોઇ પણ પ્રકારના કરારો થયા નથી તેમજ ત્યાંની કોર્ટ ઉપર સરકારની હકુમત નથી; પરંતુ તેથી તે રાજ્ય હીંદુ વારસાપણાના કાયદાની બહાર છે એમ ન કહેવાય પુદુકોટાના મર્હુમ રાજકર્તાનો બ્રાહ્મણોને હાથે હીંદુ વિધિ પૂર્વક અગ્નિ સંસ્કાર કરવામા આવ્યો છે તેમજ અત્યાર સુધી રાજ્યના દરેક વિધિ-પ્રસંગે હીંદુ ધર્મની રૂઢિ અને નિયમોનો સ્વીકાર કરવામાં આવ્યો છે. અને એટલા માટે ગાદીના વારસાનો નિર્ણય પણ હીંદુ ધર્મશાસ્ત્ર અનુસારજ થવો જોઇએ. અમને લાગે છે, કે આ પ્રશ્ન માત્ર પુદુકોટા પુરતો જ ઉપયોગી નથી, પરંતુ હીંદુસ્તાનનાં દેશી રાજ્યો પુરતો ઉપયોગી છે. વળી પુદુકોટની પ્રજા પણ ઇચ્છે છે, કે તે નિર્ણય હીંદુ ધર્મ શાસ્ત્ર અનુસાર જ થવો જોઇએ. એક રાજકર્તાની ખાનગી મીલકતનો તે ગમે તે ઉપયોગ કરી શકે પરંતુ રાજ્ય એ કાંઇ ખાનગી મીલકત નથી. એટલા માટે તેના વારસાનો નિર્ણય કોઈ પણ સંયોગોમાં અપવાદ રૂપ ન કરી શકાય પણ ધર્મ, રૂઢિ, રિતરિવાજ અને લોક લાગણીને માન આપીને જ તે નિર્ણય કરવો જોઇએ. જો સીડની માર્તંડને વારસ તરીકે સ્વીકારવામાં આવશે તો અમને ભય છે, કે રાજકર્તાઓ જ નહીં પણ હીંદની પ્રજા પણ એ નિર્ણયને યોગ્ય-નિર્ણય નહીં ગણે. આવા દાખલાઓમાં સારામાં સારો માર્ગ એ છે કે પ્રણાલિકા અનુસાર જ વર્તવું અને અમને આશા છે, કે હીંદી સરકાર એ દૃષ્ટિએ જ નિર્ણય કરશે.

---

## દેશી રાજ્યોની પ્રજાનું પ્રતિનિધિ મંડળ.

સમગ્ર હીંદ દેશી રાજ્ય પરિષદની કાર્યવાહક સમિતિએ રાજ્યોની પ્રજાનું દૃષ્ટિબિંદુ ઇંગ્લેંડની પ્રજા તેમજ બટલર કમિટિ સમક્ષ રજુ કરવા ત્રણ ગૃહસ્થોનું એક પ્રતિનિધિમંડળ મોકલવાનો બહુમતિથી ઠરાવ કર્યો છે. પરંતુ આવું મંડળ મોકલવું એ સમયાનુકૂલ અને ઉપયુક્ત છે? પહેલું તો ઇંગ્લેંડની પ્રજાને અત્યારના દુનિયાના આંતર રાષ્ટ્રીય તેમજ સ્થાનિક પ્રશ્નોને અંગે, જ્યાં બ્રિટિશ હીંદના

જ પ્રશ્નોમાં નજીવો રસ છે ત્યાં દેશી રાજ્યોના પ્રશ્નોમાં તે કયા હેતુથી રસ લે ? અને બીજું એ કે બટલર કમિટિનું કાર્યક્ષેત્ર જ મર્યાદિત છે. કારણ કે હીંદી સરકાર અને દેશી રાજ્યો વચ્ચેના અત્યાર સુધીમાં ઉભા થયેલા રાજદ્વારી તેમજ આર્થિક પ્રશ્નોની તપાસ કરી, બન્ને પક્ષની વિગતો સમજી તે સંબંધી માર્ગ સૂચવવા એ કમિટિની નીમનોક કરવામાં આવી છે. અર્થાત્ કે દેશી રાજ્યોની પ્રજાનું દૃષ્ટિબિંદુ આ કમિટિ સમક્ષ રજુ થવું અશક્ય છે. વળી અત્યારે એ કમિટિ એવા પ્રશ્નોની તપાસ કરે છે, કે જે પ્રશ્નોના અમુક ભાગ સાથે બ્રિટિશ હીંદને વધારે સંબંધ છે. અને અત્યાર સુધીના કમિટિના કામકાજ ઉપરથી તેમજ બંધારણ ઉપરથી જણાય છે, કે બ્રિટિશ હીંદની પ્રજા વતી એ જવાબદારી હીંદી સરકારે સ્વીકારી પણ છે. એટલે હીંદી સરકારની સહાનુભૂતિ વગર પ્રતિનિધિ મંડળ ઇગ્લેંડ જાય તો બટલર કમિટિને કશી અસર કરે એ માનવું નિરર્થક છે. વળી એક વાત ભૂલવા જેવી નથી કે હીંદી સરકાર સ્વયં દેશીરાજ્યોના વહીવટ પ્રતિ છેલ્લાં કેટલાંક વર્ષોથી ઝીણવટથી લક્ષ આપે છે. અને ગયા ફેબ્રુઆરીમાં નરેંદ્ર મંડળમાં " દેશીરાજ્યોમાં જાનમાલની સલામતી તથા વ્યક્તિ સ્વાતંત્ર્ય " ને લગતો જે ઠરાવ થયો હતો તે તેના પરિણામ રૂપ છે. દેશી રાજ્યોની પ્રજાનો વ્યવસ્થિત રીતે ટેકો મેળવવાનું શક્ય ન હોય પરંતુ બ્રિટિશ હીંદના રાજદ્વારીઓની સહાનુભુતિની તો આવશ્યક્તા છે. જ્યારે મહાત્મા ગાંધીજી અને પંડિત મોતીલાલ નહેરૂ વગેરે આગેવાનો આવું મંડળ મોકલવાની આવશ્યક્તા નથી જોતા. અર્થાત્ કે હીંદી સરકારની વાત તો રહી પણ દેશી રાજ્યોની પ્રજા કે બ્રિટિશ હીંદના આગેવાનોના પીઠબળ વગર આ પ્રતિનિધિ મંડળ ઇગ્લેંડમાં ભાષણો—અને તે પણ મોટે ભાગે હીંદી વિદ્યાર્થીઓ સમક્ષ—આપ્યા સિવાય કે ત્યાંનાં પત્રોમાં ચળવળ કર્યા સિવાય બીજું શું અસરકારક કાર્ય કરશે ? તેમ તેનું વજન પણ શું પડશે ? આવી પરિસ્થિતિમાં પ્રતિનિધિ મંડળ ઇગ્લેંડ જશે તો અમને ભય છે, કે તેના વિચારોની ત્યાં ભાગ્યે જ સરસ છાપ પડે. ઉલટી વિકૃત છાપ ન પડે તો સારૂં. હજી પ્રતિનિધિ મંડળને જવાને વાર છે, દરમિયાન એકવાર ફરીથી કારોબારી મંડળ આ સવાલને ગંભીરતા પૂર્વક વિચારે અને કોઈના વ્યક્તિગત આગ્રહને વશ થયા વગર પોતાની જવાબદારી સમજી તેનો પુનઃ નિર્ણય કરે એવું અમે ઇચ્છીએ છીએ.

## ધી પોરબંદર સ્ટેટ બેંક.

પોરબંદર રાજ્યની પ્રજાની અનુકુળતા અર્થે " ધી પોરબંદર સ્ટેટ બેંક " રાજ્યે ઉઘાડી છે. આ બેંકનો મુખ્ય ઉદ્દેશ રાજ્યના ખેડુતો ખેતીનાં સાધનો ઓજારો વગેરે સહેલાઇથી ખરીદ કરી શકે અને પોતાના વ્યાવહારિક પ્રસંગોને પહોંચી વળી શકે એટલા માટે નાણાંની સગવડ કરી આપવાનો છે. પોરબંદર રાજ્યે આ પગલું ભરી ખેડુતોની તેમજ ખેતીની સ્થિતિ સુધારવાના અખત્યાર કરેલા માર્ગબદલ અમે નાં૦ મહારાજાને અભિનંદન આપીએ છીએ. આ બેંકમાંથી નાણાંની જે લોન ઉપાડવામાં આવશે તેના ઉપર સાત ટકાનો દર ઠરાવવામાં આવ્યો છે. લોન અને વ્યાજનાં નાણાં ભરપાઇ કરવાની પણ તેમને અનુકુળતા કરી આપવામાં આવી છે. અમે આશા રાખીએ છીએ કે ખેડુતો આ બેંકનો જરૂર લાભ ઉઠાવશે. તેમ જેઓના હાથમાં આ બેંકનો વહીવટ હોય તેઓ દિલસોજીથી ખેડુતોને ઓછામાં ઓછી તકલીફે નાણાં આપશે. કારણ કે ઘણી વખત નિયમો ગમે તેટલા સરલ હોય છતાં તેના અમલ વખતે તે વિકૃત સ્વરૂપ લઇ લે છે.

---

# રોજનિશી

## જૂન.

૧ લી જૂન પાલીતાણા. ના. ઠાકોર સાહેબ બહાદુરસીંહજીએ શત્રુંજય યાત્રા ખુલ્લી મૂકી.
૩ જી „ સૂરત. રા. બા. ગોવિંદભાઇના પ્રમુખપણા નીચે સહકારી પરિષદ્.
૭ મી „ મુંબઇ. ભાવનગરના ના. બાળ મહારાજા કૃષ્ણકુમારસિંહજી ઇંગ્લેંડથી અભ્યાસ કરી પાછા ફર્યા.
૭ મી „ ઔંધ. પ્રતિનિધિ સભાની બેઠક.
૧૦ મી „ પતિયાલા અને કપુરથલાના મહારાજા લંડન પહોંચ્યા.
૧૫ મી „ ગ્વાલીયર. બાલસીંધીઆ મહારાજાની વર્ષગાંઠ.
૧૬ મી „ પૂના. ના૦ સર લેસ્લી વીલ્સને શીવાજી મહારાજનું સ્મારક ખૂલ્લુ મૂકયું.
૧૬ મી „ આબુ. અલ્વર નરેશની વર્ષગાંઠ ઉજવાઈ.
૧૬ મી „ સ્વ. દેશબંધુદાસની પુણ્યતિથિ.
૧૭ મી „ નૈનીતાલ. સર એલેક્ઝેંડર મુડિમેનનું અવસાન.
૧૭ મી „ વાંસદા. ના૦ નરેશના બંધુ કિશોરસિંહજીનું અવસાન.
૧૮ મી „ લુણાવાડા. જાહેર દરબારમાં અને કુમારશ્રી નટવરસિંહજીને યુવરાજપદનું સમર્પણ.
૧૮ મી „ મ્હૈસુર. ધારાસભાની બેઠકની શરૂઆત.
૨૦ મી „ છોટાઉદેપુર. મહારાઓલશ્રી નટવરસિંહજીનો રાજ્યાભિષેક.
૨૪ મી „ બેંગલોર. મ્હૈસોરના દિવાને કવિવર ટાગોરનો સત્કાર કર્યો.
૨૫ મી „ લુણાવાડા. યુવરાજશ્રી નટવરસિંહજીને રાજ્યની પ્રજાએ માનપત્ર આપ્યું.
૨૬ મી „ લંડન. પ્રિન્સ ઑફ વેલ્સ અને ના૦ પાલણપુર નવાબની મુલાકાત.
૨૮ મી „ બેનીવાડી કમીશનનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો.
૨૯ મી „ મહુવા. સર પટ્ટણીએ શ્રીકૃષ્ણ કુમાર મિલ્સ ખુલ્લી મૂકી.

---

## વિજ્ઞપ્તિ.

અમારા શુભેચ્છકો, અને ગ્રાહકો, જેમના તરફથી અમને હજી સુધી લવાજમ નથી મળ્યું, તેમને નમ્ર વિનંતિ કરીએ, છીએ કે તેઓ પોતાનું લવાજમ આ વર્ષ પુરૂં થાય તે પહેલાં વહેલામાં વહેલી તકે મોકલાવી આપવા કૃપા કરે.

તંત્રી.

તૈયાર કરવામાં આવે છે.

# 'દેશી રાજ્ય" ડીરેકટરી

(પશ્ચિમ હીંદ સ્ટેટ્સ એજન્સિ, વડોદરા રાજ્ય

અને

મહીકાંઠા, રેવાકાંઠા અને સુરત એજન્સિની)

## — આ ડીરેકટરીમાં —

ખાસ કરીને આટલી હકીકત આવશે.

૧ રાજ્યોનો સંક્ષિપ્ત ઇતિહાસ અને ભૌગોલિક સ્થિતિ, નકશા સાથે.

૨ રાજ્યોનું વહીવટી બંધારણ.

૩ ખેતી, વ્યાપાર અને ઉદ્યોગસ્થિતિ.

૪ રાજકર્તાઓ, રાજદ્વારી અધિકારીઓ, રાજ્યના વરીષ્ટ અધિકારીઓ, સરદારો અને સ્થાનિક તેમ જ રાજ્યોના બહારના આગેવાન વ્યાપારીઓ સંબંધે જાણવાજોગ માહેતી.

૫ રાજ્યોની જાહેર સંસ્થાઓ.

૬ દરેક એજન્સિની, નરેંદ્રમંડળની અને સરકાર સાથેના રાજ્યોના સંબંધની ઉપયોગી માહીતી.

માત્ર ગણતરીની જ પ્રતો કઢાડવાની હોવાથી જેમ બને તેમ જલ્દી ગ્રાહક થવા વિજ્ઞપ્તિ છે.

કીંમત લગભગ રૂા. ૧૦ થશે.

: તંત્રી :

"દેશી રાજ્ય" નડીઆદ

પુ. ૧ લું ]  ઑગસ્ટ ૧૯૨૮  [ અંક ૧૧ મો

# દેશી રાજ્ય

## "DESHI RAJYA"

માત્ર દેશી રાજ્યોને લગતા પ્રશ્નોની
રચનાત્મક દૃષ્ટિએ ચર્ચા કરનારૂં માસિક

The Only Monthly discussing questions pertaining to Indian States From a Constructive Point of View.



તંત્રી અને પ્રકાશક
જયંતીલાલ મોરારજી મહેતા
નડીઆદ ( ગુજરાત )

વાર્ષિક લવાજમ રૂ. ૬ ]  [ Annual Subscription Rs 6

# અનુક્રમ








મુદ્રણસ્થાન આદિત્ય મુદ્રણાલય, રાયખડ રોડ–અમદાવાદ
મુદ્રક મંજનન વિશ્વનાથ પાઠક.
પ્રકાશક જયંતીલાલ માનશંકર મહેતા, નાગરવાડા, નડિઆદ.

यतो धर्म स्ततो जयः

# દેશી રાજ્ય

( માસિક )

વર્ષ ૧ લું ] ઑગસ્ટ ૧૯૨૮ [ અંક ૧૧.

૧

રાજા અને પ્રજા વચ્ચે મુશ્કેલ સ્થિતિ ઉત્પન્ન થાય ત્યારે, જેઓ શરૂઆતમાં સમાધાન કરતા નથી, તેને અંતે સામાની ઈચ્છાને તાબે થવાની ફરજ પડે છે. સત્તા હમેશાં આખી પ્રજા સામે ટકી શકે નહીં.

૨

આજનાં અજ્ઞાન બાળકો એ, આવતી કાલનાં જુવાન બને છે. અને કોઇ પણ રાજ્યે આ વાતનો અનાદર કરવો એ ભૂલ ભરેલું છે. રાજ્યનાં આ અજ્ઞાન બાળકો છેવટની લડાઈમાં આપણને હરાવે છે.

૩

પોતાની મુશ્કેલીમાં જે સામા પર દયા રાખી શકે છે, તેના પર પ્રભુ ચોકી રાખે છે.

# સાર્વભૌમ સત્તા

( Paramount Power )

**સરકાર ક્યારે હસ્તક્ષેપ કરી શકે ?**

દેશી રાજ્યોની આંતરિક સ્વતંત્રતા છે તે વાત ઇતિહાસ અને કરારોમાં સિદ્ધ છે. અને તેમાં સરકારને વચમાં પડવાનો બીલકુલ હક નથી, પણ તેની સાથે એટલું ખરું, કે એ સ્વતંત્રતા કબૂલ રાખવાની સાથે બહારના આક્રમણથી કે પ્રજામાં થએલા અસંતોષને લીધે થતાં હુલ્લડોથી બચાવવાની સરકારે લીધેલી જવાબદારી બદલ સંસ્થાનોએ પરરાજ્યો સાથેનો સંબંધ સરકારને સોંપ્યો છે. એટલા માટે (૧) પરરાજ્ય સાથે નાહકનું તોફાન થાય અથવા તો (૨) પોતાની પ્રજામાં હુલ્લડ જેવી સ્થિતિ ઉત્પન્ન થાય, ત્યારે એ બાબતમાં સલાહ આપવાને અને તે સલાહ પ્રમાણે કરાવવાની સરકારની સુસ્પષ્ટ ફરજ છે. એટલે એવે પ્રસંગે હસ્તક્ષેપ સહજ કરવો પડે, એવી સ્થિતિ ઉત્પન્ન થાય છે.

**તપાસ કમિટિનો હેતુ.**

એ બે પ્રસંગો સિવાય રાજ્યની અંદર ચાલતાં કામોમાં સલાહ આપવાનો કે એ સલાહ પરાણે પળાવવાનો સરકારને હક નથી. એવા પ્રયત્નો માત્ર અસંતોષ અને પરસ્પરનો અણવિશ્વાસ ઉત્પન્ન કરે છે. વળી રાજ્યોની આંતરિક સ્વતંત્રતા કરારોમાં કબૂલ કર્યા છતાં સરકારના કોઇ કોઇ અમલદારોની ભલામણથી એ હસ્તક્ષેપ સકારણ છે, એવાં ખોટાં બાનાં નીચે આંતર વહીવટમાં વચ્ચે આવવું, એ જેમ એક તરફથી વચન ભંગ છે, તેમ બીજી તરફથી જે બે સત્તાએ પરસ્પરના વિશ્વાસથી સાથે રહેવામાં પરસ્પરનું હિત છે એમ માનવું જોઇએ, એ હિત સમજવાની અશક્તિની નિશાની છે. પોતપોતાના પરિઘમાં બન્ને સ્વતંત્ર છે; એ નીતિ બરાબર પળાશે નહીં તો જેમ બ્રિટિશ હીંદમાં સાચાં કે ખોટાં ગમે તે કારણથી અસંતોષનો પવન વાય છે તેવો પવન મુંઝાએલાં રાજસ્થાનોમાં પણ ઉત્પન્ન થવાનો ભય છે. અત્યારે જ જો રાજસ્થાનોના મોટા ભાગમાં મનદુઃખ ન હોત તો બટલર કમિટિને નીમીને ખરી વસ્તુસ્થિતિનો તપાસ કરાવવાની ઇચ્છા જેમ રાજસ્થાનોને થાત નહીં તેમ તે નીમવાની અગત્યતા સરકારને પણ લાગત નહીં. એ કમિટિ નીમાઇ છે એ જ બતાવી આપે છે, કે સરકારને આ સવાલનો તલસ્પર્શ કરવાનું ડહાપણભરેલું લાગે છે.

**સાર્વભૌમ સત્તાનો ઉપયોગ ક્યારે થઈ શકે ?**

સંભવ છે કે સરકાર તરફથી એવી દલીલ થાય કે રાજ્યોની આંતરિક સ્વતંત્રતા છતાં પણ સરકારને યોગ્ય લાગે ત્યારે, સરકાર સાર્વભૌમ સત્તા હોવાથી એ સાર્વભૌમ સત્તાના અંગમાં જે અધિકાર રહ્યો છે તે અધિકાર વાપરવાનો તેનો હક છે. આ માન્યતામાં વિચારની ભૂલ છે. સરકાર સાર્વભૌમ સત્તા છે એ વાત સંસ્થાનો ના પાડી શકે એવી નથી. પરસ્પર કરારના સંબંધથી જોડાયા છતાં એ ભાગીદારમાં જે મોટો ભાગીદાર હોય તે વધારે

સત્તાવાન હોઇ શકે એ ન્યાયે સરકારનું સાર્વભૌમપણું રાજ્યોએ કબૂલ રાખવું જોઇએ અને તે કબૂલ રાખે છે એ વાતમાં શંકા નથી. પણ એ સાર્વભૌમપણાનો ઉપયોગ કેવે પ્રસંગે થઇ શકે એ વિચારણામાં જ માત્ર સમજફેર છે. સરકાર એમ માનતી લાગે છે, કે અમે સાર્વભૌમ સત્તા હોવાથી કયારે વચમાં પડવું અને કયારે ન પડવું એના નિશ્ચયનો આધાર અમારા મત ઉપર છે. જ્યારે ખરી હકીકત તો એમ હોવી જોઇએ કે રાજાની વર્તણુક એવી હોય, અને એ વર્તણુકના પરિણામે રાજાનું રક્ષણ કરવાની જરૂરીઆત ઉભી થવાનો સંભવ હોય, ત્યારે એવી વર્તણુક અટકાવવા ખાતર માત્ર સાર્વભૌમ સત્તાનો ઉપયોગ થઇ શકે. એ સત્તા સ્વયં સજીવ નથી પણ એ સત્તા બીજાના ગુન્હામાંથી ઉત્પન્ન થાય છે. દા. તરીકે કોઈ પણ દેશના 'લૉર્ડ ચીફ જસ્ટીસ'ની હકુમત (Jurisdiction) તે દેશના મોટામાં મોટા માણસથી માંડીને ગરીબમાં ગરીબ માણસ ઉપર છે. પરંતુ તે સત્તાનો ઉપયોગ એ પોતે 'લૉર્ડ ચીફ જસ્ટીસ' છે તેથી જ કહી શકતો નથી. એ હકુમતનો ઉપયોગ થવાને માટે, જેના ઉપર તેનો ઉપયોગ કરવામાં આવે તેનામાં ગુન્હાની આવશ્યકતા ઉભી થવી જોઇએ. અથવા બીજો દાખલો લઇએ તો વીજળીના કારખાનાના તારોમાં જે શક્તિ છે તે તાર, અંધારૂં મટાડવા દીપક કરવા માટે તેની 'સ્વીચ' જ્યાંસુધી દબાવવામાં આવે નહીં ત્યાં સુધી—જો તે સજીવ હોય તો તેને અડતાં માણસને પાડી નાંખે એવો જબરદસ્ત છતાં અંધારાને લીધે તેની જરૂર ન હોય ત્યારે તે-બીલકુલ જીવ વિનાનો રહે છે, તેમ આ સાર્વભૌમપણાનું પણ છે.

### અત્યારની શંકાની સ્થિતિ.

સાર્વભૌમપણાના ઉપયોગ માટે વચમાં પડી શકાય એવો રાજકર્તાનો કાં તો ગુન્હો હોવો જોઇએ, અથવા તો ત્યાં એવું અંધારૂં હોય કે જ્યાં અજવાળાની ખરેખર આવશ્યકતા હોય. એ સિવાય સાર્વભૌમપણું હોવાનો માત્ર સબબ જ હસ્તક્ષેપનું કારણ બની શકે નહીં. પરસ્પર જો આ વાત સમજાઇ જાય તો જેમ સરકાર નાહકનો હસ્તક્ષેપ કરે નહીં તેમ રાજ્યો હસ્તક્ષેપ થવાની સ્થિતિનું ખરૂં ભાન હોવાને લીધે એવી સ્થિતિ ઉત્પન્ન થવા દે નહીં. અત્યારે તો આ ભાનના અભાવે સરકાર કોણ જાણે કયારે વચમાં પડશે એવો ભય રાજ્યોને રહે છે. તેમ સરકારના અધિકારી, સાર્વભૌમ સત્તા ગમે ત્યારે વચ્ચે પડી શકે છે એવું માનતા હોવાથી પૂરતા સબબ વગર હસ્તક્ષેપનો આગ્રહ કરી બેસે છે. શંકાની આ સ્થિતિનું નિવારણ થવું ઘટે છે. એમાં બન્ને પક્ષનું હિત છે.

### સાર્વભૌમસત્તાના ઇન્કારની જવાબદારી.

જેમ સરકારે કારણ વગર વચમાં પડવાથી પોતાનો હાથ પાછો ખેંચવો જોઇએ, તેમ જો આંતર વહીવટમાં ગમે તેટલું અંધારૂં છતાં સાર્વભૌમ રાજ્યે આપેલી સલાહ ન મનાય તો પણ રાજકીય નીતિથી સાર્વભૌમ સત્તાએ વચમાં ન પડવું જોઇએ એવો દાવો કોઇ રાજ્ય કરતું હોય તો તેણે એક વાતનો ખાસ નિશ્ચય કરી રાખવો પડશે. અને તે એકે રાજ્યમાં તોફાન કે બળવો થાય તેમાંથી બચવાની બધી જવાબદારી પોતાને માથે આવી પડશે.

**એક વૃદ્ધની વિચારપોથીમાંથી.**

# ઈડર સ્ટેટ

## ( નાની મારવાડ )

## ( એક જુનો નોકર )

નામદાર ઇડર મહારાજા કેસરીસિંહજીએ હાલના મહારાજાઓની માફક વીલાયતની મુસાફરી કરી નહોતી. મહીકાંઠા એજન્સીના પોલીટીકલ એજન્ટ મી. શીફૂઝરોલ્ડે તેઓને તન્દુરસ્તીના લાભ ખાતર વીલાયતનો પ્રવાસ કરવાને માટે આગ્રહપૂર્વક ભલામણ કરી હતી, પણ તેઓ ધર્મ ચુસ્ત હોવાથી વિદેશના સંસર્ગમાં વિપરીત સંસ્કારો પડે છે એવી માન્યતાને લીધે વીલાયત ગયા નહીં. બહારના મુલકના પ્રવાસમાં ફક્ત ત્રણ વખત મુંબાઇ, બે વખત ઉદેપુર ( મેવાડ )–શ્રીનાથજીની યાત્રા વીગેરે નાના પ્રવાસો કરેલા હતા. મુંબાઇની પહેલી મુસાફરી સગીર ઉમરમાં નામદાર પ્રીન્સ ઓફ વેલ્સ ( સાતમા એડવર્ડ ) ની પધરામણી વખતે થએલી હતી. બીજી બે ખાસ સહેલગાહ માટે હતી. ત્રણ વખત અમદાવાદમાં રાજદ્વારી દરબારોમાં હાજરી આપી હતી. એક હોર્સ શોના મેળાવડામાં, બીજી પોતાને કે. સી. એસ. આઇ. નો ઇલ્કાબ મળ્યો ત્યારે દરબારમાં તથા ત્રીજી નામદાર પાલણપુર નવાબ સાહેબને કે–સી–આઇ–ઇ નો ઇલ્કાબ મળ્યો તે દરબારમાં ગયા હતા. ઉદેપુરની બે વખતની મુસાફરી પૈકી એક પોતા સાલુંબરના લગ્ન પ્રસંગની અને બીજી શ્રીનાથજીની યાત્રા પ્રસંગની હતી. ઉદેપુરના મહારાણા સજ્જનસીંહજી વેરે પોતાની બે બેહેનોનાં લગ્ન થએલાં–. તે બન્ને પ્રસંગોએ ખુદ ઉદેપુર મહારાણા ઇડર પધાર્યા હતા અને બડી ધામધૂમ સાથે વીવાહ થએલા હતા. આથી ઉદેપુરની સાથે ગાઢો સંબંધ જોડાયો હતો. બીજી વખતની ઉદેપુરની મુલાકાત વખતે હાલના મહારાણા શ્રી ફતેસીંહજીની સાથે મેવાડી ઢબ પ્રમાણે દબદબા ભરેલા દરબારમાં મુલાકાત થઇ હતી. ત્યાં રાજ્યકવી સામળદાનજી તે વખતે હતા. તેઓ મહારાજા સાહેબની મુલાકાતે તે નામદારના ઉતારામાં આવ્યા હતા. પ્રથમ રીતીસર થોડાં કવિત બોલ્યા બાદ વાતચીત શરૂ થઇ. તેની મતલબ એવી હતી કે " પ્રાચીન વખતથી જ કવિઓ રાજ્ય દરબારના અંગીભૂત ગણાય છે. પહેલાં જ્યારે છાપખાનાં નહોતાં ત્યારે સારા રસિક અને બોધજનક ગ્રંથોના અભાવે આ કવિઓ પોતે સરસ્વતીના ઉપાસક હોવાથી દૈવી શક્તિ પ્રાપ્ત કરતા અને તે શક્તિએ કરી અદભૂત દંતકથાઓ, કાવ્યો આખ્યાયિકાઓ, અને રૂપકો રાજાઓને બોધ આપવા સારૂ રચતા હતા. રાજાઓને સીધી રીતે તેમના દોષોનું દર્શન કરાવવામાં આવે તો તેઓ સહન ન કરી શકે કે તેમને રૂચે નહીં. તેથી આડકતરી રીતે યુક્તિવાળાં રૂપકો રચી બોધ આપતા. હાલમાં આ કવિઓએ પોતાની પ્રાચીન શક્તિ અને સ્વતંત્રતા ગુમાવી દીધી છે અને રાજાઓના દરબારમાં તેઓનામાં જે સદ્‌ગુણોનો લેશ પણ જોવામાં આવે નહીં તેવા સદ્‌ગુણોનું આરોપણ કરી ખુશામત કરે છે

જેનું પરિણામ બહુ જ વિપરિત જોવામાં આવે છે. રાજાઓએ પોતાનું અસલી ચારિત્ર ગુમાવ્યું છે. તેઓ બીલકુલ નિઃસત્વ થઇ ગયા છે. પરિણામ એ આવ્યું છે કે શુદ્ધ ક્ષત્રિય લોહીમાં વિષમતા આવી ગઈ છે. પ્રભુ! આવી દુર્દશા કયાં સુધી રાખશે! મહારાજા સાહેબ! માઠું લગાડતા નહીં. અમો કવિઓનો ધર્મ રાજાઓને શિક્ષા દેવાનો છે તે અમારે બજાવવો જોઇએ. રાજ્યોની ઉન્નતિમાં જ અમારી ઉન્નતિ ને શોભા છે. જે કવિઓ અને સલાહકારો રાજાઓની ખુશામત કરી પોતાનું પેટ ભરવા તરફ જ સ્વાર્થપરાયણ રહે છે, તે મહાન પાતકના ધણી થાય છે. કેમકે રાજાઓના રક્ષણ નીચે જે પ્રજા છે તેમના સુખ દુઃખનો આધાર રાજાની પોતાની સુનીતિ અને કુનીતિ ઉપર છે. તેથી તેવી અસંખ્ય પ્રજા, રાજાના દુષ્ટ વર્તનથી દુઃખને આધીન થાય તે સર્વનું પાપ તે ખુશામતીયા કવિઓ અને સલાહકારોને શીર પડે છે—" સ્પષ્ટવક્તા અને સ્વતંત્ર વિચારના આ કવિરાજ સામળદાનજીની મુલાકાતથી મહારાજા સાહેબને ઘણો આનંદ થયો. અને તેમને યોગ્ય પોશાક આપી વીદાય કર્યા. ત્યાંથી શ્રીનાથજી પધાર્યા. મહારાજા સાહેબ સહકુટુંબ યાત્રા સારૂ નીકળેલા હોવાથી પોતાની સાથે મોટો રસાલો હતો. મુકામ સુમારે પંદર દિવસ રાખવામાં આવ્યો હતો. ત્યાં ટીકાયત ગોસાંઇ મહારાજનાં દર્શન અને સતસમાગમ તેમજ શ્રીજીની વિધિસર પુજા, સેવા, ભોગસામગ્રી દાન વીગેરે સંતોષકારક કરવામાં આવ્યું હતું. યાત્રાનો હેતુ, તપ-ત્યાગ-અને વૈરાગ્ય એ ત્રણ માનવામાં આવે છે. તે પ્રમાણેનો લક્ષ મહારાજાશ્રીનો હતો. સાથે કાંકરોલી એકલિંગજી, કેસરીયાજી વીગેરેની યાત્રા પણ થઇ હતી.

મહારાજાશ્રીના અમલમાં મુંબાઇના ત્રણ ગવર્નરોની પધરામણી થઈ હતી. સર રીચર્ડ ટેમ્પલ, સર જેમ્સ ફરગ્યુસન અને લૉર્ડ રે. સિવાય કેટલાક રાજ્યવંશીઓની પધરામણી પણ થએલી તેમાં મુખ્ય જોધપુરના મુસાહેબ આલા મહારાજાશ્રી સર પ્રતાપસિંહજીની મહેમાન તરીકેની મુલાકાત સુપ્રસિદ્ધ છે. તેઓ નામદાર ઇડર મહારાજાશ્રીને જોધપુર પધારવા સારૂં આમંત્રણ દેવા આવેલા હતા. એક ભવ્યદરબાર ભરી તેમની મુલાકાત થઇ હતી. નામદાર મહારાજાશ્રીએ સર પ્રતાપની બેઠક પોતાની જમણી બાજુએ પોતાના કોચ ઉપર જ નિર્માણ કરી હતી. પણ તેઓએ તે બેઠક નહીં લેતાં જમણી બાજુ ઉપર એક ખુરશી ઉપર, પ્રથમ મહારાજશ્રીને બે હાથે મુજરો કરીને લીધી. તે વખતે સર પ્રતાપે વિવેકપૂર્વક કહ્યું "મહારાજા સાહેબ! જો કે આપ મારાથી વયે કરી નાના છો, છતાં ગાદીપતિ છો અને હું ઉમરે મોટો છું. પણ આપનો ફટાયો તાબેદાર છું." આ દાખલો નામદાર મહારાજાશ્રીના સુવર ભાયાત મહારાજ જગતસિંહજી, જેઓ નામદાર હજુર સાહેબની મુલાકાત વખતે રીતસર બે હાથે મુજરો મહારાજાના કાકા તરીકેના સંબંધના અભિનિવેશથી કરતા નહીં, તેઓ આ દરબારમાં હાજર હતા તેમને બરોબર ચાનક આપનાર થઇ પડયો હતો. સર પ્રતાપ ત્રણ દિવસ ઇડરમાં રહ્યા હતા અને મહારાજાશ્રીને તેઓશ્રીના અનુભવી વિચારોનો લાભ આપ્યો હતો. એક વાતચીતમાં મહારાજાશ્રીને તેઓશ્રીએ કહ્યું

કે "આપ સેવાપુજામાં બહુ સમય ગાળો છો. રાજાઓનો ધર્મ પ્રજાનું રક્ષણ કરવાનો અને ઇન્સાફ આપવાનો છે. વળી આપ જે સંપ્રદાયમાં છે, તે સંપ્રદાયના આચાર્યો તથા મંદીરોની ભાવનાઓ ઉન્માર્ગે ચઢી ગયાનું જણાય છે, તેવા આચાર્યો તથા મંદીરોને પોષવાથી ધર્મની હાનિજ છે. હું તો તેવી સંસ્થાઓનો ઉચ્છેદ કરવાનું જ પસંદ કરૂં છું." નામદાર મહારાજા સાહેબે જવાબમાં કહ્યું કે "આપના વિચારો ઉમદા છે. ઉન્માર્ગે ચાલનાર આચાર્યોના સેવકોની ફરજ છે કે તેવા આચાર્યો હોવાનું સાબીત થએ તેઓને દુર કરી લાયક આચાર્યો નીમવા જોઇએ. વળી આચાર્ય પદને લાયક થવા માટે તેવું ગુરૂકુળ સ્થાપી અમુક કસોટીએ પસાર થનારને જ આચાર્ય પદ આપવું જોઇએ. નહીં કે તેઓનો ગાદી વારસ ગમે તેવો હોય તેને જ તે આપવું જોઇએ. આ કળીયુગ છે. તેમાં કેવળ જ્યાં જોઇએ ત્યાં અસતસંગ અને અસત પ્રસંગો જોવામાં આવે છે—આવી વસ્તુ સ્થિતિ હોવાથી આ સમયમાં ભક્તિ પ્રધાન ધર્મ માર્ગ સેવવાની આવશ્યક્તા છે. તેથી મૂર્તિપૂજા, સતપુરૂષોની સેવા, સતશ્રવણ આદિ શુભઆલંબનો, મન વાણીથી પર એવા નિરાકાર પરમાત્મપદની પ્રાપ્તિનાં સાધનો તરીકે સેવવાં જોઇએ. જેવી રીતે મંદ દ્રષ્ટિવાળાને બીજના ચંદ્રનાં દર્શન થવામાં વૃક્ષ વીગેરેની શાખા આધારભૂત છે–તેવી જ રીતે મંદ અધિકારીઓ માટે નિરાકાર ભગવાનના દર્શનમાં સાકાર ભગવાનરૂપ સદ્દગુરૂસેવા, મૂર્તિપૂજા આદિ સકારણ ગણેલાં છે. અલબત તેઓની સાત્વિકતા, આત્મનિષ્ઠા નિર્લોભીપણું, નિરાગીપણું અને અત્યંત શુદ્ધપણું એજ આત્મસિદ્ધીનું કારણ છે. તેમાં જેટલી ખામી તેટલી સિદ્ધીમાં પણ ખામી છે" ઉપર મુજબનો બહુ જ ડહાપણ ભરેલો જવાબ મહારાજાશ્રીએ આપ્યો તેથી પોતે બહુ જ ખુશી થયા. સર પ્રતાપને વિદાયગીરીમાં રાજ્ય તરફથી બહુ કીંમતી પોષાક નવાજેશ કરવામાં આવ્યો. એક હાથી, એક ઉમદા ઘોડો, એક નામીચી તલવાર, સિવાય વસ્ત્ર આભુષણ આદિ આપવામાં આવ્યાં હતા. સર પ્રતાપની આ ઇડરની મુલાકાત ભવિષ્યમાં તેમના ઈડરમાં ઉદ્દભવ થવાના સુભાગ્યનું જાણે બીજારોપણ હોય એમ ભાસવા લાગ્યું, અને તેમ પાછળથી સિદ્ધ પણ થયું. અહો! નિયતિ! તારૂં સામર્થ્ય અચિંત્ય તેમજ અલૌકિક છે.

બીજી જાણવા જોગ મુલાકાત રાજકોટ રાજકુમાર કોલેજના પ્રીન્સીપાલ મી. ચેસ્ટર મેકનોટન અને તેમનાં બાનુની હતી. મહારાજાના આ શિક્ષાગુરૂ તેમજ ખાસ મિત્રની પધરામણીનો આનંદ તો અવર્ણનીય હતો. તેઓને કેવા પ્રકારે ખુશી કરવા અને કેવી રીતે તેમના શિષ્ય તરીકે ઉપકારનો બદલો વાળવો એ મહારાજાશ્રીને અગત્યનો સવાલ થઇ પડ્યો. કોઇ કહે કે બહુ જ નવાજેશ કરવી, કોઈ કહે કે સારો શીકાર કરાવી ખુશ કરવા, કોઇ કહે કે મોટી રકમ બક્ષીસ આપવી, નામદારશ્રીએ આ સર્વ અભિપ્રાયો સાંભળી લીધા અને ગંભીર વિચાર કર્યો; "જેમણે મને પોતાને કોઈ પાસેથી બક્ષીસ નહીં લેવાની શીક્ષા દીધી છે. તેમને જ હું બક્ષીસ આપું એ કેવું અઘટીત! શીક્ષાગુરૂ પ્રત્યે તો મારી પ્રજામાં કોઈ વિદ્યાલય સ્થાપી તેની સાથે તેમનું નામ જોડી આ તેમની મુલાકાત

દીર્ધકાળ સ્મરણીય કરૂં એજ મારૂં ખરૂં ભુષણ છે" આ વિચારને અમલમાં મૂકવાને તાત્કાળીક યોજના થઇ અને "મેકનોટન હાઇસ્કુલ" નો પાયો તેમના વિદ્યાગુરૂને હાથે નાંખવાની બડી ધામધુમ સાથે ક્રીયા થઇ. તેજ પ્રસંગે તેમનાં બાનુ મીસીસ મેકનોટનને હાથે શાળાઓનાં બાળક બાળકીઓને ઇનામ તથા મીઠાઇ વહેંચાવી. આ પ્રમાણે તેઓને આનંદ આપી બહુજ સંતોષથી વિદાય કર્યા હતા.

નામદાર મહારાજા પોતાના દિવાનોની નીમનોક કરવામાં બહુ જ ડહાપણ વાપરતા. આ વખતના દિવાન સવાઇલાલે પોતાના પિતાની વૃદ્ધાવસ્થાને લીધે પોતાની દફતરદારની જગાએ રાજકોટ પાછા ફરવાનો વિચાર જણાવ્યાથી મહારાજા પોતે દિલગીર થયા અને પોતાના ખાનગી સેક્રેટરી માર્ફતે કહેવરાવ્યું કે "આપથી હું છુટા થવા માગતો નથી. આપ જીંદગી સુધી મારા રાજ્યમાં રહી આપના અનુભવ અને સદ્‌ગુણી વર્તનનો લાભ આપો એમ ઇચ્છું છું. આપના પગારમાં પણ વધારો કરવા તૈયાર છું. વગેરે." તેના ઉત્તરમાં સવાઇલાલભાઇએ કહેવરાવ્યું કે "મહારાજાશ્રીના મારા પ્રત્યેના સદ્‌ભાવ અને માગણીને માટે હું બહુ આભારી છું. જે હેતુથી મારે જવું પડે છે તે અનિવાર્ય છે. એટલે લાચાર છું, પણ જ્યાં હઇશ ત્યાં હું આપની સેવામાં હાજર છું એમ ગણશો." ખાનગી સેક્રેટરીને આ પ્રમાણે કહી પોતે દેશી રાજ્યમાં નોકરી કરનારાઓને શિખામણ રૂપ થઈ પડે એવી સૂચના કરી કે "ભાઇઓ! આપ સૌ દેશી રાજ્યની સેવામાં જોડાએલાઓ, હું જે ભાવનાથી અને સહૃદયતાથી છુટો થાઉં છું તેવી જ રીતે તમારા છુટા થવાના પ્રસંગો હો!" કેટલીક વખત રાજ્યમાં કારભાર કરનારાની જતી વખતે એવી કફોડી સ્થિતિ થઈ પડે છે, કે ચોવીસ કલાકની નોટીસે તેમને રાજ્યની હદ છોડવાના હુકમો થાય છે. જે વખતે તેમનો સરસામાન ખસેડવાને પુરતું સાધન પણ મેળવવું મુશ્કેલ થઈ પડે છે. એવા પ્રસંગો આ અનુભવી દિવાન સાહેબના ખ્યાલમાં હોવાથી તેમની આ સૂચના સમયાનુસાર હતી. સવાઇલાલ ભાઇની વિદાયગીરીના વખતે જાહેર દરબાર ભરી મહારાજાએ તેમને યોગ્ય સન્માન આપી વિદાયગીરી આપી હતી. એટલું જ નહીં પણ જણાવ્યું હતું કે તેમના જેવા અનુભવી, ધૈર્યવાન અને સુશીલ દિવાનના જવાથી મને તથા રાજ્યને ખોટ પડશે.

# શામળદાસ પરમાણંદદાસ.

## એમના જીવનની રૂપરેખા.

### ( લેખક–સર લલ્લુભાઈ શામળદાસ, સી. આઇ. ઇ. )

( ગતાંક પૃષ્ઠ ૩૧૬ થી )

પરમાણંદદાસની હયાતિમાં જ શામળદાસ ભાવનગર રાજ્યની નોકરીમાં જોડાયા હતા અને કુંડલાના ખુમાણો, જે કાઠી મૂળ ગરાસીઆઓ છે તેમની અને રાજ્યની વચ્ચે સમાધાન કરાવવામાં પોતાની કુશળતા દર્શાવી આપી હતી. પરમાનંદદાસના મૃત્યુ પછી ભાવનગર શહેરના સીટી મેજીસ્ટ્રેટની જવાબદાર જગા શામળદાસને મળી. આ વખતે આ પદવી ઘણી જોખમદાર ગણાતી હતી. કારણકે બ્રિટિશ સરકારે ભાવનગરના દરબાર પાસેથી રાજ્યની નવી અને જૂની રાજધાની ભાવનગર તથા શિહોર સાથે બીજાં ૧૧૪ ગામોની હકુમત લઇને અમદાવાદના મેજીસ્ટ્રેટને સોંપી હતી. રાજ્યના નોકર તરીકે શામળદાસને રાજ્યનું હિત સાચવવા ઉપરાંત રાજા અને તેના સલાહકારોની ઇચ્છા પ્રમાણે વર્તવાનું હતું. એટલું જ નહીં પણ અમદાવાદના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની સત્તા નીચે રહીને હીંદી સરકારના કાયદા પ્રમાણે ન્યાય વહીવટ ચલાવવાનો હતો. કોઈ પણ હોશિઆર અને પ્રામાણિક અધિકારી આવાં પરસ્પર વિરોધી હિત સાચવવામાં કેવળ નિષ્પક્ષપાત રહે તોપણ, એકી સાથે બે પક્ષોની કૃપા મેળવવા શક્તિમાન્ થાય નહીં. તેમાંય વળી જ્યારે તેને એમ લાગતું હોય કે ન્યાય આપવાનો અધિકાર રાજ્ય પાસેથી લઇ લેવામાં રાજ્યને મોટો અન્યાય થયો છે ત્યારે તો તે અજાણતાં પણ રાજ્યના અને રાજ્યના અધિકારી વર્ગના દષ્ટિબિંદુ તરફ સ્વાભાવિક રીતે જ વધારે સહાનુભુતિ ધરાવે. બ્રિટિશ હીંદની ધારાસભાઓમાં જેવી રીતના પક્ષો હોય છે તેવી જ રીતના બે કે વધારે પક્ષો દેશી રાજ્યોમાં પણ હોય છે. પણ આ પક્ષો રાજ્યનું હીત–તે સમયમાં રાજા અને રાજકર્તા એકજ મનાતાં હતાં–સારામાં સારી રીતે કરવાને તેમજ પોતાના અને પોતાના મદદનીશોનો લાભ માટે સત્તા મેળવવા ઇચ્છતા હતા. ભાવનગર રાજ્યની તે વખતે જે પરિસ્થિતિ હતી, તે સ્થિતિમાં જે પક્ષ સત્તામાં ન હતો તે પક્ષ સામા સત્તાવાળા પક્ષને પાછો પાડવા ઘણી વખત પ્રયત્ન કરતો. પણ આમાં સફળતા મેળવવા માટે રાજકર્તાને ભંભેરણી કરીને નહીં, પરંતુ ભાવનગર રાજ્યના મંત્રી મંડળમાં ન્યાયખાતાના પ્રતિનિધિ રૂપ ગણાતા સીટી મેજીસ્ટ્રેટના કામ માટે, અમદાવાદમાં ન્યાયખાતાના અમલદારોનો ખોટો મત બંધાય એવા પ્રકારની ખટપટ કરવામાં આવતી હતી. ૧૮૫૭માં આ પક્ષે લુંટના અને ખુનના તહોમત સર રાજકર્તા તેમજ તેના કારભારીઓ સહીત સમગ્ર રાજ્ય વહીવટને સંડોવવા સફળતા મેળવી. ન્યાય અને કારોબારી વહીવટની સત્તા એકજ માણસના હાથમાં હોવાને પરિણામે–કલેકટર અને ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટ–સામા પક્ષનું કામ

ઘણુંજ સરળ થઇ પડયું. અમદાવાદના ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટે આ ગુહ્નામાં રાજકર્તા સુધાં બધાં માણસો ઉપર વૉરંટ કહાડ્યાં. સદ્ભાગ્યે રાજા અને તેનો મુખ્ય પ્રધાન ભાવનગરમાં ન હતા, પણ તેઓ બ્રિટિશ હકુમત બહાર જ્યાં ભાવનગર રાજ્યની હકુમત હતી ત્યાં હતા. સ્થાનિક મુખ્ય અમલદાર તરીકે આ વખતે ભાવનગરમાં માત્ર શામળદાસ હતા. તેથી તેમને તેમજ બ્રિટિશ હકુમતમાં જે જે હતા તે બધાને પરહેજ કરી અમદાવાદ લઈ જવામાં આવ્યા. રેલ્વે નહીં હોવાથી અમદાવાદ પહોંચતાં એક અઠવાડીયું વીતી ગયું. મુસાફરી દરમિયાન શામળદાસને બની શકે એટલી હેરાનગતી પહોંચાડવાના પ્રયત્ન કરવામાં આવ્યા પરંતુ આ પ્રસંગે તેમને તુલસીકૃત રામાયણનું વાચન ઘણું ઉપયોગી થઇ પડયું. પોલીસનાં જે માણસો તેમની સાથે હતાં તેનો મુખ્ય અમલદાર ભગવાન રામચંદ્રજીનો ઉપાસક હતો તેણે જ્યારે શામળદાસને તુલસીકૃત રામાયણમાંથી દોહા–ચોપાઇઓ ગાતા સાંભળ્યા ત્યારે તેને લાગ્યું કે આવા ભક્તને નકામો હેરાન ન કરવો જોઇએ. ભગવાન ઉપરની અચળ શ્રદ્ધા આ પ્રસંગે શામળદાસને કેટલી લાભપ્રદ થઇ પડી? આખરે જ્યારે મુકદ્દમો ડીસ્ટ્રીકટ જડ્જ પાસે ગયો ત્યારે તેનો ચુકાદો શામળદાસના લાભમાં આવ્યો, કારણ કે હાલની માફક જીલ્લાના કલેકટરના અભિપ્રાયની ડીસ્ટ્રીકટ જડજ ઉપર તે વખતે પણ સામાન્યતઃ કશી જ અસર થતી નહીં. આ રીતે માનપ્રદ છુટકારો મેળવી શામળદાસ જ્યારે ભાવનગર પાછા આવ્યા ત્યારે વિજય મેળવી સ્વદેશ પાછા ફરતા વીરના જેટલું તેમને સન્માન મળ્યું. એટલું જ નહીં પણ મહારાજા જસવંતસિંહજીની તેમજ જે પક્ષ સત્તામાં હતો તેની ફતેહ રૂપ આ પ્રસંગ ગણાયો.

શામળદાસને જે મુશ્કેલીઓ વેઠવી પડી તેનાં આડકતરી રીતે બે સારાં પરિણામ આવ્યાં. ૧૧૬ ગામો ઉપરની ભાવનગરની હકુમત પાછી મેળવવાનો પ્રયત્ન જારી રાખવા મહારાજા જસવંતસિંહજી અને તેનું પ્રધાનમંડળ દોરાયું. પરિણામે લેખીત રજુઆતોથી, સરકારના મોટા અધિકારીઓ કે જેઓ સત્તા ભુખ્યા નહી પરંતુ ન્યાયબુદ્ધિ અને નિષ્પક્ષપાત દૃષ્ટિવાળા હતા તેમજ કાઠીઆવાડના રાજકર્તાઓ તરફ ખરી સહાનુભૂતિ ધરાવનારા હતા તેઓની મુલાકાતોથી અને મુંબઇ સરકાર પાસે ભાવનગરનો હક ઘણી અસરકારક રીતે મૂકવાથી ૧૮૬૬ માં ભાવનગર રાજ્યને ૧૧૬ ગામો ઉપરની હકુમત પાછી મળી. આ પરિણામ લાવવાનું ખરૂં માન મુખ્યત્વે ગૌરીશંકર ઉદયશંકરને ઘટે છે. તો પણ રાજ્યના હકના પ્રતિપાદન માટે મુસદ્દાઓ બરાબર તૈયાર કરવામાં અને સરકારી અમલદારો પાસે તેની રજુઆત કરવામાં ગૌરીશંકરને જેઓએ મદદ કરી હોય તેઓ પણ થોડે ઘણે અંશે તે યશમાં ભાગીદાર છે. આ ૧૧૬ ગામોની હકુમત પાછી મેળવવામાં મહારાજા જસવંતસિંહજીને જેમણે જેમણે મદદ કરી તેમની દરેકની મહારાજે કદર કરી ઇનામો આપ્યાં. ગૌરીશંકર ઉદયશંકર અને તેમના સહમંત્રી દિવાન સંતોકરામ સેવકરામ દેસાઇને એક એક ગામ કાયમને માટે ઈનામમાં આપ્યું, અને શામળદાસને તથા સર

મંચેરજી ભાવનગરીના બાપ મહેરવાનજી ભાવનગરીને દરેકને પચાસ પચાસ હજારની રોકડ રકમ આપવામાં આવી.

શામળદાસને જે હેરાનગતી ભોગવવી પડી તેનું બીજું સારૂં પરિણામ એ આવ્યું કે એક જ અધિકારીના હસ્તક ન્યાય અને કારોબારી ખાતાંનો વહીવટ રહેવાથી જે અનિષ્ટ પરિણામ આવે તેનો તેમને અંગત અનુભવ થવાથી જ્યારે તેમને ભાવનગર રાજ્યના ન્યાય ખાતાનું ધોરણ રચવાનું કાર્ય સુપ્રત કરવામાં આવ્યું ત્યારે તેમણે મહારાજા અને તેમના પ્રધાનોની આ બન્ને ખાતાં જુદાં પાડવાની સંમતિ મેળવી. ન્યાય અને કારોબારી ખાતાના આ મહત્વના સવાલ પરત્વે હીંદી સરકાર કે પ્રાંતિક સરકારોનો ગમે તેવો અભિપ્રાય હોય પરંતુ ઇ. સ. ૧૮૬૭ માં મહારાજા જસવંતસિંહજીને કે. સી. એસ. આઈ. નો ઇલ્કાબ એનાયત કરતાં મુંબઈના ગવર્નર સર બાર્ટલ ફ્રીઅરે કહ્યું હતું કે " આપ નામદારના રાજ્ય-વહીવટનું મારી માન્યતા પ્રમાણે આપની પ્રજાને કલ્યાણકારક થઇ પડે તેવું તેમજ ના. શહેનશાહની સરકારને સંતોષ આપે તેવું ખાસ લક્ષણ એ છે કે આપે ન્યાયનો વહી-વટ સુધારવાને અને તેને કારોબારી વહીવટથી તદ્દન અલગ રાખવાને ડહાપણપૂર્વક સતત સંભાળ લીધી છે. "

ભાવનગર સ્ટેટને હકુમત પાછી મળી અને ન્યાયખાતાનું બંધારણ ઘડાઇ રહેતાંની સાથેજ શામળદાસને તેના ઉપરી નીમવામાં આવ્યા. ૧૮૭૦ માં મહારાજા જસવંતસિંહ-જીના અવસાન સુધી તેઓ આ અગત્યની જગા ઉપર રહ્યા. વચ્ચે તેઓ કાશી અને પ્રયાગની યાત્રાએ ગયા હતા કારણકે તેઓની માન્યતા હતી કે આ તીર્થોમાં જઈ શ્રાદ્ધવિધિ કરવાની પિતૃઓ પ્રત્યેની આપણી ફરજ છે. ચુસ્ત વૈષ્ણવ ન હોઇ, શંકર અને વિષ્ણુ એક જ ઇશ્વરની બે ભિન્નભિન્ન કાર્યશક્તિનાં સ્વરૂપ છે એમ તેઓ માનતા હતા. એટલું જ નહીં પણ પવિત્ર ગંગામાં સ્નાન કરવાથી અને કાશીવિશ્વનાથનાં દર્શન કરવાથી પોતાની આધ્યાત્મિક ઉન્નતિ વૃદ્ધિ પામશે એવી પણ તેમની સમજણ હતી. એ વખતે જબલપુરથી અલ્હાબાદ સુધી રેલ્વે નહીં હોવાથી તેમને ગાડામાં મુસાફરી કરવી પડી હતી. તેમની સાથે યાત્રામાં વિદ્વાન શાસ્ત્રી નરભેરામ જાની અને સેક્રેટરી તરીકે જટાશંકર ઇંદિરજી હતા. જો કે શામ-ળદાસ પોતે દિવાનના પુત્ર હતા પરંતુ જીંદગીમાં તેમણે અનેક લીલી સુકી જોએલી હતી એટલે દેશીરાજ્યોના ઉચ્ચ અમલદારોના પુત્રોમાં ગર્ભશ્રીમંતાઇને અંગે જે નાજુકાઇ ઘણે ભાગે હોય છે તે શામળદાસમાં નહતી. તેથી તેમજ પોતાના પિતૃઓનું આત્મિક ઋણ અદા કરવા અને પછીના જન્મમાં આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટે યાત્રા આવશ્યક છે એમ શામળદાસ શ્રદ્ધાપૂર્વક માનતા તેથી, બળદ ગાડીની મુસાફરીમાં પડતી અગવડો તે સ્વાભાવિક રીતે સહી શક્યા. યાત્રા દરમિયાન ભાવનગરના મહારાજાની સખત માંદગીના ખબર મળવાથી શામળદાસને પોતાનો યાત્રાક્રમ ટુંકાવી ભાવનગર પાછા ફરવું પડયું. ૧૮૭૦ માં મહારાજા જસવંતસિંહજી સ્વર્ગસ્થ થયા ત્યારે તે વખત ના. પોલીટીકલ એજન્ટે મહા-

રાજા તખ્તસિંહજીની સગીરાવસ્થામાં રાજ્યનો વહીવટ એક બ્રિટિશ અમલદારની નીચે મૂકી દિવાન ગૌરીશંકરને તેના મદદનીશ તરીકે રાખવા પ્રયત્ન કર્યો. આ ગોઠવણ સામે રાજમાતાઓએ, મહારાજા જસવતસિંહજીના મંત્રી મંડળે અને ભાવનગરના લોકોએ સખ્ત વિરોધ કર્યો. કારણ કે આ બધાંને તે વખતના કારભારી મંડળમાં વિશ્વાસ હતો. તેથી તેઓની ઈચ્છા એવી હતી કે મહારાજા તખ્તસિંહજી યોગ્ય ઉમ્મરના થઇ રાજ્યનો કારભાર પોતાના હસ્તક લે ત્યાં સુધી ચાલે છે તેવી રીતે વહીવટ ચાલુ રહે. ભવિષ્યના રાજ્યવહીવટ માટે સંપૂર્ણ ગોઠવણ થાય ત્યાં સુધી પોલીટીકલ એજન્ટે દિવાન ગૌરીશંકરને રાજ્યવહીવટ સુપ્રત કરેલો હોવાથી તેઓ ભાવનગર છોડી ક્યાંઇ જઇ શકે એમ ન હતું એટલે ના. ગવર્નર અને કારોબારી સભ્યો સમક્ષ પોતાનો વિચાર દર્શાવવા રાજમાતાઓએ તેમજ કારભારી મંડળે શામળદાસને મોકલ્યા. તેઓ પહેલાં મુંબઈ સરકારના પોલીટીકલ ખાતાના ઓનરેબલ સભ્યને મળવા માથેરાન ગયા. પોલીટીકલ સભ્યે શામળદાસને કહ્યું કે "તેમણે પોતે તો પોલીટીકલ એજંટે સૂચવેલી ગોઠવણ પસંદ કરી છે, તેમજ સરકારને પણ તે સ્વીકારવા ભલામણ કરી છે." પરંતુ શામળદાસે પોલીટીકલ સભ્યને બધી પરિસ્થિતિ સમજાવી અને કહ્યું કે "થોડા માસ અગાઉ ચાલુ વહીવટ સંતોષકારક હતો એવું સરકારે જાહેર કર્યા પછી સ્થાનિક અધિકારીઓ વહીવટ ચલાવવાને વિશ્વાસપાત્ર નથી એમ કહેવું એ સિદ્ધાંતથી ઉલટું અને અન્યાય ભરેલું છે" શામળદાસની દલીલોથી ઓન. સભ્યને લાગ્યું કે પોતે એકતરફી ને ઉતાવળું પગલું ભર્યું છે; એક નિષ્પક્ષપાત અને સરળ અધિકારીને છાજે તેવી રીતે તેઓ સાહેબે ના. ગવર્નરને તાર કરી વિનતિ કરી કે "તે નામદારે શામળદાસને જે કહેવું હોય તે પ્રથમ સાંભળવું અને ત્યાં સુધી છેવટના હુકમો ન કાઢવા" રાજકર્તાઓ અને તેના કુટુંબ તરફ સરકારની આવી નિષ્પક્ષ સહાનુભૂતિ ભરેલી દષ્ટિથી દેશીરાજ્યોના રાજકર્તાઓ અને તેમના દિવાનો, સરકાર તેમજ સરકારના અધિકારીવર્ગ તરફ હમેંશા સદ્દભાવથી જોતા. મહાબળેશ્વરમાં ના. ગવર્નરને શામળદાસ મળ્યા, અને બધી હકીકત કહી. પરંતુ વૃદ્ધાવસ્થાને લઇને દિવાન ગૌરીશંકર રાજ્યવહીવટ ચલાવવા બરાબર શક્તિમાન નથી એમ ના. ગવર્નરે સાંભળ્યું હોવાથી તે નામદારે ગૌરીશંકરને મળવાની ઇચ્છા જણાવી. ગૌરીશંકર ના. ગવર્નરને પૂનામાં મળ્યા. આ મુલાકાતના પરિણામે તેમજ રાજદ્વારી ખાતાના સેક્રેટરી અને ભાવનગર રાજ્યના મંત્રીમંડળ વચ્ચે ચાલેલી મસલતોના પરિણામે, એક બ્રિટિશ અમલદાર અને દિવાન ગૌરીશંકર માર્ફતે ભાવનગર રાજ્યનો સંયુક્ત કારભાર ચલાવવાનો ઠરાવ થયો. આ પ્રકારનો નિર્ણય કરવાનો અંતરગત હેતુ અર્વાચીન અને પ્રાચીન પદ્ધતિનું એકીકરણ કરવાનો પણ હતો. આવો વાજબી અને સમાધાની ભર્યો નિર્ણય લાવવાનું મુખ્ય માન તે વખતના મુંબઈ સરકારના રાજદ્વારી સેક્રેટરી સર વિલિયમ વેડર્બન —જેઓ પાછળથી ઈંડીઅન નેશનલ કોંગ્રેસના પ્રમુખ થયા હતા—તેમને ઘટે છે. સંયુક્ત કારભાર માટે પસંદ કરેલા બ્રિટિશ અધિકારી મી. પરસીવલ હતા. તેઓ મુંબઇ હાઇકોર્ટના અત્યારના જડ્જ મી. પી. ઈ. પરસીવલના પિતા થાય. (મી. પી. ઇ. પરસીવલનો જન્મ

ભાવનગરમાં થયો હતો.) મી. પરસીવલ તેમજ તેમની પછી એ અધિકાર પર આવેલા કર્નલ વૉટસન અને કર્નલ પારે, ગૌરીશંકર સાથે એક દીલથી કામ કર્યું. આ બધા અંગ્રેજ અધિકારીઓ ગૌરીશંકરને પોતાના બરોબરીયા તરીકે જ માન આપતા એટલું જ નહીં પણ ઈલાકાના દેશીરાજ્યોના સૌથી કાબેલ કારોબારી અધિકારીને ઘટે તેવું માન તેમને આપવા ચૂકતા નહીં. સંયુક્ત કારોબારમાં વિચારશ્રેણીના બે જુદા જુદા પ્રકારના સહકારને લીધે રાજ્યવહીવટમાં ધીમે અને સાવચેતીપૂર્વક સુધારા કરવામાં આવ્યા. અને તે સ્થાનિક જરૂરીઆતોને એવા બંધબેસતા કર્યા, કે જેથી ચાલુ વહીવટમાં બીન જરૂરી ડખલ ન થાય. આ સુધારા લોકોએ ખુશીથી સ્વીકારી લીધા, તેમજ રાજ્યના અધિકારીવર્ગે તેને વફાદારી પૂર્વક અમલમાં મૂકયા. આ સુધારાઓ ચાલુ વહીવટી ધોરણને પ્રતિકુલ થાય, તેવા કોઇ પણ પ્રકારના વિજાતીય સ્વરૂપના હોવા કરતાં રાજ્યવહીવટની જૂની પ્રથાનું માત્ર રૂપાન્તર કરનારા જ હતા. ભાવનગરના આ સગીર રાજ્યવહીવટના જેટલો બીજો કોઇપણ વહીવટ ભાગ્યે જ ફતેહમંદ નીવડયો છે અને તેનું માન સંયુક્ત કારભારીઓને તેમજ સંયુક્ત કારભારમાં પ્રથમથી જ આસિસ્ટંટ તરીકે કામ કરતા શામળદાસને ઘટે છે.

(અપૂર્ણ)

સૂચના:—

જેઓનાં લવાજમ વી. પી. કે મની. દ્વારા અમને મળે છે, તેની અલાયદી પહોંચ મોકલવામાં આવે છે, તેની ખાસ નોંધ લેવા અને હવે કૃપા કરી આ વર્ષનું લવાજમ તાકીદે મોકલી આપવા વિનતિ છે.

તંત્રી.

# ભાવનગર પ્રજાપ્રતિનિધિ સભાનું નવમું અધિવેશન.

## કૌંસીલના પ્રમુખશ્રી સર પ્રભાશંકરનું ભાષણ.

[ ભાવનગર પ્રજાપ્રતિનિધિ સભાનું નવમું અધિવેશન ચાલુ માસની તા. ૬-૭ મીએ મળ્યું હતું. કાર્યવાહીની શરૂઆતમાં રાજ્યની કૌંસીલ ઑફ એડમિનિસ્ટ્રેશનના પ્રમુખ **સર પ્રભાશંકર દલપતરામ પટણી** કે. સી. આઇ. ઈ. એમણે ગત વર્ષના વહીવટનું સમાલોચન કરનારૂં અને કાર્યવાહીને અંતે ઉપસંહાર કરનારૂં જે ભાષણ આપ્યું હતું તેમાંનો ઉલ્લેખનીય-મહત્વનો ભાગ અમે આ નીચે આપીએ છીએ. **તંત્રી.** ]

(૧)

**સદ્‌ગૃહસ્થો,**

ભાવનગર પ્રજાપ્રતિનિધિ સભાના નવમા અધિવેશનમાં પધારેલા આપ સર્વનો સત્કારતાં મ્હને બહુ આનંદ થાય છે. આ વર્ષની સભા દોઢ પોણા બે વર્ષે મળે છે પરંતુ તેમ થવાનાં કારણો એ છે કે પ્રથમ તો વાર્ષિક એહ્‌વાલમાં દાખલ કરવાની હકીકતોનું વર્ષ બદલાતાં આ સભાની બેઠક જે નવેમ્બરમાં ભરવાનો નિયમ હતો તે ફેરવી હવેની સભાઓ માર્ચ અથવા એપ્રિલ માસમાં ભરવાનું ઠરાવવા જરૂર પડી. પછી આપણા નામદાર મહારાજા સાહેબ તરતમાં યુરોપથી પાછા પધારવાનું નક્કી થયેલ હતું તેથી અમોને સર્વેને લાગ્યું કે તેઓ નામદાર આંહીં ભાવનગરમાં બિરાજમાન હોય તે વખતે જો સભા ભરવામાં આવે તો આ સભાના સૌ સભ્યોને તેઓ નામદારનાં દર્શન કરવાની અને તેમના પરિચયમાં આવવાની વહેલામાં વહેલી તક મળે.

એ સંયોગોમાં આ બેઠક ઓગસ્ટ માસના પહેલા અઠવાડીઆમાં ભરવાનું નક્કી કરવામાં આવ્યું હતું. આપણા યુવાન નરેશને આપણા સર્વની વચમાં વહેલા વહેલા જોવાની આપણી આશા અને ઇચ્છા પૂર્ણભૂત થાય છે એથી થતો આનંદ અવર્ણનીય છે.

નામદાર મહારાજા સાહેબ તથા બન્ધુ-રાજકુમારો પોતાનો વિલાયતનો ત્રણ વર્ષનો અભ્યાસક્રમ પૂર્ણ કરીને જુન માસની શરૂઆતમાં પોતાને પાટનગર પાછા પધાર્યા છે. ભાવનગરની રાજભક્ત પ્રજાએ જે લાગણીથી તેઓ નામદારનો મુંબાઇમાં ઉતરતી વખતે, રસ્તામાં, ભાવનગર પધાર્યા ત્યારે અને તે પછી, જે અનુપમ સત્કાર કર્યો હતો તેની ઉંડી છાપ નામદાર મહારાજા સાહેબના હૃદય ઉપર ઘણી સારી પડી છે.

ભાવનગરની પ્રજાએ એઓ નામદારને આપેલું સ્વાગત અપૂર્વ હતું. ભાવનગરનાં ભાવિક પ્રજાજન અને ગામડાંઓમાંથી આવેલાં અસંખ્ય માણસોની મેદની આપે કે મેં કદિ ન જોએલી એટલી ભવ્ય હતી. ઠેકઠેકાણે ગાડી ઉભી રાખી લોકોએ એમનું સ્વાગત કર્યું. અને સવારીને આખે રસ્તે બાળ નરેશનાં મૃદુ સ્મિતનો જાણે હાર્દિક પડછંદો હોય એમ જનમેદનીનાં હૃદયો આનંદથી ઉછળતાં હતાં; એ અદષ્ટપૂર્વ દેખાવ રાજા અને પ્રજાની

એકતાનું ચિત્ર હતું. બારીઓ, અટારીઓ, અગાશીઓ અને છાપરાં પર પણ માણસોની ઠઠ હતી. એ અવ્યવસ્થિત અને સ્વેચ્છાથી ભેળાં થએલાં ટોળાંના ભાવો તો સૌ પોતપોતાના ભાવ પ્રમાણે કલ્પી શકે. એ ટોળામાંની અવ્યવસ્થામાં જ હૃદયના ઉભરાનું ભાન થતું હતું. મને એક દાખલો યાદ આવે છે. મુંબઇના પહેલાંના નામદાર ગવર્નર સાહેબ જ્યૉર્જ લૉઇડ જ્યારે ભાવનગર પધારેલા ત્યારે આપણા લોકોની મેદની જોઇને રાજી થતાં થતાં મને તેમણે કહ્યું કે જે બીજાં રાજ્યોમાં થઇને હું આવું છું, ત્યાંની લોકમેદનીની વ્યવસ્થા અને ગોઠવણના કરતાં તમારૂં આ યથેચ્છ ઉત્સુકતાથી મળેલું મંડળ કાંઇક નવીન ભાવ ઉત્પન્ન કરે છે. અને સાથે સાથે ટકોર પણ કરી કે જેવું તમારૂં નગરજન અવ્યવસ્થિત ગોઠવાયું છે તેવી જ તમારી રાજ્યનીતિ તો અવ્યવસ્થિત અને યથેચ્છ વર્તનવાળી નથીના ? મેં નેત્ર મીલાવીને ઉત્તર આપ્યો કે જ્યાં રાજ્ય અવ્યવસ્થિત હોય ત્યાં પરોણાના સ્વાગત માટે પણ હુકમથી વ્યવસ્થા કરવી પડે છે. જ્યાં રાજ્યનીતિ વ્યવસ્થિત હોય અને લોક સંતોષથી રહેતાં હોય, ત્યાં હૃદયના ભાવો બતાવવા માટે લોકોને હુકમ કરવા પડતા નથી. અમારી આજની અવ્યવસ્થામાં જ અમારા લોકોના હૃદયના સંતોષનો પૂરાવો છે. અને અમારી રાજ્ય વ્યવસ્થાની એ મોટી સાબીતી છે. ભાગ્યે જ હસે એવા ગંભીર અને સમર્થ લૉર્ડ લૉઇડ ખૂબ હસ્યા. પ્રોસેશનમાં ચાલતી ગાડીમાં થએલો આ મર્મવાળો વાર્તાલાપ મને હજુરશ્રીના આગમન વખતે સવિશેષ યાદ આવી ગયો. તે વખતે મર્મનો આનંદ હતો. આ વખતે હર્ષનાં આંસુ ભીનું હૃદય જેવું પ્રજાજનનું હતું તેવું મારૂં હતું. આ છાપ હજુરશ્રીના હૃદયમાં રહે અને પ્રજાનો એ ભાવ સાચવી રાખવો, એ એક મોટી જવાબદારી છે એમ એમને નિશ્ચય થઇ જાય એટલે એમને કેળવણી આપવાના અમારા બધા પ્રયત્નો સાર્થક થયા એમ હું તો માનું.

× × × ×

રાજ્યનું કામ આપણા ધોરણ પ્રમાણે શાન્તિથી ચાલ્યું જાય છે. રાજ્યના કાન લોકના કચવાટ માટે ખુલ્લા છે અને પ્રજાનો વિશ્વાસ રાજ્યની શુભ દાનત પર છે એમ હું માનું છું. આપણું વહાણ એ રીતે સુંદર ચાલ્યું જાય છે. કાઉન્સિલમાંથી મેહેરબાન બર્ક સાહેબની વડોદરાના રેસિડેન્ટ તરીકે નિમણુક થતાં તેની જગ્યાએ મેહેરબાન મોસ સાહેબ આવ્યા છે. મેહેરબાન બર્ક સાહેબના સહચારથી રાજ્યને લાભ થયો છે. એવો જ લાભ મેહેરબાન મોસ સાહેબના આગમનથી થશે. બીજી મોટી કાઉન્સિલના મિત્ર-સભ્યોની શક્તિ, વિવેક, સહાનુભૂતિ અને એકતાનો જે અનુભવ મને છે તેવો સ્વાદ મેહેરબાન મોસ સાહેબમાં હું જોઇ રહ્યો છું. મારા બીજા બે મિત્ર-સભ્યો માટે હું પહેલાં ઘણી વાર કહી ગયો છું. એ બેની મદદ વગર આટલાં વર્ષો મારી આ ઉમ્મરે અને મારા આ સ્વભાવે હું કેવી રીતે કાઢી શક્યો હોત એ સવાલ હું મને પોતાને ઘણી વાર પૂછ્યા કરૂં છું. મારૂં મન એમનો મુંગો ઉપકાર માની રહ્યું છે.

ખાતાના બધા. અધિકારીઓ માટે મને એકંદર સંતોષ છે, છતાં પણ બધાને એક ત્રાજવે જોખી શકાતા નથી. બધા મારા આશયને જાણે છે ને જ્યાં એમનામાં ઓછપ

દેખાઇ છે ત્યાં તે ઓછપ સંબંધીનો મારો મત એ જોઇ શકે છે, એટલે જાહેરમાં કહેવાની જરૂર હજી ઉત્પન્ન થઇ નથી. આખી જીંદગી સમજાવીને અધિકારીઓથી કામ લેવામાં આવ્યું છે. હવે જીવનની ઉત્તરાવસ્થામાં જ્યારે કબ્બરની નજીકતા દેખાય છે ત્યારે જરા કોઇ કોઈ વાર અધિકારીઓને, પોતાની ફરજ બરાબર કરવાની ઉતાવળ કરવાની આવશ્યકતાના પાઠો, પઢાવવા પડે છે ખરા. એ મિત્રભાવે શીખવવામાં આવે છે, મર્હૂમ મહારાજા સીંધીઆનો એક ક્રમ હતો કે પોતાના વાર્ષિક રીપોર્ટમાં દરેક ખાતાના ઉપરી માટે પોતાનો અભિપ્રાય જાહેર લખી નાંખતા. આમ કરવામાં લોકોમાં અમલદારોની પ્રતિષ્ઠાની હાનિનો ભય છે એમ તેઓ માનતા નહિ. એક વાર વાતમાં પોતે મને કહેલું કે નાના ગુન્હાની મોટી શિક્ષા ન કરવાની યોગ્યતા જોવાવાળા દરેક નરેશે, અધિકારીની ઉણપ જાહેરમાં બતાવવાનો રિવાજ રાખવાથી અધિકારીઓમાં ચાનક રહે છે. મારો મત એ વખતે એમનાથી જૂદો હતો. પ્રેમની સમજાવટની અસરમાં હું મજબુત માનવાવાળો હતો. હજી પણ મારો એજ મત છે. છતાં આ એડમિનિસ્ટ્રેશનમાં મને મહારાજા સીંધીઆના ડહાપણની કંઇક કંઇક ઝાંખી થઇ છે ખરી. એ ઝાંખીને પરિણામે, મારા સ્વભાવથી વિરુદ્ધ એવો જાહેર ઉપાલંભ અધિકારીઓને ન આપવો પડે એમ હું ઇચ્છું છું. એ ઇચ્છા પાર નહિ પડે તો આવતા વર્ષથી આ નવો પાઠ ભણવો ભણાવવો પડશે એની આગાહી દુઃખતે મને આજ આપું છું, કેમકે પહેલાંના વર્ષોમાં ઘણી વાર કહી ગયો છું તેમ, પ્રજાનાં દુઃખ કે અસંતોષ અને અધિકારીઓના મોભા અને પદવી વચ્ચેનો જ્યારે સવાલ આવે ત્યારે મોભો અને પદવી મારે મન ફેંકી દેવા જેવી વસ્તુ છે. લોકના સંતોષમાં રાજ્યની આબાદી અને સ્થાયીપણું છે. મોભાના ઘુંપદમાં પડતીનાં બીજ છે એમ હું માનું છું. બીજાનો વિચાર કરવાની જેને ટેવ ન હોય તેને બીજાની જરૂરીયાતો પર તરત ધ્યાન આપવાની આવશ્યક્તા સુઝતી જ નથી. ખાસ કરીને અધિકારીઓને આવી ટેવ પડી જવાનો વધારે ભય છે. સેવા કરનારમાં જ્યારે આવો પ્રમાદ આવે ત્યારે લોકમાં અસંતોષ થાય છે અને રાજ્યને જો કોઇ રોગ ભયંકર હોય તો તે લોકોને પોતાને પડતાં દુઃખમાંથી ઉત્પન્ન થતો અસંતોષ છે. ખરા અસંતોષને માટે તો મોટાં કારણો હોવાં ઘટે એમ જે સત્તાધીશ માને છે તેને માણસોનાં દુઃખનું ભાન નથી એમ સમજવું. નાનાં પણ કારણથી થતો અસંતોષ તો ધીમે ધીમે ભેળા થતા જતા મેલની માફક અંતે નુકસાન જ કરે છે. મારાં કામોના પ્રસંગમાં અનેક દાખલાઓમાં મને આ વિચાર આવ્યા કર્યો છે. લોકને સાચવનાર અધિકારીને જ રાજા સાચવે છે કેમકે તેનેજ એ સાચવી શકે છે. અને સેવક પણ એજ ખરા જે જેની સેવા માટે એને રોકવામાં આવે છે તે રૈયતને, મા જેમ બાળકોને સાચવે, એવી મનોવૃત્તિથી સાચવે છે. વસુલાતી ખાતું, પોલીસ ખાતું, જાહેર બાંધકામ ખાતું, રેલ્વે ખાતું, અને પ્રજાને સોંપાયલું છતાં પણ મ્યુનિસિપાલીટી ખાતું અને વૈદકીય ખાતાને આ ખાસ ધ્યાનમાં રાખવા જેવી વાત છે.

ભાવનગરની પ્રજા ભક્ત-પ્રજા છે. એમની વર્તણુકમાં જે શાળામાં એ ઉછરી છે એને યોગ્ય ગુણો જ છે. છતાં પણ એડમિનિસ્ટ્રેશનના વખતમાં રાજાના સ્નેહી હાથને અભાવે વગર ઇચ્છાયે પણ માણસોના મનમાં બીજા વિચારો પ્રવેશ કરે છે. ફરિયાદ કરવાની એમને સ્વતંત્ર છૂટ છે. સાંભળવી એ રાજ્યની ફરજ છે. પણ ફરિયાદની સ્વતંત્રતા એટલે કારણ વગરની રજાચીઠ્ઠી માની લેવી એમાં સમજફેર છે એ શિખવા જેવી વાત છે. એ રસ્તે ભય છે. એમાંથી પરસ્પરમાં અભાવ થાય છે અભાવમાં અશાન્તિ ઉદ્ભવે અને **अशान्तस्य कुतः सुखं।** એ સૂત્રને ન્યાયે અશાન્તિ હોય ત્યાં સુખ નથી. આ પરસ્પરના સંબંધની ગ્રંથી બરાબર સમજવા જેવી છે. અને સુકાની અને ઉતારૂઓનું એક મન હોય એ જ વહાણ કીનારે પહોંચે છે એ દાખલો ભૂલવા જેવો નથી.

નામદાર બાળ મહારાજા હવે આપણી વચમાં આવીને રહ્યા છે, આપણી વર્તણુક એ એમની નિશાળના પાઠો થશે. એમની વિદ્યા, શરીરસંપત્તિ, અને સ્વભાવ આપ સર્વને સંતોષ આપે એવાં છે એ તો રૈયતે નજરે જોયું છે. પરદેશમાં છતાં આ દેશના આપણા રહે એવી પદ્ધતિએ એમના ઉછેરની વ્યવસ્થા ગોઠવી હતી તેનું આ સુંદર પરિણામ છે. એમના બન્ને શિક્ષકોનો હું ઉપકાર માનું છું, અને એ ઉછેરમાં જેણે સ્વાર્પણ કર્યું છે એને ધન્યવાદ આપું છું. આ નિખાલસ બાળ-તમે જુઓ છો તે-હવે આપણી વચમાં છે એટલે આંહીંના રંગો હવે એ હૃદયમાં પૂરાશે. ભાવનગરની પ્રજાનાં સારાં નસીબ બન્યાં રહે એવા ભાવો આપણે હવે એમનામાં ઠાલવવાના છે. એ આપણી શુભેચ્છાથી જ માત્ર નહીં ઠલવાય. આપણી વર્તણુકના અનુકરણમાંથી એઓ શીખશે. પ્રેમ જોશે તો પ્રેમ રાખતા થશે. વિવેક-ભરેલી વર્તણુકમાંથી વિવેક મેળવશે. શુદ્ધ ચારિત્ર્યવાળાઓમાંથી પોતાના પિતાના જેવાં શુદ્ધચરિત થશે. એ સિવાયના ન ઇચ્છવા જેવા રંગ આવી જાય તો તે એમનો નહીં પણ આપણો દોષ છે એમ હું તો માનું. માટે સર્વેએ સ્વાર્થને એક બાજુ મૂકી ભાવનગરની પ્રજાને યોગ્ય એ નિવડે એવા જ પાઠો એમની નજરે દેખાયા કરે એવી વર્તણુકની હું બધા અધિકારીઓ પાસેથી અને પ્રજાજન પાસેથી આશા રાખું છું. મર્હુમ મહારાજા ભાવસિંહ-જીએ ભાવનગરને સ્વચ્છ ઘડવાવાળું કર્યું હતું. એવું ને એવું આપણે મહારાજા કૃષ્ણકુમારને સોંપીએ એમાં આપણી સર્વની શોભા છે. મહારાજા તખ્તસિંહજીની ઉદારતા અને મહારાજા ભાવસિંહજીનું સ્વચ્છ જીવન એમનામાં મૂર્તિમાન થશે એમ મારી તો ખાતરી છે. જેને પિતાના જેવા શાસક અને માતાના જેવા પ્રેમી પાળક રાજાની આશા હોય તેવા સર્વની આંશા ભાવસિંહજીના આ બાળક પૂરી પાડશે. જેને ઘાંણીયે જોડેલા બળદની માફક દોરીએ એમ દોરાય એવા નરેશ જોઇતા હોય એમણે કોઇ બીજી ભૂમિમાં શોધવા જવું. ભાવનગરને નસીબે રાજા-પ્રજાનો જે સંબંધ લાંબા કાળથી ચાલ્યો આવે છે એ જળવાઇ રહે એવાં શુભ ચિહ્નો આ નૃપતિમાં અને આ પ્રજામાં છે. આ ઉમ્મરે મારૂં તો એ જોઇ કર્તવ્ય પૂરૂં થયું છે.



સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી. કે. સી. આઈ ઈ.
પ્રેસીડેન્ટ, કાઉન્સીલ ઑફ એડમીનીસ્ટ્રેશન. ભાવનગર સ્ટેટ.

Lakshmi Art, Bombay, S.

# ભાવનગર પ્રજાપ્રતિનિધિ સભાનું નવમું અધિવેશન

## ( ૨ )

[ ભાવનગર રાજ્યની પ્રજા પ્રતિનિધિ સભાના કામકાજમાં એક ખાસ નવીન પદ્ધતિ એ છે કે રીતસરનું કામ પહેલે દિવસે પૂરું થયા પછી બીજે દિવસે રાજ્ય અને પ્રજામંડળ દિલની એક ભાવનાથી પરસ્પરના વિચારોનો ઉહાપોહ કરી લે છે. કોઈ સભ્યને જે કહેવું હોય તે કાંઈપણ અપવાદ કે અંતરાય વગર યથેચ્છ કહી શકે છે. તેના રાજ્ય તરફથી ખુલ્લા અને સ્પષ્ટ જવાબો આપવામાં આવે છે. વળી સભ્યો તરફથી થએલી માગણીઓમાં યોગ્ય જણાય તેવી માગણીની જેમ તુરતમાં મંજુરીની હા પાડવામાં આવે છે, તેમ ન બની શકે એવી વાતોની તેટલી જ સ્પષ્ટતાથી ના પણ કહેવામાં આવે છે. આ દરય આ વર્ષની સભામાં અમને દેખાયું અને તે, સભ્યો તરફથી પૂછાયેલા સવાલોના અને કરવામાં આવેલી માગણીઓના જે જવાબ છેવટે ઉપસંહારમાં **સર પ્રભાશંકરે** આપેલા તે ઉપરથી સ્પષ્ટ થાય છે. એ જવાબો આ નીચે આપવામાં આવ્યા છે. **સર પ્રભાશંકરની** શૈલી અને ભાવના એમના શબ્દોમાં ઉતરી શકે નહીં ત્યાં સુધી તે સ્પષ્ટ થાય એમ નથી. પણ બની શક્યું ત્યાં સુધી તો ખરું અવતરણ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. ભાષાની અસર ભલે ન આવી શકી હોય પરંતુ અપાયેલા જવાબ તો જેવા હતા તેવા જ આપવામાં આવ્યા છે. એ અમે ચોક્કસ કહી શકીએ છીએ. રાજા અને પ્રજા વચ્ચેની પ્રવૃત્તિઓ જાહેરમાં જોવાના પ્રસંગો બીજાં રાજ્યોમાં આવતા હોય તો રાજ્યોને વિષે કેટલીક નકામી ગેર સમજુતીઓ દેખાય છે તેમાંની ઘણી દૂર થાય. એવા પ્રસંગો રાજ્યો આપે તો હાનિ કરતાં ફાયદો વધારે છે એમ અમને લાગે છે. **તંત્રી** ]

## સર પ્રભાશંકરે કરેલો ઉપસંહાર:—

(૧) કૉલેજના નવા મકાન માટે અત્યાર પહેલાં જગા માટે કહેવાઈ ગયું છે. કૉલેજનું મકાન ચાર પાંચ લાખના ખર્ચે થશે અને એ સિવાય રેસીડેન્સી તેમ જ પ્રોફેસરોના બંગલાઓનો ખર્ચ જુદો. તેમાં સાયન્સને માટે બંદોબસ્ત કરવામાં આવશે.

( ૨ ) વેપાર–કમિટિ હાલ જે છે, તેનો જોઈએ તેવો ઉપયોગ કમિટિનાથી નથી થયો. પણ કમિટિ કહે છે કે અમને પૂછવામાં નથી આવતું. જ્યારે દરબાર માને છે કે કમિટિ ' એડવાઈઝરી ' છે માટે તેણે સૂચનાઓ કરવી જોઈએ. હવે આ માટે એક નવી કમિટિ નીમવા વિચાર છે. તે વેપાર ઉદ્યોગની ઑફીસના ચૅરમેન સાથે–લખાણથી અભિપ્રાય લેવા કરતાં–એ કમિટિના સભ્યો મળે એવો બંદોબસ્ત કરવાનો છે. આથી દરબારને જ લાભ છે એમ નથી. રૈયતને પણ આડકતરો લાભ છે. વેપારને બની શકે એટલી મદદ છેલ્લાં ત્રણ વર્ષથી આપવામાં આવે છે, પણ વેપારીઓ જેમને પૈસા જોઈએ છીએ તેમની ફરજ છે કે તેમણે દરબાર પાસે આવવું અને માગણી કરવી. હું વેપારીઓને પુછું છું કે અત્યાર સુધીમાં એક પણ વેપારી અસંતુષ્ટ થઈ પાછો ગયો છે ? જેને જે પ્રમાણે પૈસા જોઈએ છીએ તેને માગણી કર્યેથી યોગ્ય જણાય છે ત્યાં તુર્ત આપવામાં આવ્યા છે. માટે જેને જેને વેપાર ઉદ્યોગ વધારવાની હોંશ હોય તેને હું આમંત્રણ આપું છું. આમાં અધિકારનો કે દરબારના મોભાનો સવાલ નથી. દરબારને તો આમાં લાભ જ છે. અને એમ છતાં જો દરબાર કસુર કરે–જે બને તેવું જ નથી–તો તેનો ઉપાય છે.

(૩) જમીન વેચાણ કરવામાં જે નિયમ થાય તે પહેલાં લોકો સમજી શકે કે કયા નિયમે એ બધું થાય છે. નહીં તો ગુંચવાડો વધી પડે. દરેક માણસના સંબંધો આપ લેતી ગાંઠથી બંધાયા છે. હું પણ એક માણસ છું એટલે બીન અનુભવે હું ન્યાય આપું ત્યારે કદાચ ભૂલ કરી લઉં. એટલા માટે આમાં એક જ નિયમ હોય તો સારૂં. ગૌચરના સંબંધમાં ગામની મુશ્કેલી છે અને જ્યાં પૂરતું ગૌચર ન હોય ત્યાં તે કરવું એ જરૂરનું છે.

(૪) રા. વલ્લભભાઈનો લગ્નની વય ઠરાવવાનો સવાલ વિચારણીય છે. પરંતુ માણસ યુવાન હોય ત્યારે અને વૃદ્ધ હોય ત્યારે તે પોતપોતાની રીતે વિચાર કરે છે. પછી તે પુરૂષ હોય કે સ્ત્રી. આંહીયાં જે વિચાર દર્શાવાયો છે તેમાં હું અક્ષરશઃ માનનારો છું: પણ એક સ્ત્રીઓની સભામાં મેં કહ્યું હતું તેમ આ માટે કાયદા કરનાર જો સ્ત્રીઓ હોય તો આપણને આપણી આપખુદીનો બદલો મળે. આ વસ્તુ જેઓ ઘરમાં આપખુદ ન હોય તેઓ જ સમજી શકે. સ્ત્રીઓનો દરજ્જો, સ્થિતિ વગેરે શું છે તે સમજી હું આંહીના શિક્ષિતવર્ગને આમંત્રું છું કે એક વખત એક મહાન સભા ભરી તેમાં આની ચર્ચા કરવી. મને આવવા દેશો તો હું પણ આવીશ. સ્ત્રીઓ અને પુરુષો માટે શાસ્ત્ર અને અનુભવ ગમે તેવાં હોય પણ કાયદામાં તો એ બન્ને મનુષ્ય ( Person ) શબ્દથી ઓળખાય છે. એટલે બધાના હકો–પુરૂષ અને સ્ત્રીના સરખા જ છે. માટે જેની આપણે ના પાડીએ છીએ તે આપણને પણ કરવાનો હક નથી. અત્યારે તો હું એટલું જ કહું છું કે રાજ્ય તરીકે આમાં કાંઈ વાંધો નહીં આવે. શારદા–બીલને મંજુર થતાં વરસો થશે પણ અહીં જો લોકો એકમત હશે તો તેનો અમલ પણ તુરત થશે. લોકોની આ ફરજ છે અને તેમાં હું તમારી સાથે આવવા ઇચ્છું છું. ન પરણવાની વાતમાં પચાસ કે પીસ્તાલીશ વર્ષની મર્યાદાની વાત કરી, પણ એ હકીકત ( details )ની વાત છે. પરંતુ તે વાત આપણા પુરૂષો કબૂલ કરે એમ મને લાગતું નથી.

( ૫ ) સુલતાનપુરના ડક્કાના સંબંધમાં કહેવાનું કે ઘણી માગણીઓ થાય છે. તેનું તમે લીસ્ટ કરો અને પછી વાંચી જુઓ. દરેક માણસ એક એક માગણી કરીને પછી કહે કે દરબાર કાંઈ આપતા નથી. પરંતુ આ બેઠકમાં થયેલી બધી માગણીનું પત્રક કરો. તેના ખર્ચનો અંદાજ કરો અને પછી એનો સરવાળો કરો તો માગણીની અવ્યવહારુતા જણાશે. એટલા માટે માગણીઓનું Proportion–માપ–જાળવવું જોઇએ. એકવાર વિચાર કરી, માગણી સીધી છે કે નહીં એ વિચારી હદમાં રહી માગણીઓ કરી હોય તો તેનો સહેલાઈથી અમલ થઈ શકે.

( ૬ ) જૈન લોકોનું હવે સમાધાન થયું છે. વાણીઆ બહુ નરમ છે પણ ધર્મચુસ્ત છે. હું ટીકા કરવા નથી માગતો પણ એક વાત ગળે ઉતારવા માગું છું. પહેલાં એમણે તળાજા સુધી રેલ્વેની વાત કરી અને તે થઈ એટલે પછી ગાડામાં બેસી જવું પડે છે એ

કહ્યું એટલે મેં બીમ્રા સાહેબ સાથે આ માટે 'ટેમ્પરરી' બંદોબસ્ત કર્યો. પછી આને બે મહિના થયા, ત્યાં કમનસીબે આવો બનાવ બન્યો. નહીં તો ચાર પાંચ વર્ષ ચાલત. એટલે ધીમે ધીમે પગપેસારો કરનારી આ કોમે–અને આંહી તો નરમમાં–પગપેસારો કર્યો છે. પણ હવે રેલ્વે થઈ છે તો પૂલ પણ થશે. મારો વિચાર છે કે તળાજાથી મહુવા સુધી રેલ્વે લઇ જવી. રેલ્વે ખાતાનો અભિપ્રાય લઇને. અને ત્યાં મહી નદીના પુલ જેવો પુલ બાંધવો. મારા બધા લેખો ઘણા ટુંકા છે પણ એક વાત તો કહી દીધા જેવી છે કે મહારાજા સાહેબ ગાદીએ આવે તે પહેલાં જેમ બને તેમ તેમને માટે ઘણાં ઓછાં કામો બાકી રાખવાં.

(૭) રાજ્યમાં સુધારાઓ માટે બીકાનેર મહારાજાના ભાષણ ઉપરથી દોલતરાય ભાઈ બોલ્યા છે. આ સુધારાઓનો વિચાર કયા કયા સ્ટેટોએ, કેવી કેવી સ્થિતિમાં કેટલી મહેનતે કેવા અનુભવથી કર્યો છે એ એટલું બધું પટ આગળ છે, કે તે માટે કહેવું નકામું છે. એમણે પાંચ કે છ બાબતોનો પોતાના ભાષણમાં ઉલ્લેખ કર્યો છે. એક તો રાજાએ પોતે ખર્ચના અમુક ટકા નિર્ણિત કરવા અને તે કરતાં વધારે ન લેવું. પણ અહીં તો લગભગ પાંત્રીશ વર્ષથી એ રકમ નિર્ણિત થઇ ગએલી છે એ, જ્યાં જે વાતની ચર્ચાની જરૂર ન હોય ત્યાં તે કરીને કાળક્ષેપ કરવો એ મને યોગ્ય લાગતું નથી. આંહીની પદ્ધતિના જાણકાર તરીકે એમને ખબર હોવી જોઇએ કે મહારાજા તખ્તસિંહજીના વખતથી આ સ્ટેટમાં પ્રીવી પર્સ નક્કી કરવામાં આવી છે. ભૂતકાળના હીસાબી આંકડાઓ જોતાં જણાશે કે તેમાં બેશક ઘણા લાંબા કાળ પહેલાં કોઇ કોઇ વાર વધારો થયો હશે. પરંતુ મહારાજા ભાવસિંહજી ગાદીએ આવ્યા ત્યારે તેમણે ખર્ચ ઉપર મક્કમ કાબૂ રાખ્યો હતો. અને ૧૯૦૦ ની સાલમાં જ્યારે પૈસા સંબંધી મુશ્કેલી ઉભી થઇ ત્યારે તેમને મહાન ફેરફાર કરવા પડયા એટલું જ નહીં પણ તેમણે પોતાનું ખર્ચ એટલું ઓછું કરી નાંખ્યું કે તેનો ૧/૩ એટલે માસિક પાંચ હજાર ઓછા કર્યો. તો પછી ઇંગ્લેંડથી કેળવણી લઇ આવેલા આ બાળ મહારાજા એ પદ્ધતિએ ન ચાલે એ વિષે શંકાથી જોવાની કાંઇ જરૂર છે? જ્યાં પદ્ધતિ જ ચાલી આવતી હોય ત્યાં શંકા લઇ જવી નકામી છે. બીકાનેર મહારાજાની સ્કીમમાં પ્રીવી પર્સની હદ ૧૦ ટકા સુધી રાખવામાં આવી છે એ હીસાબે આપણે ત્યાં દસ લાખ થાય પણ આપણે ત્યાં તો પ્રીવી પર્સના ૨૩/૪ લાખ જ થાય છે, તેમાં વધારી શકાય, કારણ કે તે રકમ નક્કી થઇ તે વખતના ખર્ચના ભાવો અને હાલના ભાવોમાં ઘણો ફેર છે. ખરી વસ્તુ સ્થિતિ આ પ્રમાણે છતાં અને જેઓ આવું કાંઇ જાણતા નથી તેમને જાણે આંહી તો અંધારૂં છે એમ બતાવવાનો પ્રયત્ન કરવો એ યોગ્ય નથી. બીજું પેન્શનેબલ સર્વિસનું ધોરણ. મહારાજા તખ્તસિંહજી અને ગગા ઓઝાને ધન્યવાદ છે, કે આપણે નજર ન નાંખી શકીએ એટલા લાંબા વખતથી આપણે ત્યાં પેન્શનેબલ સર્વિસનું ધોરણ ચાલ્યું આવે છે. કોઇને નાહકનો વગર કારણનો દંડ થવાનો અને સર્વિસની સીકયોરીટી નહીં હોવાનો અત્રે એક

પણ દાખલ છે? ત્રીજી બાબત કાયદાની, હીંદુસ્તાનના બીજા ભાગો સાથે કાયદા સમાન જોઇએ તે છે. તમે કાયદાની કોર્ટમાં જાઓ છો અને તમને અનુભવ છે કે સીત્તેર વર્ષથી અત્રે ન્યાય અને કારોબારી ખાતાં જુદાં છે કે જેવું હીંદુસ્તાનના કોઇ ભાગમાં હજી નથી. અર્થાત્ કે તેમને કહેવાના હતા તે બધા જ મુદ્દા કેમ જાણે અહીંના અનુભવે જ બીકાનેરમાં ન થયા હોય. ચોથું પોલીસનું રક્ષણ જોઇએ એ છે. સારા અને શિક્ષણ મેળવેલા પોલીસ ઓફીસરો અત્રે છે. આ હોય તો જ રક્ષણ બરાબર થઇ શકે. હું પોલીસ ખાતા માટે બોલું એ મારા માટે બોલું એમ કહેવાય પણ આંહીના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે કાઠી-આવાડની ઉકોયટીના સંબંધી ઘણી સેવા કરી છે. ભાવનગરની પ્રજાએ તેને મેળાવડો કરીને માનપત્ર આપ્યું હતું. અર્થાત્ કે આવી બધી માગણીઓ હજી જ્યાં બીજે ઉહાપોહમાં છે તે આંહી વર્ષોથી ચાલે છે.

(૮) કરજ કમિટિના નિર્ણયના સંબંધમાં કહેવાનું કે જેઓ ઉતાવળથી નિર્ણય માગે તે મળવો મુશ્કેલ છે. કારણ કે વિચાર કર્યા સિવાય ઉતાવળથી નિર્ણય કરવાથી પરસ્પરના સ્વાર્થનું વૈષમ્ય થઇ જાય. ખેડુતો અને વેપારીઓ બેયને સમજાવીને કામ થાય એવા હેતુથી જ વિલંબ થાય છે. જ્યાં ગામ પંચાયત હોય, ત્યાં આ કામ સારૂં થઈ શકે. સાત વર્ષથી બુમો માર્યા છતાં હજી ત્રણ ગામોમાં—ઢાંગલાં, હણોલ, જુનાસાવર—ગામ પંચાયતો થઇ. આ સભામાં ગામ પંચાયતો સંબંધી સવાલો બહુ આવે છે પણ ગામપંચાયતના માગનારાઓ ક્યાં છે? ગામોના પટેલો, ગૃહસ્થો વગેરે શા માટે માગતા નથી? માટે જો ગામપંચાયત એક વખત થાય તો ગામના દરેક ખેડુત પાસે વેપારીનું કેટલું લેણું છે તે નક્કી થઇ જાય. પરંતુ વેપારી અને ખેડુતો આ બન્ને પક્ષવાળા જ્યાં સુધી મદદ ન કરે ત્યાં સુધી કાંઈ બને એમ નથી. વાણીઆ અને ખેડુતો વચ્ચે ભંગાણ પડે તો પછી શું? દરબાર કાઇ ખેડુતોના વાણીઆનું કામ કરી શકે? આ ઇમ્પીરીયલ ગવર્નમેંટ પણ દેશના ખેડુતોનો વાણીઓ ન બની શકે તો! માટે ભાવનગર રાજ્યમાં તો વાણીઆઓનો સંબંધ ખેડુતો સાથે સારો જ રહેવો જોઇએ. હું તમને અને કોઇ જાહેર કામ કરનારાને આમંત્રણ કરૂં છું કે જે કોઇને આ સેવા કરવી હોય તેની સાથે હું છું. માત્ર એ કામ કરવાની વૃત્તિ હોવી જોઇએ. આમાં કાંઇ જોરનું કામ નથી. જોરનું કામ તો સામો માણસ જોર કરે ત્યારે જ પડે. એટલા માટે પહેલાં આ ત્રણ ગામોના કરજનો આંકડો લાવવો. પછી જ સ્થિતિ સુધરશે. તે વિના નહીં. એજ ખેડુતોના કરજનું સમાધાન છે. માત્ર તમારી મદદ જોઇએ.

(૯) દર વરસે બાર બાર નવી નિશાળો નીકળે છે, આટલાં વર્ષમાં ૮૦–૯૦ નિશાળો નીકળી છતાં બસેં જ છોકરાં વધ્યાં. એટલે કહેનારની ફરજ છે કે છોકરાંનાં માબાપને સમજાવવાં.

(૧૦) કલાભવન જેવી સંસ્થાની માગણી વિચારવા જેવી છે. વડોદરામાં તેનાં પરિણામ સારાં આવ્યાં છે. અત્રે ફંડ માટે સૂચના કરવામાં આવી છે પણ કમનસીબે તેની

સાથે આ બોલનારનું નામ છે એટલે તેમાં હું કાંઇ કરી શકું એમ નથી. તમારા પૈસા છે. તમારી કમિટિ છે. તેનો તમે જે અમલ કરો તેમાં દરબાર આડે નહીં આવે.

(૧૧) દારૂનો તદ્દન અટકાવ કરવામાં આવ્યો છે. ત્રણ વર્ષ પહેલાં એ અટકાવ કરવા માટે કરવી જોઇતી યોગ્ય તપાસ માટે બંદોબસ્ત કરવામાં આવ્યો ત્યારે એમ કહેવામાં આવ્યું હતું કે આ તો દરબાર પોતાના લાભ માટે કરે છે. પરંતુ ઘણાં રાજ્યોમાં બંધ કરવામાં આવેલી દારૂની દુકાનો ફરી ઉઘડી છે. એમ ન થાય એટલા માટે જ આ વિલંબ થયો હતો. વિલંબથી સુધરેલા ઘા ન ઉઘડે એવા થાય છે, તેમાંનો આ એક દાખલો છે. ધુડી નિશાળની આવશ્યકતા છે કે નહીં તેનો પહેલો વિચાર કરવો જોઈએ. આ ખાનગી સંસ્થાઓ છે, તેને સુધારવાની જરૂર છે એટલે જેઓ આમાંથી ગુજરાન ચલાવે છે, તેમની ફરજ છે કે તેમણે આનો વિચાર કરવો. દરબારી નિશાળોમાં સવારે ધુડી નિશાળોને ન બેસાડી શકાય; કારણકે એક જ સ્થળે બે જુદાં જુદાં ખાતાંઓ ન ચાલી શકે:

( ૧૨ ) મજુરોને કામ કરવાના કલાકોનો સવાલ હીંદુસ્તાન, યુરોપ અને અમેરિકામાં ચર્ચાઇ રહ્યો છે. તેનો ઉદ્દેશ મજુરોને રાહત આપવાનો છે. તેમ તેમાંથી કેટલાક રાજ્યોની ક્રાંતિ પણ ધારી બેઠા છે. પરંતુ વખતનું નિયમન ખરૂં તો કામનું નિયમન ખરૂં કે નહીં ? મને લાગે છે કે મારી અને મારી સ્ત્રી વચ્ચે મતભેદ હોય તો તેનું સમાધાન અમે જ કરી શકીએ. કોઇ ત્રીજો નહીં. આવું જ મજુરો અને માલીકો વચ્ચે છે. અલબત્ત મદદ કરનારાઓની લાગણી સાચી હોય પણ એ બન્ને વચ્ચેના સમાધાનના નુકશાનનું વચમાં પડનારને પૂરૂં ભાન ન હોય. એટલે બન્નેની લડાઈમાં કારણ વગર જ્યારે ત્રીજો ઉભો થાય છે, ત્યારે નુકશાન થાય છે. આ નિયમ જુના જમાનાનો છે પરંતુ ઇંગ્લેંડમાં પણ હવે આ જુના નિયમ પ્રમાણે–મુશ્કેલીથી હારીને, જો કે તેમાં ભુલો હશે તોપણ–સમાધાન કરવાનું માનવામાં આવે છે. આમાં રાજ્યે વચ્ચે ન પડવું જોઇએ. બેશક સત્તા જોઇએ ખરી પણ જેને પરિણામમાં સ્વાર્થ ન હોય એવી સત્તા જ્યારે વચ્ચે પડે છે ત્યારે ભારે અનર્થ થાય છે. પરસ્પરના પોસાણ ઉપર જ આ વાત છોડવી જોઇએ. સમજણથી માગે ત્યાં નથી મળતું એવું નથી પણ જ્યાં બીજાના સમજાવ્યાથી માગે છે, ત્યાં જ મુશ્કેલી ઉભી થાય છે. લડાઈ થઇ ત્યારે લડાઇમાં પોતાની માન્યતા ન હોવાથી લૉર્ડ મોર્લીએ રાજીનામું આપ્યું, અને રાજીનામાના કારણમાં એમ જણાવ્યું કે મને લડાઇમાં એટલા માટે વિશ્વાસ નથી કે હું માનું છું કે લડાઈ પહેલાં જે શરતોથી સમાધાન થઇ શકે તેના કરતાં લડાઇની અંતે થએલું સમાધાન વધારે ખરાબ અને અસંતોષ ઉત્પન્ન કરે એવી શરતોવાળું થાય છે. તોપછી એકબીજાનાં માથાં ભાંગી શરતો સ્વીકારવી તે કરતાં હમણાં જ સ્વીકારોને ? આવું દરેક મજુરોની હડતાલના સંબંધી બન્યું છે. જ્યારે માગ્યા કરતાં ઓછું મળ્યું છે. મન દુ:ખ રહ્યું છે અને ધમાધમી રહ્યા કરી છે.

( ૧૩ ) વૈદક ખાતાના ઉપરી તરીકે એક સરજન નીમવાની વાત કરી છે, પરંતુ

હાલના અધિકારી જેણે યોગ્ય રીતે નોકરી કરી છે તેઓના રીટાયર થયા પછી એ બાબત અને એક્સ-રેનો વિચાર કરવામાં આવશે.

(૧૪) ભાવનગર માટે એક ટાઉન હૉલની જરૂર છે. છ વર્ષ પહેલાં મેં એક સ્કીમ ઘડેલી છે, તે કૌંસીલમાં પસાર થઇ છે. મોતીબાગ અને નાકુબાગ વચ્ચેની જમીન ટાઉન હૉલ માટે નક્કી કરવામાં આવી છે. તેમ તળાવને સુકવીને રમતગમત માટે 'ટાઉનલંગ્ઝ'ની ગરજ સારે એવું મેદાન કરવાનું છે. ત્યાં પચાસ હજારનો ખર્ચ થાય તોપણ એક જીમનેશ્યમ કરવું. જ્યાં બાળકો છુટથી રમે. હાઇસ્કૂલોમાં ગમે તેમ હોય, પણ રમત ગમતમાં નિયમન હોય જ નહીં. હું એ રીતે રમ્યો છું.

(૧૫) હું તમારો સૌનો ઉપકાર માનું છું. આ સભાની મહારાજાના મન ઉપર સારી છાપ પડી છે. અને તમે એમના વિષે જેવી આશા રાખો છો તે પૂરી પડે અને તમને સંતોષ રહે તેમાં જ તેમનો લાભ છે, એમ તેઓ સમજે છે. મુંબઇમાં તેમણે મને કહ્યું હતું કે લોકો બહુ પ્રેમ કરે છે. એ બધા પ્રેમને સાચવી રાખવાની મોટી જવાબદારી છે. મેં તેમને કહ્યું કે તમારા પિતા અને દાદાએ પ્રેમ સાચવ્યો છે, તે પ્રમાણે તમે પણ સાચવશો.

નિશાળમાં જેમ રીડીંગ, રાયટીંગ, અને ઍરિથમેટિક : એ પ્રમાણે ત્રણ રરોનું શિક્ષણ જરૂરનું લેખવામાં આવે છે, એને મળતું રાજાને પણ પોતાની ફરજ બજાવવા ત્રણ પ્રકારનું શિક્ષણ જરૂરનું છે. અને તે, હૃદયનું, મગજનું અને એ બન્ને વચ્ચેની લડાઇના ઉહાપોહના નિર્ણયનું : હૃદયનું શિક્ષણ આપવાનું કામ લાગણીવાળાં માબાપનું છે. કમનસીબે એમની નાની ઉમરમાં એમનાં માતા અને પિતા ચાલ્યાં ગયાં. પરંતુ એમની સાથે વર્ષોના સંબંધવાળા જે વૃદ્ધ અધિકારીઓ આંહી છે તેમણે જોયું છે, કે તેમના હૃદયમાં પ્રગતિ ન થાય તેની ફીકર નહીં પણ ક્ષતિ તો ન જ થવી જોઇએ. ગુરૂઓ એમના મગજને કેળવી શક્યા છે. જ્યારે હું હૃદય અને ગુરૂ એ બન્નેનું કામ કોઇ કોઇ વખત કરૂં છું. પરંતુ હૃદય અને મગજ એ બન્ને વચ્ચે જ્યારે મતભેદ થાય છે ત્યારે ઍરિથમેટિકના જ્ઞાનની જરૂર પડે છે. મગજની લાગણી ઉશ્કેરાઇ જાય ત્યારે સામાને મારવાનું મન થઇ જાય, અને હૃદયમાં દયા આવે ત્યારે કોઇને બે લાખ આપી દેવાનું મન થઈ જાય. આવા વખતે ગણતરીથી કામ કરવાનું શિખવનાર ઍરિથમેટિક રૂપ લોકો છે.

ઍરિથમેટિક રૂલ (આંકણી)ના જેવી છે. જો રૂલ જરા વાંકી જાય છે તો લીટી વાંકી આવે છે, તેમ લોકો જરા આડા ચાલશે તો રાજા પણ આડો ચાલશે. માટે રાજાનું હૃદય અને મગજ ગમે તેમ ભાગે પણ ઍરિથમેટિકે તો સીધા જ રહેવું પડશે. વળી તે એક શાસ્ત્ર છે. અનુમાન શાસ્ત્ર નથી પણ ચોક્કસ શાસ્ત્ર છે. એટલે જો લોકોએ બરાબર ઍરિથમેટિક શીખવવી હોય તો તેમણે ચોક્કસ પણ રહેવું પડશે. મતલબ કે તમે એ રીતે ઍરિથમેટિક શીખવનાર થશો તો તેમનું હૃદય અને મગજ હાથમાં રહેશે. પણ તમે જો મગજને અને હૃદયને શીખવવા મંડી જશો તો પછી ગણતરીનું કામ હાથમાં નહીં રહે. આથી વિશેષ મારે કાંઇ કહેવાનું નથી.

---

# બે પત્રો

## ( ૧ )

## વિલાયતથી પત્ર

નોટીંગ હામ તા. ૨૪-૭-૨૮

તમારો પત્ર બે અઠવાડીઆ પહેલાં હતો.

"દેશી રાજ્ય" આ વખતે ખાસ કરીને બે લેખથી બહુ સારૂં લાગ્યું. "ભાવનગરનો પત્ર, અને ભવાનીશંકર વહીવટદાર" સમયોચિત છે.

મારી પાસેથી પત્રની આશા રાખો છો, તે વધારે પડતી છે. સૌથી પહેલાં તો મારામાં એ Literary taste એટલો બધો જાગ્યો નથી કે હું લખી શકું. ને બીજું તમે જે વિષય ઉપર માગો છો તે વિષે આંહી કાંઇ જણાતું નથી. અત્યારે આંહી રાજા સાહેબો આવી પહોંચ્યા છે, તેની પ્રવૃત્તિ સંબંધી લંડનમાં હોત તો તેમાંના કોઇકને મળીને પણ જાણી શકતઃ છાપામાં હીંદના સમાચાર બહુ ઓછા છે, ને કયું છાપું હીંદના પ્રશ્નમાં રસ લે છે, તે ભાગ્યે જ ખબર પડે છે. અત્યાર સુધીમાં હું જે છાપું વાંચું છું—ને તે સારૂં છાપું કહેવાય છે તેમાં માત્ર બે વખત રાજા સાહેબોની મસલત સંબંધી આવેલું. મિ. રશબ્રુક વિલિયમનો તે લેખ હતો. બીજો લેખ ગઈ કાલના છાપામાં વાંચ્યો તેમાં તો કેટલા રાજા ભેગા થયા છે, ને તે કોણ કોણ છે-જેને આપણે who's who કહીએ તેવો લેખ હતો. કાશ્મીર મહારાજાનો હાથી ઉપર બેઠેલો ફોટો, પતિયાળાનો બધી ઝવેરાતથી લાદેલો ફોટો, ને કપુરથલાનાં અંગ્રેજ વાઇફનો ફોટો પણ તેમાં હતો. તેનું શું કામ છે ? મારો અનુભવ તો આ લોકોમાંના middle class ને તેમાં પણ Common middle class સાથે થાય છેઃ તેમાંના ઘણાખરાને તો હિંદમાં તેઓ રાજ્ય ચલાવે છે તેની પણ ભાગ્યે જ ખબર હોય છે. ને તેથી ત્યાંના સાહેબ લોક કરતાં ઘણા મળતાવડા હોય છે. કોઇક કોઇક તાજા સ્કૂલમાંથી પાસ થએલા અંગ્રેજ કારકુનો સાથે વાત થાય છે; ત્યારે ગોખી મારેલી પ્રશ્નાવળીથી આપણને પોતાનું જ્ઞાન બતાવે છે. તેઓ પૂછે છે, કે જો "અંગ્રેજ ચાલ્યા જાય તો તમારૂં શું થાય ?" "આ જગજૂના પ્રશ્નના ઘણા જવાબ છે, ને તે કહેતાં દિવસો ચાલ્યા જાય તેમ છે, ને તમારે વધારે વાંચવાની અને સમજવાની હજુ જરૂર છે" એવો જવાબ આપવાથી તે લોકો કબૂલ કરે છે. બાકી તો તેમને નથી પડી હિંદુસ્તાનની પરવા કે નથી બહારના લોકોની ! આંહી પણ સાધારણ રીતે સૌને હોય છે

તેમ પેટની પંચાત મોટી છે. સાધારણ અંગ્રેજ બચ્ચો પોતાના Bread and Butter મળ્યાથી પછી બીજી પંચાતમાં ઉતરતો નથી તેમ લાગે છે. ને તે તદ્દન જુદો જ છે. એરીસ્ટોક્રસી–ઉમરાવ લોકો અથવા લંડનમાં રહેતા ને પાર્લામેન્ટમાં રસ લેતા બીજા લોકો શું ધારતા હશે તેની અહીંથી ખબર નથી પડતી. પણ જો સાધારણ જનસમાજ લ્યો તો હું કહી શકું કે તેને હિંદનું કાંઇ જ્ઞાન નથી, ને તેને તે દરકાર નથી.

હમણાં થોડા દિવસ તડકો બહુ પડ્યો. એમ લોકોને સખ્ત લાગેલ તે પણ ખરૂં. હિંદમાં આવો તડકો તો સાધારણ છે એમ કહેતાં તેઓ ત્રાસ પામતા. ને જેને જેને મેં પૂછ્યું તે લોકો આ તડકાના ત્રાસથી હિંદમાં આવતાં ડરે છે. હિંદની તેમની સાહેબી, ને તે લોકોને કેવી મજા છે, તે સમજાવ્યા છતાં, કોઇ ત્યાં આવતા તૈયાર થતો નથી. પછી જેણે ભૂખમરો આંહી છે, તેમાંથી બચવું હોય તેણે તો ઉપાય શોધવો રહ્યો. ને તે તૈયાર થાય તે જુદી વાતઃ આથી ઉલટું, જ્યારે જ્યારે ટ્રામ કે બસમાં હું ફરૂં છું ત્યારે ત્યારે ત્યાંનો સ્વાદ ચાખી આવેલ કોઇ કોઇ સોલ્જરો કે જે આંહી ટીકીટ વેચવાનું કે કન્ડકટરનું કામ કરે છે, તે જો રૂ. ૨૦૦) ની નોકરી મળે તો આવવા તૈયાર છે. હિંદનો મોહ એવો છે.

આ લોકોનું અક્ષરજ્ઞાન ઠીક છે. સાધારણ રીતે દરેક માણસ વાંચી લખી જાણે. ચૌદ વરસ સુધી તો Compulsory Education નો ધારો છે તેથીઃ છતાં એકાદ ઠેકાણે tramp–ધંધો પાણી વગરના રખડાઉને સજા થઈ તેમાં હતું કે "He found the alphabets too difficult" કક્કો શીખવો આકરો પડ્યો તેથી નાનપણથી ચોરી કરવામાં પડ્યો. એમ અહીં પણ અભણ હોય છે ખરા. પણ તે બાદ કરતાં દરેક લખી વાંચી શકે. આપણા ગરાસીઆ જેમ મનું માટી, શકે તેમ. અને જ્યાં ત્યાં ઘસીને કરીને, ચાલે વાંચતા લાગે. પણ તેમાં રમતનાં પરિણામો, કે ક્રિકેટ મેચની વાતો, ને ઘણેભાગે Divorce cases વાંચતા માલુમ પડે છે. છતાં આખી પ્રજાને ગણતાં એમ તો કબુલ કરવું પડશે કે આ "રમત પ્રિય પ્રજા" છે. ક્રિકેટ, ફુટબૉલ, ટેનીસ, બોટીંગ, રેસીંગ વિગેરે વિગેરેમાં એક અથવા બીજી રીતે રસ લેનારા આ લોકો હોય છે. દર શનીવારે બપોરે કામમાંથી છુટા થયા કે ક્યાંક ઉપડ્યા જ હોય. બે કલાક ક્રિકેટની મેચ માટે એક રેલ્વેની ટીમ, બસેં માઇલ દૂરથી આવતાં જતાંના બાર કલાકની મુસાફરી ને રાતનો ઉજાગરો સહન કરીને અહીં આવી હતી, તે જ્યારે મને ખબર પડી ત્યારે તે રમત પ્રિય પ્રજા માટે તે પુરતું માન ઉત્પન્ન થાય જઃ સ્ત્રી અને પુરૂષો બધાં રમતમાં માનનારાં ને રમનારાં. આ લોકો માને છે, કે "all work and no play makes Jack a dull boy" અને તે બરાબર મેં અનુભવ્યું છે. કામ બગડતું હોય પણ તે લોકોને શનિવારે બપોર અને આખો રવિવાર રજાનો જોઇએ. રવિવારે કામ કરવાનો ડબલ પગાર મળે. વિગેરે એનાં ત્યાંના (હિંદના)

પરસેવાથી ઝેબઝેબાં થતા મજુરોનાં વૈતરાંની દયા આવે છે. પણ આ બધું લખ્યું જાય તેમ નથી. હું થોડીક ડાયરી લખવા માંડ્યો છું. અને તેમાં જ્યાં જ્યાં મને નવાઇ જેવું લાગે છે, કે કાંઇ આગળ ઉપર અનુભવમાં કામ આવે એમ લાગે તે લખું છું. ને તે બધું કદાચ તમને વાંચવાથી મજા પડશે. એટલે વરસ દિવસ પછી તમે આંહીની રીતભાત જાણી શકશો. ને આપણે મળશું ત્યારે વાતો કરશું.

હમણાં નોટીંગહામમાં ના૦ શહેનશાહ બે દિવસ આવી ગયા. અહિં દર વરસે જુદે જુદે સ્થળે Royal Agricultural show થાય છે તેવો જ show ગયા પખવાડીઆમાં થઇ ગયો. અહિં "બુટ્સ" દવા બનાવનારના માલીક સર જે. સી. બુટ કે જે તદ્દન અપંગ અવસ્થામાં છે તેણે એક સારી જેવી રકમ ભેટ કરીને નવી યુનિવર્સિટી બંધાવી, તે ઉઘાડવા માટે પણ નામદાર શહેનશાહ આવ્યા હતા. તેમનું ભાષણ મેં wireless થી સાંભળ્યું હતું. "કોઇ પણ પ્રજાને આગળ વધવું હોય તો તેણે Higher Education તેનાં બાળકોને આપવાની સગવડ કરવી જોઇએ." એવો તેનો ધ્વનિ હતો: હીંદ સંબંધી તે નામદાર ક્યારે વિચાર કરશે એ, મને તુર્તજ સ્ફુર્યું હતું. મેં પણ તેમનાં બે ત્રણ સ્થળે દર્શન કર્યાં હતાં. ગમે તેમ હોય તો પણ આ લોકો તેમનાં રાજારાણી માટે માન દર્શાવે છે. ને તેથી આખું નોટીંગહામ ધ્વજાપતાકાથી શણગાર્યું હતું. ને તેનાં છાપાઓમાં વખાણ બહુ આવ્યાં હતાં. છતાં જ્યારે હું ભાવનગરના મહારાજા સાહેબને મળેલ આગમન સત્કારનાં બ્યાન વાંચું છું ત્યારે મને લાગે છે કે ભાવનગરની ભક્ત પ્રજા તે રીતે સત્કારમાં ચડી જાય: લોકોનાં ટોળેટોળાં હાથમાં બ્રિટિશ વાવટો લઇને ઉભાં હતાં. કેટલાંક ઘરડાં માણસોને મેં પૂછી જોયેલું તો તેમણે કહ્યું કે આ પહેલી જ વખત તેઓ તેમના રાજાનાં દર્શન કરશે.

રાજારાણી પણ પોતાની પ્રજાની લાગણી બરાબર જાણી જાય છે. ને જમાના પ્રમાણે વર્તે છે. નોટીંગહામની પ્રજાને માન આપવા માટે રાણીસાહેબે નોટીંગહામમાં બનાવેલ lace "કિનારી" પોતાના ડ્રેસમાં વાપરેલી: આ ડીસ્ટ્રીક્ટમાં ઈંગ્લંડનો ઘરડો આદમી ૧૦૬ વરસનો હતો, તેની સાથે રાજાસાહેબે વાત કરીને નોટીંગહામને માન આપ્યું. અને એક ઘરડી ડોશીને ૧૦૦ વરસ પુરાં થયાં તેની સાથે વાત કરીને રાણીસાહેબે આખી womanhood ને માન આપ્યું. તેથી લોકોમાં પણ તેમને માટે સારું કહેવાયું. અને ના૦ યુવરાજ ( Prince of Wales ) કે જે આ પ્રજાના માનીતા યુવરાજ છે, તેમને આ નોટીંગહામમાં એક સારું farm છે: કે જ્યાં પોતે ખેતીવાડી કરે છે ને ઢોર ઉછેરે છે. એટલે આ શહેરના શહેરીજન તરીકે, અહિંના–નોટીંગહામના Mayorને ના૦ શહેનશાહની મુલાકાતના માનમાં Lord Mayor બનાવવામાં આવ્યા તેની મુબારકબાદી આપવા માટે પોતે દૂર હતા છતાં રાતોરાત મોટરમાં આવીને ખાણામાં એક સાધારણ શહેરી તરીકે ભાગ લીધો. એમ સમયસૂચકતા વાપરીને પ્રજાનું મન સંપાદન કરવા રાજકુટુંબ ઉત્સુક છે,

તેની સરખામણી તમે દેશી રાજ્યના અધિપતિ તરીકે આપણા દેશના રાજકર્તાઓમાં કરશો. વળી Showમાં પણ પોતાની પ્રજા બધી પોતાનાં દર્શન કરી શકે માટે એક સ્થળે મોટું ચક્કર ગાડીને ફેરવીને બધાને સલામ કરતાં પોતાની જગ્યા લીધી. તે વખતે સખત તડકો હતો છતાં કશાની દરકાર નહોતી કરી. સાંજે ક્રિકેટના મેદાનમાં જઇને West Indies Cricketersને રમતા જોઇને, આખી બહારની દુનિયાને પણ માન આપ્યું. બીજી બધી વાતોએ મારા મન ઉપર અસર બહુ નથી કરી, છતાં આ રાજા સાહેબની રીતભાતથી મને બહુ માન થયું કે આં મોટી શહેનશાહતના હાકેમને પણ જમાના સાથે કેવું રહેવું પડે છે!!

હિંદ સંબંધી સાધારણ લોકોને કેવી માહેતી છે તેનો દાખલો દઉં: જ્યારે જ્યારે હું હીંદ માટે પૃછું છું ત્યારે તેઓ મને પૂછે છે કે હીંદમાં ઇલેક્ટ્રીસીટી છે? અહીંની જેમ રેલ્વે ચાલે છે? બધા લોકો અંગ્રેજીમાં વ્હેવાર ચલાવે છે? મારા "હા" ના જવાબથી તેઓ અજાયબ પામે છે. હીંદમાં માત્ર ચાર શહેરને જાણે છે. મુંબાઈ, કલકત્તા, મદ્રાસ અને દીલ્હી. વાઇસરૉય છે એટલી ખબર છે. બેચાર રાજા અથવા લોકોને ઓળખે છે.

(1) Rānji; (2) Mr." A " (3) Prince who had married the Dāncing girl અને થોડે અંશે Dulip Sinhji (ના. જામસાહેબનાં ભત્રીજા કે જે સારૂં ક્રિકેટ રમે છે.) આ ઉપરથી અહિંની મનોવૃત્તિની પણ ખબર પડશે. ક્રિકેટમાં રમનાર તેમને મન મહાન અને તેથી બીજે નંબરે આ બધાઃ મહાત્મા ગાંધીજીને ભાગ્યે જ જાણે છે. " ગાંઠી ગાં-ડી (Gandhi) કોઇક છે એટલુ જ.

મારો અભ્યાસ ઠીક ચાલે છે, પણ મેં ધાર્યું હતું તેવું તો નજ કહેવાય. છતાં આખું વરસ અહિં રહેવાથી ઘણો ફાયદો થવાનોજ, માર્ચ આખરે મારૂં practical પૂરૂં થશે. અત્યારે એક સ્ટેશને કામ કરવા જાઉં છું. ત્યાંથી પછી મોટા ગુડ્સ સ્ટેશનમાં જઇશ. એમ અનુભવ મળ્યા કરે છે. છતાં મોટા પ્રશ્નો વિચારવાની અનુકુળતા મળે ત્યારે ખરી. ઓક્ટોબર માસથી નોટીંગહામ યુનિવર્સીટીના રેલ્વે Subjects ઉપરના ક્લાસમાં દાખલ થવાનો છું કે જેથી theoretical જ્ઞાન પણ મળે. હાલ એજ. 'દેશી રાજ્ય' માં ભાવનગરનો પત્ર વાંચીને મારી આંખ ભીની થઇ હતી. તે વાંચતાં એમ થએલું કે માત્ર એટલા ખાતર જ હું સાથે પાછો આવ્યો હોત તો કેવી મજા પડત! મુંબઇની અવ્યવસ્થાની વાતો મારી પાસે પણ આવી છે, એવા સમયમાં પણ એક સોળ વર્ષના વિલાયતથી પાછા ફરતાં યુવક ધીરજ રાખી શકે તે જ ખરી કેળવણીની સાક્ષી પુરે છે.

લી. તમારો શુભેચ્છક

......

# ભાવનગરનો પત્ર.

## (૨)

થોડા વખત પહેલાં મેં વડોદરા રાજ્યની ધારાસભા સંબંધી દેશીરાજ્યમાં એક પત્ર લખ્યો હતો. આજ એ કરતાં જુદા સ્વરૂપની ભાવનગર રાજ્યની પ્રજા પ્રતિનિધિ સભા કે જેની નવમી બેઠક નજરે જોવાનો મને લાભ મળ્યો હતો તે સંબંધી મારા મન ઉપર જે છાપ પડી, તે દર્શાવવાનો પ્રયત્ન કરૂંછું. રાજ્યવહીવટ સંબંધે પોતાની પ્રજાના વિચારો જાણી શકાય એટલા માટે મર્હુમ મહારાજા શ્રી ભાવસિંહજીએ "રાજ્યના જુદા જુદા મહાલોના આગેવાનો." ની આ સભા ૧૯૧૭ માં સ્થાપી હતી.

સભાની આ બેઠકમાં પાંત્રીશ સભ્યોએ ૧૬૪ પ્રશ્નો પૂછ્યા હતા. બ્રિટિશ હીંદની ધારાસભાઓમાં જે રીતે પ્રશ્નોના સંદિગ્ધ ઉત્તર આપવામાં આવે છે એવા સંદિગ્ધ નહી, પણ એક સભ્યના શબ્દમાં કહું તો "પ્રશ્નોના ઉત્તર વિગતવાર અને આંકડા સાથે" આપવામાં આવ્યા હતા. રાજ્યના પ્રત્યેક ખાતાંઓ સાથે સંબંધ ધરાવતા છતાં પ્રશ્નો ઘણે ભાગે પ્રતબંધી અને કેળવણીના વિષય સાથે વિશેષ સંબંધ ધરાવનારા હતા. અત્યાર સુધીમાં થએલી નવી પ્રતબંધીમાં આ રાજ્યના ચાર મહાલમાં લગભગ નવ લાખના જમીન મહેસુલમાં માત્ર બેહજારનો જ વધારો થયો છે એમ આપવામાં આવેલા આંકડાઓ ઉપરથી જણાય છે. પરંતુ આ લખુંછું ત્યારે મને એક અપ્રાસંગિક પણ જરૂરનો વિચાર સુઝે છે કે દેશી રાજ્યોમાં કરોની સમાનતા નથી. કારણ કે ખેડુતો જેમ રાજ્ય વહીવટના ખર્ચમાં પોતાનો ફાળો આપે છે, તેમ રાજ્યોનાં અન્ય પ્રજાજનો પણ બ્રિટિશ હીંદની માફક કેમ ન આપે ? પરદેશથી આયાત થતા માલ ઉપરની જગાત આ વર્ગ ઉપર પડે છે પરંતુ તે કરના સમાન ધોરણની સાબીતી નથી. દેશી રાજ્યોએ વહેલાં મોડાં પણ ખેડુતો ઉપરનું કરનું ભારણ ઓછું કરવા આ દૃષ્ટિએ વિચાર કરવો પડશે અથવા તો તેના વહીવટી ખર્ચમાં અસાધારણ કાપ મૂકવો પડશે. સભામાં પહેલે દિવસે રાજ્યની કૌંસીલના પ્રમુખ સર પ્રભાશંકર પટ્ટણીએ શરૂઆતમાં દરેક ખાતાંઓની સંક્ષિપ્ત હકીકત સભ્યો સમક્ષ રજુ કરી હતી. તેમના ભાષણના અંતિમ ભાગ ઉપરથી જણાઇ આવે છે કે "ખાતાના બધા અધિકારી માટે તેમને એકંદર રીતે સંતોષ છે." પરંતુ કેટલાક અધિકારીઓ નિરંકુશ કવિયો જેવા હશે એટલા માટે આવતા વર્ષથી 'નવો પાઠ' ભણાવવાની પ્રમુખશ્રીને દુઃખતે મને આગાહી આપવી પડી છે. મેં સાંભળ્યું કે સર લેસ્લી વીલ્સને સુરત જીલ્લાના ધારાસભાના પ્રતિનિધિઓને આપેલી ધમકી—જો કે તે કરતાં નરમ—જેવી આ આગાહી નહીં નીવડે ?. કારણ કે જે વસ્તુ સર પ્રભાશંકરના સ્વભાવમાં જ નથી તે શી રીતે આવી શકશે ? જેઓને માટે કહેવામાં આવ્યું હોય તેઓ પ્રમુખશ્રીના આ વિનિત ઉપાલંભથી સમજે તો બસ છે. સમજી શકે એવા હશે ?

આ સભાના કામકાજનો મને કાંઈ બહુ અનુભવથી પરંતુ નિયુક્ત સભ્યોની પ્રશ્નો પૂછવાની પદ્ધતિમાં વિનય અને સરલતા હતાં. બાકી આવી સભાઓમાં મોટે ભાગે સભ્યો કાર્યવાહીના મૂળ હેતુનો ભંગ કરી કેવળ વાક્‌પંડિતાઇના હેતુ તરફ જાણ્યે અજાણ્યે વળી જાય છે. બેશક આ પદ્ધતિનો આંહી જોઇએ તેવો વિકાસ નથી થયો પરંતુ સૌ કરતાં નિખાલસતા તો જે ગ્રામ્ય જનો–ખેડુતો પોતે કહેવાનું નિર્ભયપણે કહી શકતા એમાં હતી. રાજ્યનું ખરૂં હૃદય તેમાં જ હતું. આ યુગમાં સભ્યોની નિયુક્તિ કરતાં પ્રતિનિધિત્વ સારૂં ગણાય છે પણ જ્યાં જ્યાં તેનો સ્વીકાર થયો છે ત્યાં ત્યાં ખેડુતોના ભાગ્યમાંથી રાજ્ય મંદિર ગયું છે. અને સભાઓ બુદ્ધિ અને વાણીના અખાડારૂપ થઈ ગઇ છે. બારડોલીએ બતાવ્યું કે ધારાસભા એ, ખેડુતોનાં દુઃખ દૂર કરી શકે એમ નથી. તેમ પાર્લામેંટો જગતમાં શાંતિ સ્થાપી શકી નથી. અને જ્યારે ખેડુતોએ જ રાજ્ય મેળવ્યાં છે ત્યારે તેમના પ્રતિનિધિઓ ક્યાંઇ શોધ્યા પણ જડયા નથી. આટલું વિષયાંતર થયું પણ બોલનારાઓને જેમ બોલવાનો રસ હોય છે તેમ લખનારાઓ પણ એ રસમાંથી મુક્ત નથી રહી શકતા.

આ સભાના સભ્યો બહુધા સ્થાનિક પ્રશ્નમાં રસ લે છે. એટલું જ નહીં પણ તે પ્રશ્નો સભાના બંધારણને અનુસરી રજુ કરવામાં આવે છે. છતાં સભાના બંધારણના નિયમોનું લગભગ ભંગ કરનારા પ્રશ્નોનો ઉત્તર આપવાની દિવાને ઉદારતા દર્શાવી છે. તત્સંબંધે, અ-પાપલા ઉત્તરમાં ઉલ્લેખ પણ કર્યો છે. હું તો માનુંછું કે એકવાર જો બંધારણ સ્વીકાર્યું તો પછી તેનું નિયમન સ્વીકારવું–જોઇએ પણ કદાચ લોકપ્રીતિ કે સંતોષના હેતુથી નિખાલસતા પૂર્વક આ માર્ગ સ્વીકારવામાં આવ્યો હશે.

પહેલા દિવસના સભાના કામકાજમાં પ્રમુખશ્રીના લાંબા ભાષણમાંથી લાગણી ભર્યો અને સામાના હૃદયને સ્પર્શ કરે એવો અગત્યનો ભાગ બાદ કરીએ તો કાંઈ રસ જેવું ન હતું. પણ બીજે દિવસે ચર્ચા સરસ થઈ. પણ આટલા બધા પાંત્રીશ બોલનારામાંથી કોઇ શરૂઆત ન કરી શક્યા એટલે આખરે પ્રમુખશ્રીએ શરૂઆત કરી અને પછી તો ચાલ્યું. "આઠ આઠ વર્ષો બોલી બોલીને થાકયા અને હવે શું નકામું બોલવું ?" એમ એક સભ્યે નિર્વેદભાવે કહ્યું ત્યારે મને લાગ્યું કે આ સભા સ્થપાઇ ત્યારથી તેના હેતુ અને ઉપયોગિતા સંબંધે ગેરસમજુતી ચાલી આવે છે, અથવા તો આ પ્રદેશ તરફ લોકશાસનના ઇતિહાસ કરતાં 'લોકશાસન' એ શબ્દની વાતોમાં જ લોકોને વધારે રસ છે. નામદાર મહારાજા ગાદીએ બેસે પછી આવશ્યક સુધારા કરવાના આશયને પુષ્ટ કરવા, રા. દોલતરાયે બીકાનેરના મહારાજાના ભાષણને અનુલક્ષી ચર્ચા શરૂ કરી, પરંતુ મને લાગ્યું કે ધૈર્ય, નિર્ભયતા ને દાવકાઇ સાચવતાં તેઓ સંબદ્ધતા ગુમાવી બેઠા એટલા જ માટે પ્રમુખશ્રીને કહેવું પડયું હતું કે "જે વાત બની શકે એમ હોય અને અમે પાડતા હોઇએ તો કહો. માટે હું માગી લઉં છું કે અમે શરમાઇ જઇએ એવી યોગ્ય વાત કરો. અને અમારા અધિકારને અંગે જો અમે ના પાડતા હોઇએ તો જ કરો. તમે જાણો છો કે આ અશકય વસ્તુ છે. છતાં શા માટે

માગો છો ? એથી તો ઉલટું સારાં ઘરો અને સંસ્થાઓમાં ન આવી શકે એવા ઝેરનો પ્રવેશ થાય છે."

લગ્નની વય મર્યાદા નક્કી કરવાનો પ્રશ્ન આકસ્મિક રીતે ઉપસ્થિત થયો અને રા. વલ્લભભાઇએ લગ્નની વય, વધુ-વરની ઓછામાં ઓછી ૧૪ અને ૧૮ ઠરાવવાનો "નમ્ર પણ સખ્ત અભિપ્રાય" દર્શાવ્યો. અને આપણે ત્યાં સ્ત્રીઓનું મહાજન નથી તે માટે દિલગીરી દર્શાવી. રા. કુંવરજી ભાઇએ ઉપરના મત સાથે "ઘણે ભાગે" મળતાં થતાં વય કરતાં પણ પરણનારની યોગ્યતા ઉપર ભાર મૂકયો. પરંતુ ચર્ચા કરતાં કરતાં પુરુષો ત્રણ કરતાં વધારે વખત નં પરણે-આ છુટ સભાને હાસ્યાસ્પદ લાગી એટલે પછી બે કરતાં વધારે વખત ન પરણે-એવો અંકુશ મૂકવાની ઇચ્છા દર્શાવી. આ સભામાં હાજર રહેલા કેટલાએ આ સૂચનને પ્રત્યક્ષ કર્યું હશે એ તો મને શું ખબર પણ કુંવરભાઇની ઇચ્છાનું કોઇએ સમર્થન ન કર્યું. હું તો ધારૂં છું કે આવો કાયદો જ શકય નથી. અને જો થશે તો લોકો તેમાંથી છુટાબારી શોધવા અનેક અપ્રામાણિક પ્રયત્નો કરશે. હા, ભાવનગર રાજ્યની સામાજિક સુધારા પ્રવૃત્તિનાં ગાન ગવાશે અને પછી દરેક આવી સભામાં પરણવાનો વિષય અગત્યની ચર્ચાનો વિષય થઈ પડશે, જેમાં બધા સહેલાઇથી રસ લઇ શકશે. વગર અભ્યાસે અને ઓછી તકલીફે બોલી શકાય એવા વિષયોમાંનો આ એક છે.

એક વાત મને ગમી અને તે એકે રાજ્યના વરીષ્ઠ અધિકારીઓ અને સભ્યો વચ્ચે ભેદભાવની દિવાલ નથી પણ હાર્દિક એકતા છે. અને તે સત્ય, આ સભામાં બીજે દિવસે જે ચર્ચા થઇ તેમાં સ્પષ્ટ પ્રતીત થતું હતું. છતાં પણ પ્રમુખશ્રીને એક પ્રસંગે કહેવું પડયું હતું કે "હું ખાત્રી આપું છું કે આંહી બોલાયલાં વચનો ડીપ્લોમસી નથી. અમને હવે ઘણાં વર્ષો થયાં તો છેવટે કાળાં નામો કરી અમે જવા માગતા નથી. જાહેરમાં જ્યારે જ્યારે માણસો સવાલ પૂછે છે ત્યારે બીજી જાતના, અને ખાનગીમાં બીજી જાતના પૂછે છે. ખાનગીમાં જે માણસ ખુશી થઇને ગયા છે તેજ માણસોએ જાહેરમાં બીજી વાત કહી છે. ત્યારે મને ગુસ્સો નહીં પણ દિલગીરી તો થાય છે જ." આ શબ્દો એક પક્ષે આ સભા અને રાજ્યના કારોબારીઓની હાર્દિક એકતાનું સૂચન કરનારા છે. શું તેની અસર થશે ? મને તો લાગે છે કે જાહેરમાં અને ખાનગીમાં આપણે આપણી જવાબદારીનો જુદો જુદો ખ્યાલ રાખીએ છીએ. આ ખ્યાલ અને તેને લગતી પ્રવૃત્તિ જ કોઇ પણ રાજ્યતંત્રને નિભાવી રાખવામાં પરોક્ષ રીતે સરસમાં સરસ મદદ કરે છે. પછી ગમે તો તે દેશીરાજ્ય હોય ! ઘરમાં, બહાર અને રાજદ્વારે કહેવાનું અને કહેવાની રીત, એ બન્ને આપણાં એકધારાં નથી હોતાં; પરિણામે જ્યારે આપણે હા કહેવાની હોય છે ત્યારે ના કહીએ છીએ અને ના કહેવાની હોય છે ત્યારે હા કહીએ છીએ. આ કમનસીબ પરિસ્થિતિ જ્યારે સદંતર ફેરવાઇ જશે-ક્યાંક ક્યાંક ફેરવાતી જાય છે-ત્યારે આપણું જાહેર જીવન નિર્મળ સ્વરૂપ લેશે અને તે વખતે વગર પ્રજાપ્રતિનિધિ સભાએ આપણાં રાજ્યો-સર્વથા પ્રજાને મનગમતાં રાજ્યો થશે.

પ્રમુખશ્રીએ બીજા દિવસની ચર્ચાને અંતે જે. ઉપસંહાર કર્યો તેનો અંતિમ ભાગ ખરેખર સરસ હતો. પરંતુ આદર્શ રાજકર્તા અને એવા રાજકર્તાથી ચાલતા રાજ્યતંત્રમાં પ્રજાના સહકાર માટે ગમે તેટલું સમર્થન કરવામાં આવે પરંતુ આ યુગમાં ધનની માફક સત્તાએ સર્વ વ્યાપી સ્વરૂપ લીધું છે. બીજાથી પ્રાપ્ત થતા સુખ કરતાં પોતાની જાતે ઉભા કરેલા દુઃખના સ્વીકારને લોકો–કોઈ પણ આદર્શ રાજ્યતંત્ર કરતાં પણ–વિશેષ પસંદ કરે છે. કોઈ આપણને નાસ્તિક કહે તે સ્વીકારવા આપણે તૈયાર નથી હોતા પણ દિવસમાં સેંકડો વખત નાસ્તિકતાને વટલાવે એવાં આપણાં કામો, તેનું સમર્થન કરતાં કરતાં કરીએ છીએ. સત્તાનું આ સર્વતોમુખી સ્વરૂપ, ગમે તો ભયંકર હશે પણ અત્યારે તે લોકપ્રીતિ પ્રાપ્ત કરી શક્યું છે. એટલે ના૦ બાલ મહારાજા સમક્ષ પ્રજા, 'એરિથમેટિક' ના રૂપક રૂપે શિક્ષણ આપે એ પ્રમુખશ્રીનું કથન ગમે તેવું સાચું હોવા છતાં સત્તા અને નયનીતિના વર્તુલમાં ફરનારા ઘણાને કવિતા મય લાગે એવું છે–લાગ્યું પણ હશે.

સભાના કામ કાજના બન્ને દિવસોએ ના૦ બાલ મહારાજા અને તેમના બંધુઓએ આ સભામાં પોતાના શિક્ષકોની સાથે હાજરી આપી હતી. તે બદલ નગર શેઠે સર્વના વતી મહારાજાને અભિનંદન આપ્યું. અને એમણે પણ રૂઢિ પ્રમાણે કહ્યું કે આપ આપના પિતાને પગલે ચાલશો એવી અમે આશા રાખીએ છીએ. આ તો ઠીક પણ બન્ને દિવસોએ અવિરત સ્મિતપૂર્વક ના૦ મહારાજાએ સભાનું કાર્ય નિહાળ્યું. પણ સભામાં તે નામદારને પડેલી છાપ જ્યારે નિર્ણયનું રૂપ લેશે ત્યારે આ સભાનો ખરો આંક અંકાશે. પ્રમુખશ્રીએ અધિકારીઓને જે મીઠો ઉપાલંભ આપ્યો છે એ લક્ષમાં રાખીને તેમજ વધારેમાં વધારે આપખુદ અધિકારી પોતાની ઉપરી સત્તા આગળ એ કરતાં પણ અતિ નમ્ર જણાય છે એ મારા જાણવામાં છે, છતાં મને કહેવાનું મન થઈ જાય છે કે આ સભામાં હાજર રહેલા અધિકારીઓ મને સૌમ્ય લાગ્યા. જ્યાં પ્રમુખશ્રીનું કહેલું એક મર્મ વાક્ય વારંવાર યાદ આવ્યા કરે છે, કે "કોઈ પણ ખાતાના ઉપરીને પોતાને જુઠું બોલવાની છુટ છે, પણ મારે મોંએ જુઠું બોલાવવાની છુટ નથી." પોતાને પણ શા માટે હોય ? પરંતુ આ કથનની અંતરગત રહેલો ભાવ આપણા દેશનો અધિકારી વર્ગ સમજે તો બારડોલી જેવા પ્રસંગો ઉભજ શા સારૂ થાય ? પણ સર્વત્ર ભાવનગર નથી અને સર્વત્ર સર પ્રભાશંકર નથી.

કૌંસીલના સેક્રેટરી સાહેબની કાળજી ભરી વ્યવસ્થા છતાં જે હૉલમાં સભા મળી હતી તે હૉલ પ્રમાણમાં અતિશય નાનો લાગ્યો અને લોકો આ પ્રમાણે જ જો સભાના કામકાજમાં રસ લેતા રહે તો જરૂર આ કરતાં મોટો હૉલ જોઈએ. આ રાજ્યે કરેલો દારૂનો સદંતર બહિષ્કાર, રાજ્યનું જગાતનું ધોરણ, ગામ પંચાયતોની અને નિશાળોની ચર્ચા વગેરે સભામાં ચર્ચાયેલી બાબત ઉપર મને હજી લખવાનું મન છે પણ કેટલુંક લાંબું કરવું ? નકામું ચિતર્યું છે એમ કહી વાંચનારા છોડી દે તે કરતાં હું જ છોડી દઇ આ પત્ર પુરો કરૂં એ બહેતર છે.

પ્રેક્ષક.



# માસિક નોંધ

## સર લેસ્લીસ્કૉટની યોજનાનું મૂળ.

રાજકર્ત્તાઓના નામે જે યોજના બટલર કમિટિ સમક્ષ રજુ થઈ છે, તે યોજનાના જન્મદાતા સર લેસ્લી સ્કૉટ છે એ વાત ખોટી હોય એમ જણાય છે. 'પાયોનીઅર' માં વડી ધારાસભાના એક સભ્યે આ સંબંધી કેટલીક હકીકતે બહાર પડી છે, એ ઉપરથી જણાય છે કે સદરહુ યોજનાની રૂપરેખા ૧૯૧૬ માં દોરાઈ હતી અને તે ૧૯૧૭ માં પતીયાલા કોન્ફરન્સમાં રજુ કરવામાં આવી હતી. આ કોન્ફરંસમાં આ વખતે સર અલી ઇમામ અને મિ. ચીંતામણી પણ હાજર હતા. એટલું જ નહિ પણ મૉંટ–ફ્રોર્ડ સુધારાના રચનારાઓ આગળ પણ આ યોજના વિચારણા માટે મૂકવામાં આવી હતી. ત્યારપછી લગભગ દસ બાર વર્ષ રાજકર્ત્તાઓએ અને દિવાનોએ આ યોજના ઉપર વિચાર કર્યો છે. પરિણામે હાલની યોજના જન્મી છે. મતલબ કે હાલની યોજના દ્વારા જે હેતુ સાધવાનો અભિલાષ છે તે અભિલાષ ૧૯૧૬ થી નહિ પણ અમને લાગે છે કે લૉર્ડ હાર્ડિંજની કારકીર્દિની શરૂઆતથીજ જાગૃત થયો છે. ૧૯૧૬–૧૭ માં તો તે માટેનાં સાધનોની વિચારણા થતી હતી. મિ. લાયોનલ કર્ટીસ, કે જે એ વખતે પતીયાલાની કોન્ફરંસમાં માત્ર એક જ યુરોપીયન–હાજર હતો તે આ સંબંધી 'Dyrachy' નામના પોતાના પુસ્તકમાં આ મતલબનું લખે છે કે–"૧૯૧૭ ના નવેંબરમાં રાજકર્ત્તાઓની કોન્ફરંસની કમિટિ, આ યોજનાનો વિચાર કરી, વાઇસરાય અને હીંદી પ્રધાન આગળ તેને મૂકવાનો વિચાર કરવા મળી હતી. અને તેમાં અલવર, બીકાનેર, અને નવાનગરના જામસાહેબ વગેરે હાજર હતા. ત્યાર પછીના ડીસેમ્બર મહીનામાં એ કમિટિ બીકાનેરમાં મળી ત્યારે તેને કામકાજમાં મદદ કરવા બીકાનેરના મહારાજાએ મને બોલાવ્યો હતો. પરંતુ તે વખતે હું "હીંદી પ્રજાને પત્રો" લખવાની પ્રવૃત્તિમાં હતો એટલે ન જઈ શક્યો. પછી મારા પત્રો મહારાજાએ વાંચ્યા અને મને ખુલ્લો તાર કરી આમંત્રણ આપ્યું. આ વખતે પણ મારાથી ન જવાયું. પરંતુ બીજી વખત પતીઆલાના મહારાજાના આમંત્રણે હું ત્યાં જઈ શક્યો. પતીઆલામાં બ્રિટિશ હીંદના આગેવાનો અને રાજકર્તાઓ તથા તેમના દીવાનોને હું મળ્યો. બ્રિટિશહીંદના આગેવાનોએ આ વખતે દેશી રાજ્યોના પ્રશ્નોની ચર્ચામાં ભાગ લીધો હતો." આ ઉપરથી બે ત્રણબાબત સ્પષ્ટ જણાય છે; કે (૧) રાજકર્ત્તાઓને જે સવાલ અત્યારે મુંઝવે છે તે લગભગ દોઢ દસકા પહેલાંનો છે અને (૨) તેના નિરાકરણમાં તેમણે બ્રિટિશ હીંદના આગેવાનોના વિચારોની પણ મદદ મેળવી છે. અને (૩) યોજનાનો જન્મદાતા સર લેસ્લી-સ્કૉટ નથી. અમને લાગે છે, કે બ્રિટિશ હીંદના આગેવાનોએ આ સવાલમાં આટલી મર્યાદા સુધી ભાગ લીધો છતાં તેના ખરાં કે ખોટાપણાં સંબંધે શા માટે પોતાનો અભિપ્રાય પ્રકટ નથી કરતા ? અને ઓછામાં ઓછું તેમણે આ યોજનાને અનુમતિ આપી છે, કે તેનો અસ્વીકાર કર્યો છે એટલું તો પ્રજાહિતની ખાતર જરૂર જણાવવું જોઇએ.

---

## પોરબંદર રાજ્યની માગણી.

પોરબંદર રાજ્યનો ૧૯૨૬–૨૭ ના વર્ષનો વહીવટી અહેવાલ પ્રસિદ્ધ થયો છે. અહેવાલ-વાળા વર્ષમાં ૨૨ લાખ ૨૧ હજારની આવક અને ૨૦ લાખ ૪૭ હજારનો ખર્ચ થયો છે. પરંતુ અહેવાલના વિગતે સર આંકડાઓમાં ખાસ ધ્યાન ખેંચાય તેવી એક બાબત છે. અને તે એ કે પોરબંદર રાજ્ય બ્રિટિશ સર-કારને ટ્રીબ્યુટની ૨૧ હજારની રકમ આપ્યા ઉપરાંત ૧૮૫૩ ના કરાર પ્રમાણે બીજા ૧૫ હજારની રકમ વાર્ષિક આપે છે. આ રકમ જગાતના અરધ ભાગ પેટે અપાય છે, અને નવાઇ જેવું તો એ છે કે તેની અસંગતતા છતાં તે અત્યાર સુધી ચાલ્યું આવેલ છે. આ સંબંધી એવો ઇતિહાસ છે કે ૧૮૦૯ માં પોરબંદરના રાણા સરતાનજી સાથે કંપનીએ જે કરારો કરેલા તેમાં "પોરબંદરના બંદરગાં અને બંદરના તમામ હકમાં અરધ ભાગ ઓનરેબલ કંપનીને આપવા" કબૂલ કરવામાં આવ્યું હતું આ ભાગ પેટે ત્યાર પછી ૨૪ હજારની રોકડ રકમ ઠરાવવામાં આવી હતી. પરંતુ ત્યાર પછી પોરબંદરના રાજકર્તાઓની દરખાસ્ત ઉપરથી એ રકમ ૧૮૫૩ માં ૧૫ હજારની ઠરાવવામાં આવી જે અદ્યાપિ ચાલુ છે. નવાઈ જેવું તો એ છે કે આ રકમ સંબંધે મૂળના કરારમાં સ્પષ્ટ ઉલ્લેખ નહીં છતાં પોરબંદર રાજ્ય એમ માનતું હતું કે તે રક્ષણ પેટે છે અને પાછળથી તે પ્રશ્ન ન રહ્યો છતાં પણ સરકારે પરોક્ષ રીતે પણ પોરબંદર રાજ્ય–જેવું બીજાં રાજ્યો મેળવે છે તેવું–રક્ષણ મેળવે છે એમ કહી એ રકમની અસંગતતા ન સ્વીકારી. વળી ૧૮૦૯ માં રાજ્ય અને કંપનીને જે કરાર થએલો ત્યારપછી જગાતના અર્ધોભાગ પેટે જે ખરી રકમ સરકારને મળવી જોઇએ તે કરતાં લગ-ભગ દોઢી મળતી હતી. અને તેથી કર્નલ લેંગે તે રકમ લેવાને બદલે–એ સવાલ ૧૮૫૩માં ઉભો થયો ત્યારે–ટ્રીબ્યુટમાં વધારો કર-વાનું સૂચન કરેલું હતું. આટલા ઉપરથી જણાય છે કે આ સવાલની જો નવેસરથી વિચારણા કરવામાં આવે તો અત્યાર સુધી લેવાતી આ પંદર હજારની રકમ ન્યાય સંગત નથી એમ સહેજે જણાઇ આવે. ૧૮૦૯ ના કરાર પ્રમાણે અત્યાર સુધીમાં પોરબંદર રાજ્યે ટ્રીબ્યુટ ઉપરાંત આ રીતે લગભગ ૨૫ લાખની રકમ આપી છે. પરંતુ ભૂતકાળને જવા દઈ હાલની પરિસ્થિતિને જ લક્ષમાં રાખી વિચારવામાં આવે તો સરકાર એક દેશી રાજ્ય સાથે જગા-તમાં ભાગ માગે એ જ હવે વિચિત્ર લાગે છે. જ્યારે બંદરોના સવાલે નવીન રૂપ લીધું છે, અને તે માટે નવેસરથી કરારો થયા છે ત્યારે થોડા વખત પહેલાં જ મ્હૈસોર રાજ્યની ખંડ-ણીની રકમમાંથી જગાતના સવાલને લક્ષમાં રાખીને જેમ ૧૦½ લાખની રકમ ઓછી લેવાનું લૉર્ડ ઇરવીને જાહેર કર્યું હતું; તેમ અત્યારે સમગ્ર વસ્તુસ્થિતિ, અને દૃષ્ટિબિંદુ જ ફેરવાઈ ગયું છે ત્યારે અમે તો કહીએ છીએ કે માત્ર પોરબંદર પૂરતું જ નહીં પરંતુ જ્યાં જ્યાં કરારોના અંગની આવી અસંગતિ હોય તે વેળાસર દૂર કરવી જોઇએ. તેમાંય પોરબંદર રાજ્યની સાથેનો ૧૮૦૯ નો મૂળ કરાર જે હેતુથી સરકારે ૧૮૫૩ માં થોડે અંશે ફેરવ્યો છે, તે હેતુ એટલો બધો અસ્પષ્ટ અને વિવાદવાળો છે કે તેમાં પોરબંદર રાજ્યની માગણીનો સ્વી-કાર કર્યા વિના નિર્મળના આવી શકશે નહીં. અને તેમાંય હાલની પરિસ્થિતિમાં તો તે માગણી તરફ અસહાનુભૂતિની નજરે જોવું એ યુક્ત નથી.

---

## લૉર્ડ ચેમ્સફોર્ડનો અભિપ્રાય.

રાજકર્તાઓની એક પરિષદમાં નરેંદ્રમંડળ સંબંધે બોલતાં લૉર્ડ ચેમ્સફોર્ડે કહ્યું હતું કે દેશી રાજ્યોનો દરજ્જો, અધિકાર અને તેમના ઐતિહાસિક મહત્વને તેમાં સ્થાન મળવું જોઇએ. પરંતુ લૉર્ડ ચેમ્સફોર્ડની કારકીર્દિ પૂરી થઈ, ત્યાર પછી નરેંદ્રમંડળે વ્યવહારૂ રૂપ લીધું એટલે લૉર્ડ ચેમ્સફોર્ડ પોતાના વિચારોની અસર એ મંડળના બંધારણમાં પાડી શકયા નહીં. પરિણામે તોપોની સલામીના ધોરણ ઉપર જ નરેંદ્રમંડળની રચના થઇ. એટલું જ નહીં પણ જે રાજ્યોનો વિશેષ અધિકાર હતો અને જેઓનું ઐતિહાસિક સ્થાન પણ ઉંચું હતું તે રાજ્યો નરેંદ્રમંડળથી અલગ રહી ગયાં. ગુજરાતમાં કેટલાંક નાનાં રાજ્યો પણ એવાં છે કે જેમની સ્થાપના ઇતિહાસના મધ્ય યુગની છે. જ્યારે કેટલાંકની સ્થાપના મધ્ય યુગની પણ પહેલાં થએલી છે. આ રીતે આ રાજ્યોનો શક્યાધિકાર ઉંચો હોવા છતાં યોગ્યતા માટે જોઈતી તોપોની સલામીના અભાવે તેઓ નરેંદ્રમંડળના સભ્યો તરીકે જોડાઇ શકયાં નહીં. જો કે જે રાજ્યોને ઓછી સલામી હોય તે રાજ્યોને નરેંદ્રમંડળના સભ્ય તરીકે નીમવાની વ્હાઇસરૉયના હાથમાં સત્તા હતી છતાં ખરેખર, લૉર્ડ ચેમ્સફોર્ડને આ પદ્ધતિ ખુંચતી હતી અને તાત્કાલિક બીજો કોઈ માર્ગના અભાવે તેનો, તેને સ્વીકાર કરવો પડયો હતો. આજ એક દસકાં પછી હવે એ ધોરણમાં ફેરફાર કરવો જોઇએ અને રાજ્યોના ઐતિહાસિક સ્થાન પ્રમાણે તેમજ વસતીના આધારે તેનું નવેસરથી બંધારણ રચવું જોઇએ એમ અમને લાગે છે.

---

## નરેંદ્રમંડળના સભ્ય ચુંટાયા.

નરેંદ્રમંડળના સભ્ય તરીકે પીહડીઆ-જેતપુરના દરબારશ્રી મૂળુવાળા સી. આઈ. ઈ. અને ભાદરવાના ઠાકોર સાહેબ રણજીતસિંહજી ચુંટાયા છે. અમે ઉભય રાજકર્ત્તાઓને માનપૂર્વક અભિનંદન આપીએ છીએ. નૃપતિમંડળમાં આ બન્ને રાજા સાહેબો પોતાના આગળ પડતા વિચારોથી જાણીતા છે, અને તેટલા માટે તેમની ચુંટણી યોગ્ય લેખાશે. પરંતુ પ્રતિનિધિત્વની જવાબદારી સ્વીકારી નરેંદ્રમંડળના સભ્ય ચુંટાવું, એ પોતાની જવાબદારી સમજનાર હરકોઇને માટે સહજ નથી. અત્યારે નાનાં રાજ્યોનો કઠિન-ગુંચવારા ભર્યો સવાલ છે. એ રાજ્યોના પણ અનેક પ્રકારના રાજદ્વારી સવાલો છે અને ખરૂં પૂછાવો તો નરેંદ્ર મંડળમાં આ રાજ્યોના સવાલ તરફ માનની લાગણીથી ભાગ્યે જ જોવામાં આવે છે. એટલે આ ઉભય નરેશ સભ્યો નાના રાજ્યોના પ્રશ્નને કંઇક પ્રધાન સ્થાન અપાવશે અને પોતાના પ્રતિનિધિત્વને સરસ રીતે દીપાવશે એવી અમે આશા રાખીએ છીએ.

---

## વેપારી ચેંબરના નવા પ્રમુખ.

મુંબઈની દેશી વેપારી ચેમ્બરના પ્રમુખ તરીકે મિ. લક્ષ્મીદાસ રવજી તેરશીની નીમનોક થઈ છે. મિ. તેરશી કચ્છના વતની છે અને તેમણે મુંબઈની વ્યાપારી સૃષ્ટિમાં જેવી રીતે પોતાના અનુભવ, સ્પષ્ટ વકતૃત્વ અને સરલ સ્વભાવથી પ્રીતિ માત્ર સ્થાન મેળવ્યું છે તેવી જ રીતે કચ્છી પ્રજા અને ના૦ નરેશનો પણ તેઓ વિશ્વાસ મેળવી શકયા છે. તેમનો વ્યાપારનો બહોળો અનુભવ છે એટલે જે નવું

સ્થાન તેમને પ્રાપ્ત થયું છે તેને જરૂર શોભાવશે એમ તેઓશ્રીએ અભિનંદન આપીએ છીએ.

---

## ' ફીડરલ ' બંધારણ !

લંડનની ઈસ્ટ ઈંડીઆ એસોસીએશન સમક્ષ પતીઆલાના ના૦ મહારાજાએ 'દેશી રાજ્યોનો તાજ સાથે સંબંધ ' એ વિષય ઉપર પોતાના વિચારો જણાવતાં કહ્યું હતું કે All the Princes of India are agreed that there must be something like a federation for India." સમગ્ર હીંદના હિત અર્થે બ્રિટિશ હીંદના પ્રતિનિધિઓ સાથે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ પણ ચર્ચા કરી શકે એટલા માટે આ ફીડરેશનની ખાસ જરૂર અને તેમાં હીંદુસ્તાનના બધા રાજકર્તાઓની સંમતિ હોય તે વિષે અમને શંકા છે. છતાં આ કથન ગમે તેટલું ખરૂં હોય તો પણ હાલની સ્થિતિમાં આવું બંધારણ શકય છે ? કારણ કે આવું બંધારણ રચવામાં આવે તે પહેલાં ( ૧ ) તો રાજ્યો રાજ્યો વચ્ચે સમાન દરજ્જો, અને ( ૨ ) દરેક રાજ્યના પ્રત્યેક પ્રજાજનને સમાન કક્ષાનું રાજદ્વારી છુટાપણું હોવું એ જરૂરનું છે. આ સિદ્ધાંત જ્યાં સુધી ખુલ્લી રીતે સ્વીકારવામાં ન આવે ત્યાં સુધી આ બંધારણ અશકયરૂં અને અસમાન દરજ્જાવાળાં રાજ્યોના મંડળ જેવું થશે. એટલું જ નહીં પણ તેથી દેશી રાજ્યોની લઘુમતિના અને બ્રિટિશ હીંદના બહુમતિના લાભો વચ્ચે પરસ્પર અથડામણ થશે. જગતનાં રાજ્યોમાં યુનૈટેડ સ્ટેટ્સ, સ્વીટ્ઝરલેંડ અને જર્મનીમાં આવા બંધારણ મારૂફતે વહીવટ ચાલે છે પરંતુ ત્યાં તો જુદાં જુદાં રાજ્યોની પ્રજાને પણ ફીડરલ બંધારણમાં પ્રતિનિધિત્વનો હક આપવામાં આવ્યો છે. અને ત્યાંની કારોબારી સરકાર ધારાસભાને જવાબદાર છે. હાલની સ્થિતિમાં હીંદનાં રાજ્યો આટલી કક્ષાએ પોતાનો વહીવટ લઇ જાય એ અમને શકય લાગતું નથી. આ કરતાં તો સરસ માર્ગ એ છે કે નરેંદ્રમંડળના હાલના બંધારણને વધારે જવાબદાર બનાવવું જોઇએ. એટલું જ નહીં પણ બ્રિટિશ હીંદ પોતાને માર્ગે પ્રગતિ સાધે અને દેશી રાજ્યો પોતાની રીતે પ્રગતિ સાધે એ સિદ્ધાંતનો સ્વીકાર કરી દેશી રાજ્યોએ પોતાની ' Internal Sovereignty જાળવી રાખવી. સાથે સાથે એવી રીતે વહીવટ ચલાવવો જોઈએ કે દેશી રાજ્યોની પ્રજા એ વહીવટથી સંપૂર્ણ રીતે સંતોષ મેળવી શકે.

---

## નહેરુ કમિટિ અને દેશી રાજ્યો

બ્રિટિશ હીંદના બધા રાજદ્વારી પક્ષોની સંમતિથી નિમાયેલી નહેરુ કમિટિએ પોતાનો રિપોર્ટ પ્રસિદ્ધ કર્યો છે, તેમાં એક અગત્યનું પ્રકરણ દેશી રાજ્યોની ચર્ચાનું છે. અત્યાર સુધી એવું ભાગ્યે જ બન્યું છે કે દેશી રાજ્યોનો પ્રશ્ન બ્રિટિશ હીંદના રાજદ્વારી આગેવાનોએ આટલી ઝીણવટથી અને સહાનુભૂતિથી તપાસ્યો હોય ! પરિણામે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યો વચ્ચે શું સંબંધ છે, તેની કમિટિએ સરળ રીતે ચર્ચા કરી છે. તથા એ સંબંધને લક્ષમાં રાખી આખો પ્રશ્ન મતભેદની નજરે નહીં પણ જાતીય સ્વાર્થને

અનુલક્ષી ચર્ચ્યો છે. તેમજ હાલની માફક દેશી રાજ્યોનો રાજદ્વારી સંબંધ ભવિષ્યના હીંદની સાથે જેવોને તેવોજ રહેશે એ મતનો સ્વીકાર કર્યો છે. બેશક કમિટિએ સમગ્ર ચર્ચા રાજ્યોની પ્રજાના દૃષ્ટિબિંદુને પ્રાધાન્ય આપીને જ કરી છે. કમિટિએ પણ તાજેતરમાં નાં૦ પતીયાલા નરેશે કહ્યું છે, તેમ 'ફેડરેશન' ની ઉપયુક્તતા સ્વીકારી છે. પરંતુ કમિટિની અને નાં૦ પતીઆલા નરેશની આ સંબંધી વિચાર સરણિમાં ભેદ છે. કમિટિએ પ્રજા જીવનને તલસ્પર્શી કરે એવી પદ્ધતિએ 'ફેડરેશન' ના અમલને વાજબી ગણ્યું છે, જ્યારે નાં૦ પતીઆલા નરેશ મધ્યવર્તી સત્તામાં એ બંધારણની ઉપયુક્તતા સ્વીકારે છે. અર્થાત્ કે 'ફેડરેશન' ની અગત્ય સ્વીકારતા છતાં બ્રિટિશ હીંદના આગેવાનો અને રાજકર્તાઓ જુદાં જુદાં દૃષ્ટિબીંદુ ધરાવે છે. આ પરિસ્થિતિ ઉત્પન્ન થવાના કારણ પૈકી એક કારણ તો એ છે કે નરેંદ્ર મંડળના કાયદાના સલાહકાર સર લેસ્લી સ્કૉટને દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદની પ્રજા વચ્ચેના સામાજિક સંબંધની કશી જ માહેતી નથી. તેણે દેશી રાજ્યોના પ્રશ્નની બની શકે એટલી માહેતી મેળવવા પ્રયત્ન કર્યો છે, પરંતુ તે બહુધા ખત-પત્રોના આધારે જ. ૧૯૧૯ માં મોંટ-ફોર્ડ સુધારાનો અમલ થયો ત્યારથી 'ફેડરેશન' નો ગોળો ગબડયા કરે છે. રાજ્યકર્તાઓ, મુખ્યત્વે તેની ઉપયોગિતા આર્થિક હેતુથી સ્વીકારે છે જ્યારે બ્રિટિશ હીંદના આગેવાનો હીંદુસ્તાનના પ્રજા સંઘમાંથી દેશી રાજ્યો અલગ રહે, એ સમગ્ર હીંદના રાજદ્વારી વિકાસને હાનિકર્તા છે એ હેતુથી 'ફેડરેશન' માં દેશી રાજ્યોનો સહકાર ઇચ્છે છે. આવાં ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુ ધરાવનારા રાજદ્વારી પક્ષોથી અમને લાગે છે, કે કોઇ પણ સંયુક્ત રાજદ્વારી બંધારણમાં મતભેદના મુદ્દાઓ ઘટવાને બદલે ઉલટા વધશે. એ કરતાં સારામાં સારો માર્ગ હાલની પરિસ્થિતિમાં એજ છે કે દેશી રાજ્યો પોતાની રીતે અને બ્રિટિશ હીંદ પોતાને માર્ગે એક બીજાની આડે આવ્યા વગર-રાજદ્વારી વિકાસ કરે એ ઇચ્છવા જોગ છે. અને તેમાં જ અત્યારે તો બન્નેની સલામતી છે.

---

# રોજનિશી

## જુલાઈ.

૧ લી જુલાઈ નાભાના માજી રાજકર્તા ગુરુચરણસિંહને પોલીસ પહેરામાંથી મુક્ત કર્યા.
૧ લી ,, પોરબંદર. મહારાણાશ્રીની વર્ષગાંઠ.
૨ જી ,, કાબુલ. ના. અમીર અમાનુલ્લાખાં યુરોપની મુસાફરી કરી પાછા ફર્યા.
૨ જી ,, બર્લીન. ના. પતીયાલા નરેશે, જર્મનીના પ્રેસીડેન્ટ હીડનબર્ગની મુલાકાત લીધી.
૪ થી ,, મુંબઈ. શેઠ લાલજી નારણજીએ બારડોલી પ્રશ્નને અંગે ધારાસભામાંથી રાજીનામું આપ્યું.
૫ મી ,, તળાજા. યાત્રા કરવા જતાં શત્રુંજી નદીમાં જૈનયાત્રાળુઓથી ભરેલી હોડી ડૂબી.
૭ મી ,, મુંબઈ. હીંદના રાજ્યોનાં નિવેદન, દેશી રાજ્યોની તપાસ સમિતિ સમક્ષ મૂકવા કર્નલ હકસર વિલાયત ગયા.
૭ મી ,, મુંબઈ. હાઇકાર્ટ્સ બીલ સામે શેરીફના પ્રમુખપદે જાહેર સભા.
૮ મી ,, બેલુર. ભયંકર રેલ્વે હોનારત.
૮ મી ,, લો. મા. તિલકની પુણ્યતિથિ.
૧૧ મી ,, મુંબઈ. સમગ્ર હીંદ દેશી રાજ્ય પ્રજા પરિષદની કારોબારી સમિતિએ દેશી રાજ્યોની પ્રજાનું ડેપ્યુટેશન વિલાયત મોકલવાનો ઠરાવ કર્યો.
૧૪ મી ,, મ્હેસોર. દિવાનના પ્રમુખપદે ઇકોનોમિક કોન્ફરંસ.
૧૫ મી ,, દ્વારકા. વિદ્યાધિકારીના પ્રમુખપદે હાઇસ્કૂલનો મેળાવડો.
૧૮ મી ,, સુરત. ના. ગવર્નરે બારડોલી ડેપ્યુટેશનની મુલાકાત લીધી.
૧૮ મી ,, લંડન. સર લેસ્લી સ્કૉટે બટલર કમિટિ સમક્ષ કેસ રજુ કર્યો.
૨૧ મી ,, હૈદ્રાબાદ. ઉસ્માનિયા યુનિ. ની સેનેટની બેઠક.
૨૩ મી ,, મ્હૈસુર. યુનિ. નો પદવીદાન સમારંભ.
૨૩ મી ,, દાંતા. ના. મહારાણાશ્રીને ત્યાં યુવરાજશ્રીનો જન્મ.
૨૩ મી ,, મુંબઈ. પ્રાંતિક ધારાસભામાં ના. ગવર્નરનું બારડોલી પ્રકરણ સંબંધી વક્તૃત્વ.
૨૪ મી ,, લંડન. લૉર્ડ રોનાલ્ડશેના પ્રમુખપદે ના. પતીયાલા નરેશનું ઈસ્ટ ઈંડીયન એસોસીએશનના આશ્રયે "દેશી રાજ્યોનો તાજ સાથે સંબંધ" એ વિષય ઉપર ભાષણ
૨૪ મી ,, ભાવનગર. સર પ્રભાશંકરના પ્રમુખપદે "આપણા સામાજીક પ્રશ્નો" એ ઉપર રા. ગીરજાશંકર ત્રિવેદીનું ભાષણ.
૨૬ મી ,, વડોદરા. ધારાસભાની બેઠક.
૨૮ મી ,, ત્રાવણકોર. ધારાસભામાં પ્રજાપક્ષની સ્થાપના થઈ.
૩૧ મી ,, જેતપુર. મેજર મીડે તાલુકા કોર્ટનું નવું મકાન ખુલ્લું મૂક્યું.

તૈયાર કરવામાં આવે છે.

# "દેશી રાજ્ય" ડીરેક્ટરી.

( પશ્ચિમ હીંદ સ્ટેટ્સ એજન્સિ, વડોદરા રાજ્ય

અને

મહીકાંઠા, રેવાકાંઠા અને સુરત એજન્સિની )

## — આ ડીરેક્ટરીમાં —

ખાસ કરીને આટલી હકીકત આવશે.

૧ રાજ્યોનો સંક્ષિપ્ત ઇતિહાસ અને ભૌગોલિક સ્થિતિ, નકશા સાથે.

૨ રાજ્યોનું વહીવટી બંધારણ.

૩ ખેતી, વ્યાપાર અને ઉદ્યોગસ્થિતિ.

૪ રાજકર્તાઓ, રાજદ્વારી અધિકારીઓ, રાજ્યના વરીષ્ટ અધિકારીઓ, સરદારો અને સ્થાનિક તેમ જ રાજ્યોના બહારના આગેવાન વ્યાપારીઓ સંબંધે જાણવાજોગ માહેતી.

૫ રાજ્યોની જાહેર સંસ્થાઓ.

૬ દરેક એજન્સિની, નરેંદ્રમંડળની અને સરકાર સાથેના રાજ્યોના સંબંધની ઉપયોગી માહીતી.

માત્ર ગણતરીની જ પ્રતો કઢાવવાની હોવાથી જેમ બને તેમ જલ્દી ગ્રાહક થવા વિજ્ઞપ્તિ છે.

કીંમત લગભગ રૂા. ૧૦ થશે.

: તંત્રી :

"દેશી રાજ્ય," નડીઆદ

# —દેશી રાજ્ય—

દેશી રાજ્યોના પ્રશ્નોની તટસ્થ દૃષ્ટિએ નિષ્પક્ષપાત રીતે ચર્ચા કરવામાં આવે છે.

રાજસ્થાનોમાં સર્વત્ર "દેશી રાજ્ય"નો પ્રચાર થયો છે.

"દેશીરાજ્ય"માં વિશ્વસનીય ખબરો કે હકીકતો જ લેવામાં આવે છે.

---

# વિજ્ઞપ્તિ

દેશી રાજ્યોના પ્રશ્નોમાં રસ લેનાર પ્રતિષ્ઠિત લેખકોને તેમ જ આ પ્રશ્નના અનુભવીઓને, પોતાના લેખ કે વિચારદ્વારા "દેશી રાજ્ય" માસિકને સાહાય્ય કરવાની નમ્રપણે વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

દેશી રાજ્યોમાં બનતા વિશેષ પ્રસંગોના ફોટાઓ કે બ્લોકો તેને લગતાં મુદ્દાસર લખાણો સાથે જો મોકલવામાં આવશે તો દાખલ કરવામાં આવશે. વિશેષ માટે યોજના મંગાવો.